# પ્રગટકર્તાના બે બોલ

"મીઠાઇનો સ્વાદ ચાખ્યે જણાય." એનાં વર્ણન કર્યે કંઇ વળે નહિ. તેમાં ય જો બરફી કે પેંડા જેવી ચાલુ બરતી ગુજરાતી મીઠાઇ હોય તો તો વખને કંઇક સમજાવીયે શકાય, પણ રસગુલ્લાં જેવી બંગાળી મીઠાઇનો સ્વાદ જાણવા માટે તો ચાખવા જેવો બીજો સુતર રસ્તો-નથી.

આ પુસ્તકનું પણ તેમજ છે. એનો સ્વાદ તો અંદર ચંચુપાત કર્યે જ જણાય. તેમાં યે નવીન ઉછરતી પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ મેળવવા અને કેળવવા મથતી પુસ્તકાલયપ્રવૃત્તિને લગતું આ પુસ્તક છે એટલે કોઇ ઇતિહાસ કે નવલકથા પેઠે એના વિવેચનમાત્રથી એનો રસ કે હાર્દ સમજાવી શકાય તેમ નથી. આ તો પરદેશથી આણેલી અને આપણા દેશના વાતાવરણને અનુકૂળ કરેલી પ્રવૃત્તિનું શાસ્ત્ર છે. ઘણાને અજાણ્યું છે, કેટલાકને અપ્રિય પણ છે. છતાં એની અપ્રસિદ્ધિ કે નવીનતાથી, એની શાસ્ત્રીયતાથી કે કઠિનતાથી કોઇ ભડકી દૂર ન ભાગે. રા. મોતીભાઇ અમીન અને રા. વિજયરાયે ખૂબ મહેનત કરી એ શાસ્ત્રીય ગ્રંથને લોકભોગ્ય બનાવ્યો છે, એની કઠિનતા કાઢી નાંખી છે, આપણી વૃત્તિને અનુકૂળ બનાવ્યો છે. એટલે મીઠાઇના સ્વાદ અને તત્ત્વોને જાણનાર પુરુષની દેખરેખ અને સલાહ પ્રમાણે કુશળ કારીગરે બનાવેલી મીઠાઇ સૌ કોઇ સુખે આરોગે.

પરંતુ આ કેવળ મીઠાઇ છે એમ કોઇ ન માને. એ તો વસાણું છે. એમાં સ્વાદ તો છે જ. ઉપરછલ્લું વાંચી ગયે પણ એ તો સમજાશે પણ એમાં વિચારવા જેવાં, પચાવવા જેવાં તત્ત્વો છે. પુસ્તકાલયપ્રેમીઓએ, ગ્રંથપાલોએ, વ્યવસ્થાપકોએ અને મંત્રીઓએ, ટુંકામાં પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતા સૌ કોઇએ, એનું સેવન કરવા જેવું છે. ઉપયોગી માહિતી, ગુંચવણભર્યા પ્રશ્નોની ઝીણવટભરી છણાવટ, દેશાંતરની પ્રવૃત્તિઓનો ઇતિહાસ, અને આપણી તેવી પ્રવૃત્તિઓ સાથે મુકાબલો, આપણા સંજોગો અને વાતાવરણને અનુકૂળ ઉચિત ફેરફાર, કેટલાક ચાલુ પ્રશ્નોની સરલ ચર્ચા એ બધાનો, સરળતાનો અતિઆવશ્યક સદ્ગુણ સાચવીને, ભાઇ વિજયરાયે આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. એ કેવળ વિદ્દભોગ્ય કે શાસ્ત્રીય ન બની જાય, અને રસ્તે ચાલતા માણસને પણ સહેલાઇથી સમજાય એવું બને તેવી કાળજી એમણે ખાસ રાખી છે. રા. મોતીભાઇ જેવા પુસ્તકાલયપ્રેમી અને રા. વિજયરાય જેવા ભાષાપ્રેમીએ કરેલા મંથનનું એ નવનીત છે. પુસ્તકાલયપ્રેમી અને ભાષાપ્રેમી બન્નેને પથ્ય અને રુચિકર નીવડે એવું છે.

આટલુ આ પુસ્તક સબધી

પુસ્તકાલય સબધી તો આ પુસ્તક જ છે

હવે રહ્યુ પુસ્તકાલય સહાયક સહકારી મડળ એનો જન્મ અને સ્થિતિ પુસ્તકાલયોની સેવા અર્થે છે, એની ઇતર દિશાની પ્રવૃત્તિઓ ભાઈ વિજયરાયે યથાસ્થાને વર્ણવી છે પ્રકાશક તરીકેની પ્રવૃત્તિનું આ પુસ્તક એક ફળ છે આ સસ્થા આ અને આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામા પોતાના અસ્તિત્વની સફળતા માને છે એણે જો ઇતર પ્રકાશકો પેઠે કામોત્તેજક કે રોમાચક કથાનકો પ્રકટ કરવા ધાર્યા હોત તો આજે એ સહેજે સમૃદ્ધ–નિદાન નાણાની દૃષ્ટિએ તો–જરૂર થઈ હોત પણ અમારો મુદ્રાલેખ 'સેવા' છે, 'ધન' નથી એટલે આજ સુધીનાં આ સસ્થાના પ્રકાશનોમા એક પણ એવુ નથી કે કડક મા કડક નીતિશાસ્ત્રી પણ જેની ખોડ કાઢે જ્યા સુધી ઘણા પ્રકાશકો માર્ગ, સસ્તા, સુદર પુસ્તકો પ્રસિદ્ધ કરવાનુ કામ ઉપાડી લઇ આ સસ્થાને એવાં કાર્યોમાથી મુક્ત ન કરે, ત્યાં સુધી આ સસ્થાને કામ કરવુ રહ્યુ, પરતુ એનુ ખરૂ પ્રકાશનકાર્ય તો પુસ્તકાલયશાસ્ત્રને લગતા પુસ્તકાલય-પ્રવૃત્તિને ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવામા જ સમાયલુ છે અત્યાર સુધી એણે એવાં (આગળીને વેઢે ગણાય એટલા) તો એ નવીન ભાત પાડતા પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે અને એજ દિશામા એનુ આ નવીન સાહસ છે જો ગુજરાતના વાચકો એને અપનાવી લે, કેવળ શાસ્ત્રીય પુસ્તકો ગણી એનાથી અળગા ન રહે અને જનતા આવા પુસ્તકોની કદર કરે છે અને એવા પુસ્તકો માગે છે એવી અમારી ખાત્રી થાય અને સાહિત્યરસિકો અને ભાષા પ્રેમીઓ એમનો સહકાર અર્પે તો જ ભવિષ્યમા આવા બીજા પુસ્તકો પ્રકટ કરવાની અને તે દ્વારા સમાજની સેવા કરવાની અમારી આશા ફલીભૂત થાય

પુસ્તકાલયો એ પણ સરસ્વતીમદિરો છે એના સર્વ જાતના ઉપાસકો —વાંચકોથી માડીને ગ્રથપાલ અને મત્રી સુધી, બાળકોથી માડી વૃદ્ધો સુધી ફરાસથી માડી વ્યવસ્થાપક મડળના પ્રમુખ સુધી—સધાને આમાથી કઇક ઉપયોગી તત્ત્વ જડે અને એ સૌને આ પુસ્તક ઉપયોગી નીવડે એવી આ ગ્રથના યોજક, લેખક અને પ્રકાશક સૌની ઇચ્છા સફળ થઇ એમ આ ગ્રથ વાંચ્યા પછી લાગે તો અમારો પ્રયાસ સફળ થયો માનીશુ

વડોદરા,
તા ૧૦-૧૨-૩૨

દેવીદાસ હરગોવિંદદાસ શાહ
પ્રમુખ પુસ્તકાલય સ સ મડળ વિ

# પ્રસ્તાવના

આપણી ભાષામાં રચાએલા કોઈ પણ વિષયના ઉત્તમ શાસ્ત્રીય ગ્રંથો ગણવા બેસીએ તો તેને માટે એકજ આંગળીના વેઢા બસ થાય તેમ છે; અને પુસ્તકાલયશાસ્ત્રના સારા ગ્રંથો ગણવા માટે તો એકથી બીજી આંગળીને પણ તકલીફ આપવી પડે તેવું નથી. આ પુસ્તકના પૃ. ૧૫૪મા પર જે યાદી છે તે તપાસતાં વર્તાઈ આવે છે કે તેમાંના નં. ૪ અને નં. ૫ પુસ્તકાલયશાસ્ત્રના એકેક અંગ—વર્ગીકરણ તથા વર્ગીકૃત નામાવલીઓ—સાથે સંબંધ ધરાવે છે, પરંતુ તે સિવાય તો એ શાસ્ત્ર સાથે એ રીતે થોડો પણ સીધો સબંધ જેને હોય તેવું કોઈ પુસ્તક અત્યાર પહેલાં પ્રગટ થએલું એ યાદીમાં નથી. યાદીમાંનાં એ બે પુસ્તકોમાં રા. કેશવપ્રસાદ દેસાઈની 'પુસ્તકાલયઃ લાઇબ્રેરીને લગતા વિષયો ઉપર ચર્ચા તથા સૂચનાઓ' એ (૧૯૧૬માં પ્રસિદ્ધ થએલી, નાનાં ૧૦૧ પાનાંની) પુસ્તિકા ઉમેરીને કુલ સંખ્યાને ત્રણની બનાવીએ, એટલે પુસ્તકાલયના શાસ્ત્રને લગતા ગુજરાતી ગ્રંથોનો સરવાળો પૂરો થયો—એકજ આંગળીના વેઢા પર.

આવી સ્થિતિમાં, અને ગુજરાતમાં અર્વાચીન પદ્ધતિની પુસ્તકાલય-પ્રવૃત્તિનો પાયો નંખાયે પૂરા બે દસકા હવે વીતી ગયા છે એ હકીકત પણ લક્ષમાં લેતાં, એ વિષયનું ઉપયુક્ત વાઙ્મય જેમ બને તેમ વહેલું રચાય અને પહેલાં કરતાં વધુ પ્રમાણમાં રચાય, એવી આશા જેમ એ પ્રવૃત્તિના હરકોઈ સાચા પ્રેમીને તેમ ગુજરાતી ભાષાના પ્રેમીને પણ રહેજ એ સ્વાભાવિક છે. આજે આ પુસ્તકને રૂપે એ આશા અમુક અંશે પણ ફળે છે, તે એવા બે પ્રેમીઓના સુયોગનું જ ફળ છે. પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રેમી, તે તેના એક અઠંગ સેવક રા. રા. મોતીભાઈ નરસિંહભાઈ અમીન; અને ભાષાપ્રેમી, તે આ લખનાર. પ્રવૃત્તિપ્રેમીને ખાયેશ તો લાંબા વખતથી હતીજ કે આવું પુસ્તક ગુજરાતીમાં કરાવવું જોઈએ. જાણમાં, એ માટેની પ્રાથમિક યોજના પણ તેમણે અગાઉ તૈયાર કરી હતી અને કોણે કયું લખવું, એમ પ્રકરણો સહકારીઓમાં વહેંચ્યાં પણ હતાં. પરંતુ એ યોજના બીજા સતત કાર્ય-વ્યવસાય આડે આગળ ચલાવી ન શકાઈ. જો એ અમલમાં આવી હોત તો આ પુસ્તકને ખાસ લાભ એ થાત કે વિષયનું દરેક અંગ અને ઉપાંગ પુસ્તકાલયપ્રવૃત્તિ જેમનો જીવનવ્યવસાય છે એવા કાર્યકરોની જ્ઞાનવતી કલમે ચર્ચાયું હોત. કલમ જ્ઞાનવતી, તેમ અનુભવરંગી પણ. એ જ્ઞાને અને અનુભવે જે વિશેષ સંગીનતા, ઉંડાણ અને સજીવતા આ પુસ્તકમાં પ્રગટાવ્યાં હોત તે જુદાંજ હોત એમ લાગ્યા વિના રહેતું નથી. એવાં જ્ઞાનાનુભવને

અભાવે, જે કે એક સાધારણ ભાષાપ્રેમીને હાથે થઇ શકે, તે કરવાનો પ્રયાસ અહીં થયો છે તેમા મુખ્ય આધાર અમેરિકાના પુસ્તકાલયશાસ્ત્રજ્ઞ મિ એ ૪ બોસ્ટવિકકૃત 'ધી અમેરિકન પબ્લિક લાઇબ્રેરી'નો લીધો છે તે સિવાય પણ અમેરિકન અગ્રેજ કે હિંદી લેખકના પુસ્તકોનો ઉપયોગ જ્યા-જ્યા જરૂર લાગી ત્યાં કર્યો છે ઉપરાત, પાચેક પ્રકરણ નવા લખ્યાં છે ગુજરાત અને વડોદરારાજ્ય વિશેના બે પ્રકરણ, મહિલાપુસ્તકાલયવાળુ તથા પુસ્તકાલયમડળ ને પુસ્તકાલયપરિષદ વિશેના પ્રકરણો[1] તેમાંની માહિતી માટે હુ રા અમીનસાહેબ અને તેમના મદદકારી રા નાનાભાઇ ચન્દ્રશેખર દિવાનજીનો ઋણી છુ રા દિવાનજીનુ એક વધુ ઋણ સ્વીકારવાની પણ મારી ફરજ છે પુસ્તકાલયશાસ્ત્રના પોતાના વિશાળ જ્ઞાનને આધારે તેમણે જે સખ્યાબધ આધારભૂત ગ્રંથો સૂચવ્યા તેમજ પૂરા પાડયા, તેને લીધે પ્રથમના કેટલેક સ્થળે ખાસ વૈવિધ્ય આણી શકાયુ છે તેનો બધો જશ તેમનેજ જાય છે મે જે કે કર્યું છે તે એટલુંજ કે બોસ્ટવિકાદિ લેખકો પાસેથી તથા આ બે માનવત સહાનુભાવકો પાસેથી મને જેજે મળ્યુ, તે બન્યુ તેટલી સરળ ગુજરાતીમા મૂકી આપ્યુ છે

સમાપ્તિ કરતા પણ મારે તો બે વધુ ભૂલો ભણી ધ્યાન ખેચવાનુજ રહે છે. (૧) વર્ગીકૃત નામાવલીઓ વિશેના પ્રકરણમા '૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી' વિશે લખવાનુ રહી ગયુ છે એ નામાવલી દ્વારા જે વિશિષ્ટ પુસ્તકાલયસેવા થઇ છે તે અનુભવીઓથી અજાણી નથીજ. (૨) પૃ ૧૧મા પરના એક વિધાનમાથી જે એવો ધ્વનિ નીકળે છે કે દલપતરામે એન્ડ્રુસ લાઇબ્રેરીની સ્થાપનામા પણ ભાગ લીધેલો, એ સૂક્ષ્મ સશોધનની નજરે બરાબર નથી હકીકત તરીકે, એ લાઇબ્રેરી સ્થપાયા બાદ તેમણે ત્યા એમની જાણીતી 'હુન્નરખાનની ચઢાઇ' અને 'સપલક્ષ્મી સવાદ' જાહેર સભાઓમા વાચી સભળાવેલા આ હકીકત પૂર્વે વાચી હશે ત્યારના ઝાખા સસ્કાર પરથી પ્રથમનું વિધાન થઇ ગએલુ, પછી શકા થઇ, જેનુ સમાધાન એક અભ્યાસી મિત્રની મદદથી મેળવી, ઉપનો સુધારો કર્યો છે

વડોદરા,
તા ૧૫ ૧૧ ૧૯૩૨

વિજયરાય ક. વૈદ્ય

---

[1] આમાના પુસ્તકાલયમડળ વિશેના પ્રકરણમાં એક ભૂલ સરતચુકથી આવી ગઇ છે તે અહીં સુધારવીજ જોઇએ તેમા જ્યાંજ્યાં 'વળતર' શબ્દ છે, ત્યાં 'મહેનતાણુ' જોઇએ

# અનુક્રમણિકા





## 'પુસ્તકાલય સાહિત્ય' વિષયક પ્રકાશનો



વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ
(૧૯૨૭) રૂા. ૩–૦–૦

ગુ. પુસ્તકો માટે વર્ગીકરણની પદ્ધતિ
(૧૯૨૮) રૂા. ૧–૦–૦

આઠ હજાર ગુજરાતી પુસ્તકોની નામાવલિ
(૧૯૨૯) રૂા. ૭–૦–૦

વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય ભાગ ૧લો
(૧૯૩૦) રૂા. ૦–૮–૦

સદર સદર ભાગ ૨જો
(૧૯૩૧) રૂા. ૦–૧૨–૦

બાલસાહિત્ય—સર્વસંગ્રહ
(૧૯૩૨) રૂા. ૦–૧૨–૦

મળવાનું ઠેકાણું :—

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૰
રાવપુરા, વડોદરા.

# પ્રકરણ પહેલું

## પુસ્તકાલયની ભાવના: જૂની અને નવી

ફરતા પુસ્તકાલયની સંસ્થા અર્વાચીન કાળમાં સ્થપાઈ છે અને તે ઘણી ઉપયોગી છે. સંસ્કૃતિના આદિકાળનાં પુસ્તકાલયો પણ જુદા પ્રકારનાં ફરતાં પુસ્તકાલયો જ હતાં. તે માત્ર ફરતાં નહિ, બોલતાં પુસ્તકાલયો પણ હતાં. તે પુસ્તકાલયોને ઋષિમુનિઓ કહેવામાં આવતાં. તેમને 'ચાલતા શબ્દકોશો અને જીવતા જ્ઞાનકોશો'[1] કહેવામાં આવ્યા છે તે યથાર્થ છે. આજે પણ આપણી એ પુરાતન સંસ્થા છેક નષ્ટ નથી થઈ. આજના દરેક વેદપાઠી બ્રાહ્મણને આપણે અમુક અર્થમાં જંગમ કે ફરતું પુસ્તકાલય કહી શકીએ. તેવી જ રીતે, દિવસોના દિવસો લગી ચાલે તેવી લોકવાર્તા કહેનાર ભાટચારણ કે આખું ને આખું 'ઓખાહરણ' અખંડ પ્રવાહે ગાઇ સંભળાવનાર માણ-ભટ્ટને પણ એક પ્રકારનું પુસ્તકાલય કહી શકાય.

લેખનકળા શોધાઇ ત્યાં સુધી માનવીનું પુસ્તકાલય ઉપર પ્રમાણે તેની સ્મૃતિમાં અને તેની જીભે હતું. સંસ્કૃતિનો વિકાસ થયો તેમતેમ લેખન-કળાની મદદથી એ કંઠસ્થ સાહિત્ય પત્રસ્થ થવા લાગ્યું. પણ એ પત્રો

---

૧. જુઓ મદ્રાસ લાઇબ્રેરી એસોસિએશનના 'ડાઇવર્સ હેન્ડ્ઝ'માંનો ડૉ. એસ. કૃષ્ણસ્વામી આયંગરનો લેખ: 'લાઇબ્રેરીઝ ઇન એન્શ્યંટ ઇન્ડીઆ.'

એટલે ચીનાઓએ કાગળની શોધ કરી ત્યા લગી તો, જુદાજુદા દેશોમા જુદાજુદા પ્રકારના પત્રો હિંદમા યથાસંજોગ ભૂર્જપત્ર, તાડપત્ર કે તામ્રપત્રનો ઉપયોગ થતો મિસર અને રોમ બારીક ચર્મપત્ર વાપરતા ચીનમા રેશમી કાપડમાથી લખવાના સુંદર પાના બનાવાતા અને એસિરિયામા મોટી ઈંટોની અંદર જ કોણલિપિમા પુસ્તક મુદ્રિત કોતરાતુ [1]

સાહિત્યને પત્રસ્થ કરવામા એક હેતુ એ હતો કે તેનુ ચિરકાળ સુધી રક્ષણ કરવુ આ કારણે તે પત્રસમૂહ ઉર્ફે પુસ્તકને તથા તેવા પુસ્તકોના સંગ્રહને પણ બનતી બધી કાળજીથી સાચવવાની જરૂર ઊભી થઇ એ જરૂરને પરિણામે આપણે ત્યા નાલંદા કે વિક્રમશીલા જેવા વિદ્યાપીઠોમા, ઉદન્તપુરી કે જગદ્દલના મહાવિહારોમા મંદિરની વેધશાળા કે જૈન ઉપાશ્રયમા અથવા તો રાજમહાલયોમા અને યુરોપના પણ મઠો કે મહેલોમા હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહ થયા અને તેના સંરક્ષણ માટે એક કે વધુ ખાસ તથા વિદ્વાન ગ્રંથપાલની ગોઠવણ પણ કરવામા આવી ત્યા ગ્રંથોનું જતન જીવની પેઠે થતુ ગ્રંથ કોઈને અપાતા નહિ ગ્રંથને કોઈથી અડાય નહિ અથવા તેને જોવા કે વાચવાનો હક કોઈકોઈક માણસને બહુ મુશ્કેલીથીજ મળે ગ્રંથ તે કાળે અત્યંત પવિત્ર વસ્તુ ગણાતો ગ્રંથનું માન કરવાથી મહાપુણ્ય પમાતુ

ગ્રંથોની આસપાસ આટલુ બધુ ધાર્મિકતાનુ વાતાવરણ શાથી છવાયુ હશે? એક કારણ એ હોય કે એમાના ઘણાખરા ધર્મગ્રંથો હતા પણ બીજા—વધારે સામાજિક—કારણો પણ સંભવે છે યુગ હજી પુસ્તકો હાથે લખીનેજ સંઘરવાનો ચાલતો હતો એ કામ શ્રમ સમય અને ધનનો ઘણો

---

૧ આ વિષયના એક શાસ્ત્રજ્ઞ મિ અર્નેસ્ટ સેયર્સ ('ફાઉન્ડેશન્સ ઓફ લાયબ્રેરી સાયન્સ'ના ઉપોદ્ઘાતમા) કહે છે " એવા એસિરિયન પુસ્તકોની ગોઠવણી વગેરેને લગતુ જુદુ શાસ્ત્ર પણ હતુ (જેમ ફારાઓના પુસ્તકાલયોના ગ્રંથપાલ કેલિમેકસે રચેલુ પુસ્તકાલયશાસ્ત્ર પણ એજ વિદ્વાનને મતે પ્રાચીન સમયમા સારી રીતે પરિપૂર્ણ કરવામા આવેલુ ) એસિરિયન પુસ્તકાલય વિશે એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકામા (૧૩મી આવૃત્તિ) કહ્યુ છે કે રાજા અસુર બનિપાલનો એ ગ્રંથસંગ્રહ (જે બ્રિટિશ મ્યુઝીઅમમા સચવાયો છે) પ્રજાને પણ ખપ લાગતો આમ હોય, તો એ પ્રાચીન પુસ્તકાલય પણ એટલાપૂરતુ અર્વાચીન ગણાય કે તેમા અમુક અંશે સાર્વજનિકતા હતી

વ્યય માગે. એવો વ્યય કરીને પેદા કરેલું પુસ્તક ગમે તે માણસને કેમ અપાય? જતનની ભાવના તે કાળે અતિતીવ્ર હોવાનું બીજું કારણ એ હોઈ શકે કે કુદરતની આફતોમાંથી તેમ જ રાજકીય ઉથલપાથલોનાં પરિણામોથી પણ ગ્રંથોને બને તેટલા ઉગારવાની ભારે અગત્ય તે વખતમાં હતી. ગ્રંથોના ઉપયોગ કરતાં તેના આવા સંગ્રહ અને સાચવટને વધારે મોટું કર્તવ્ય માનનારો એ જૂનો ગ્રંથભંડારી આજની દૃષ્ટિએ કદાચ એકલપેટો કે ઈર્ષ્યાળુ પણ લાગે તેમનામાંના કેટલાક એ વૃત્તિનો અતિરેક કરતા એ બેશક ગેરવ્યાજબી હતું ને જેઓ હજી પણ એ વૃત્તિને પોષ્યા કરે છે તેમના એવા વર્તનનો તો બચાવ જ નથી. પણ ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતાં એટલું તો સ્વીકારવું જોઈએ કે તેનું વર્તન એ દેશકાળને વશવર્તી હોવાને કારણે, કંઈ નહિ તો સમજાય તેવું તો હતું જ. વળી, કેવળ સંગ્રહકાર તરીકે તેણે બજાવેલી સેવા પણ નાનીસૂની નથી. તેની વિદ્યાભક્તિ, કાળજી અને ખંત વિના જગતનું બધું પ્રાચીન સાહિત્ય નાશ પામ્યું હોત એ નિઃસંદેહ છે.

પછી તો મુદ્રણકળાની શોધ થઈ. એક પુસ્તકની અનેક પ્રતો કરવી એ હવે સહેલું કામ થયું. હવે દેવમંદિર કે રાજમંદિર ઉપરાંત ત્રિદ્ધિવંતોનાં ગૃહમંદિરને માટે પણ પુસ્તકાલય શક્ય થયું. સાધારણ સ્થિતિની ખાનગી વ્યક્તિઓને પણ જો સાચો સાહિત્યશોખ હોય તો પોતાનું નાનું શું પુસ્તકાલય વસાવવાનું કામ પણ હવે પહેલાં જેટલું મુશ્કેલ ન રહ્યું. શાળા પાઠશાળા અને વિદ્યાપીઠોમાં તો મુદ્રણયુગ બેસવા સાથે જ ગ્રંથસંગ્રહ ઝડપબંધ વધ્યા અને અભ્યાસીઓમાં છૂટથી વપરાવા લાગ્યા, એ કેવળ સહજ હતું.

૨

મુદ્રણની કળા સુધરતી અને પ્રચાર પામતી ગઈ તેમતેમ બીજી સાહિત્યપોષક પ્રવૃત્તિઓને તેમ જ પુસ્તકાલયની સંસ્થાને તેનો લાભ મળ્યો જ. પ્રજાના ઉપયોગ માટે જાહેર પુસ્તકાલયો હવે સ્થપાયાં. પણ તે સર્વનું જાહેરપણું અથવા સાર્વજનિકતા અમુક મર્યાદિત અર્થમાં જ સાચાં ગણાય. તે પુસ્તકાલયો ફી લેતાં અને તેની સ્થાપના, નિભાવ તથા વ્યવસ્થામાં પ્રજા તરીકે પ્રજાનો હાથ નહોતો. એ બધુ વ્યક્તિ કે અમુક જ પ્રજાવર્ગને હાથે થતું, તેટલાપૂરતાં એ ખરી સાર્વજનિકતાથી વેગળાં હતાં. યુરપનાં જૂના કાળનાં પુસ્તકાલયોમા પુસ્તકોને સાંકળથી બાંધીને રાખતા ત્યારથી માંડીને, આ જમાનામાં—એટલે કે પશ્ચિમના દેશોમાં ઓગણીસમી સદીની શરૂ-

આતથી અને હિંદમાં વીસમીના બીજા દસકાથી–પુસ્તકો સૌ કોઇને મફત વાંચવા મળતાં થયાં, ત્યાં સુધીની પુસ્તકાલયભાવનાનો વિકાસ આ વિષયના એક અભ્યાસી અને અનુભવીએ નીચેના શબ્દોમાં આપ્યો છે:

"સૌથી પહેલું તો એ કરવામાં આવ્યું કે પુસ્તકને બાંધેલી સાંકળ છોડી લેવાય અને ભંગારી લોઢા તરીકે વેચાય. હવે ત્યાં આવનાર બહારનાં માણસોને પુસ્તકનો લાભ મળી શકતો, પણ તે વીણાયલા થોડા માણસોને જ. પછી જેઓ પૈસા ભરી શકે તેમને પુસ્તકાલયનો ઉપયોગ કરવા દેવાની પ્રથા દાખલ થઇ. ત્યાર પછી જે આગળ પગલું ભરાયું તે એવું કે પુસ્તકો જેને જોઇએ તેને મફત વાપરવા દેવાતાં, પણ એ વાપર પુસ્તકાલયના મકાનમાં જ કરવાનો. પછી પુસ્તકો થોડા માનીતાઓને જ ધીરાતાં થયાં. ક્રમેક્રમે, માત્ર પૈસા ભરનારને તે ધીરાવા લાગ્યાં. છેવટે વગરપૈસે સૌને જ ધીરવાની રસમ ચાલુ થઇ."[૧]

આવાં મફત સાર્વજનિક પુસ્તકાલયો ગયાં સાડ પોણોસો વર્ષમાં જ દુનિયાના જુદા જુદા દેશોમાં શા માટે ઉદ્‌ભવ્યાં? તેનાથી વહેલાં કેમ નહિ? આ પ્રશ્નોનો ઉત્તર ઇતિહાસ જોતાં એવો જડે છે કે આ ગાળા દરમ્યાન એકેકની અનુષંગી અને પરિપૂરક એવી બે મહાન ભાવનાઓનો જન્મ જગતમાં થયો હતો: લોકશાસનની ભાવના અને પ્રજાકીય કેળવણીની. લોકો પોતાનું રાજ્યતંત્ર યથાયોગ્ય ચલાવી શકે તે માટે ઓછામાં ઓછું એટલું તો થવું જ જોઇએ કે તેમને પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત મળે. આ વાત સિદ્ધાંત તરીકે સ્વીકારાઈ એટલું જ નહિ પણ વહેવારમાં મુકાતી પણ ગઇ.

એ સિદ્ધાંતમાંથી જ ઊગી આવતો બીજો મહત્ત્વનો સિદ્ધાંત એ છે કે પ્રાથમિક કેળવણીએ વાવેલાં જ્ઞાનબીજનો રોપ અકાળે કરમાઇ ન જાય–નાગરિક કેળવાયલો છતાં અણકેળવાયલો બની જઇને પોતાના નાગરિક તરીકેના હક્કો ભોગવવા અને ફરજો બજાવવા માટે ગેરલાયક બની ન જાય –એટલા વાસ્તે દરેક શહેર અને ગામડામાં રાજ્યની કે સુધરાઇની મદદથી ચાલતું પણ પ્રજાકીય વ્યવસ્થાવાળું મફત સાર્વજનિક પુસ્તકાલય હોવું જ જોઇએ. જ્ઞાનના રોપમાંથી વૃક્ષ થાય અને પછી વૃક્ષોની વૃક્ષરાજિ વિસ્તરે:

*—————

૧. રંગનાથનકૃત 'ફાઇવ લૉઝ ઑફ લા. સા.' પૃ. ૭.

જે થોડી કેળવણી નાગરિકમાત્રને મળી જ હોય તે પુસ્તકાલયના પ્રભાવે કરીને મજીવ રહે અને વૃદ્ધિ પામે નાગરિકોનુ ચિત્ત આમ ઉત્કર્ષશાળી થવાને પરિણામે શાળાની ઝાઝી કેળવણી વિના અને પાઠશાળાની કદાચ મુદ્દલ કેળવણી વિના પણ તેમનામાથી કોઇક અનુપમ કવિ, તેજસ્વી વક્તા કે સમર્થ રાજપુરુષ કે કાર્નેગી જેવો વ્યાપારવીર અને દાનવીર પણ પાકે આ રીતે આજે અમરેલી, પેટલાદ કે ચનાગાની પ્રાથમિક શાળામા ભણતો બાળક બચ્ચાર દસકા બાદ પ્રખર વિચારક કે માનવત નેતા તરીકે દેશ ભરમા પૂજાતો થયો હોય એ ઘણના કેવળ સહજ બને [1]

૩

આ યુગનું સાર્વજનિક પુસ્તકાલય કેવુ હોય તેનુ સ્વરૂપ કેવુ તેના વિશેષ અંગો શા છે આ પ્રશ્નોને લગતી વિગતો આપણે જરા રહીને વિચારીએ ત્યાર પહેલા, ઉપર સર્વસામાન્ય દૃષ્ટિએ તેના પુસ્તકાલયની જે જરૂર સૂચવી અને લાભો ગણાવ્યા તેની પૂર્તિ તરીકે એ જરૂરતો અને લાભો વિશે વિષયના કેટલાક જુદાજુદા નિષ્ણાતોએ દર્શાવેલા વિચારો અને રજુ કરેલી હકીકતોનો સાગર આપવો યોગ્ય લાગે છે, કારણ તેમાથી પુસ્તકાલયની અર્વાચીન ભાવના સ્પષ્ટ થાય છે

૧ આગલા યુગોમા માનવ જાતિએ ધર્મ અને રાજ્યતંત્રની કે સમાજ અને કેળવણીની જે સસ્થાઓ ઉભી કરી તે કેવળ માનવતાની દૃષ્ટિએ, વત્તેઓછે અંશે શુભની જેમ અશુભ તત્ત્વોવાળી પણ હતી અર્વાચીન સરસ્વતીમંદિરો જેવાં આ પુસ્તકાલયો જ એવા છે જેમા સૌ કોઇ સૌથી વધુ પ્રમાણમાં, ભેદભાવ અને રાગદ્વેષ વિના મધુર જ્ઞાનામૃત અને નિર્દોષ ભ્રાતૃભાવ અનુભવે છે —જે. સી ડાના. (ન્યુ જર્સી પરગણામાના ન્યુઆર્ક શહેરના ગ્રંથપાલ)

૨ પ્રાચીન રોમમા દાણા મફત વહેચાતા ને તે લાંચને લીધે લોકોના ધાડાં શાંત રહેતા કાબુમા રહેતાં આધુનિક અમેરિકામા પુસ્તકો મફત વહેચીને તથા તેને અંગે મળતા લાભો પ્રજાસમસ્તને આપીને આપણે ધાડાને જ–પ્રજાની વિઘાતક વૃત્તિઓને–નાબૂદ કરવા માગીએ છીએ આ બે

*————

[1] રા રંગનાથને (પૃ ૮૫) એક દાખલો એવો નોંધ્યો છે ' નોર્વેના મચ્છી મારોના ગામ ના એક બાળકને ત્યાના સરકારી પુસ્તકાલયમાથી વાચનનો નાદ લાગેલો ને તે આગળ જતા અમેરિકામા વધુ અભ્યાસ કરી પોતાની પ ઠશાળાનો જ અધ્યાપક થયો હતો

હકીકતોમાંજ, જે સંસ્કૃતિ નાશ પામી અને જે સંસ્કૃતિ ટકી રહેશે, તેની વચ્ચેનો તફાવત રહેલો છે.—**જે. એન. લાર્નેડ:** ( ન્યુ યૉર્ક પરગણાના શહેર બફેલોના માજી ગ્રંથપાલ. )

૩. છોકરાછોકરીઓને વધુ અભ્યાસની તથા પોતાની બુદ્ધિશક્તિ પિછાનવાની તક મળે માટે; મજૂરો અને કારીગરો, પોતાના વધારે મહેચ્છુ ધંધાભાઇઓ જે પ્રગતિ કરી રહ્યા છે તેનાથી વાકેફ થઇ શકે માટે; થાકેલાં નરનારીઓ દિવસને છેડે સૂક્ષ્મ ઉંચો આનંદ ભોગવે માટે; અને જેઓ પોતાનો નવરાશનો વખત જાતને તથા સમાજને નુકમાન કરવામાં વીતાડે છે, તેમને સન્માર્ગે દોરવા માટે પુસ્તકાલયો જરૂરનાં છે.—**એફ. એ. હચિન્સ:** ( વિસ્કોન્સિન યુનિવર્સિટીવાળા. )

૪. પુસ્તકાલય એ મોજશોખની વસ્તુ નથી તે ગણતર સંસ્કારી માણસો માટે કે થોડાક વિજ્ઞાનપૂજકો માટેજ નથી. તે વિદ્યાસેવકોના કોઇ એકાદ સંપ્રદાય કે વાડા માટે પણ નથી તેનો પાયો તો મહાન અને વિશાળ એવી પ્રજાકલ્યાણની ભાવના પર રચાયો છે.—**સી. સી. થેચ:** ( અલ્બામા પોલિટેકનિક ઇન્સ્ટિટયુટના પ્રમુખ. )

૫. શિક્ષણપદ્ધતિના જે કાર્યવાહકો વાંચતાં શીખવે છે, અને પછી, સસ્તું ને ખરાબ વાચન સુલભ છે તેવા કાળમાં, સારૂં શ્રેષ્ઠ વાચન પુસ્તકાલય દ્વારા પૂરૂં પાડતા નથી, તેઓ તો બાળકોને આપણે છરી, કાંટા અને ચમચાનો ત્રિબિપુરઃસરનો ઉપયોગ શીખવ્યા પછી તેને ખોરાક પૂરો પાડીએ નહિ, તેવી રીતે વર્તતા હોય છે.—**મેલ્વિલ ડયુઇ:** ( દશાંશપદ્ધતિવાળા વર્ગીકરણના શોધક તથા ન્યુ યૉર્ક સ્ટેટ લાઇબ્રેરીના માજી સંચાલક. )

૬. વ્યક્તિ કેટલીક વાર પોતાના પુસ્તકાલયમાં નકામાં કે સાધારણ પુસ્તકો ભરે છે તથા કિંમત તેમજ કમિશનો, ભારે નફા, વગેરેનો બોજો તેને માથે પડે છે. આવો બગાડ અને ત્રુટીઓ સાર્વજનિક પુસ્તકાલયોમાં અશક્ય છે, કેમકે ત્યાં આવી બાબતોનો નિકાલ કરનાર ખાસ અનુભવી હોય છે; વધુમાં, વ્યક્તિને જે લાભો પોતાના અંગત પુસ્તકાલયમાં મળતા હોય છે તેજ મોટે ભાગે તેને સાર્વજનિક પુસ્તકાલયમાં પણ મળેજ છે.—**વિસ્કોન્સિન** ફ્રી લાઇબ્રેરી કમિશન અને 'ફાઇવ લૉઝ'માં રા. **રંગનાથન.**

૭. ખરેખર, જે શહેરો ગરીબો માટે બાગબગીચા, રસ્તાઓ અને શાળાઓને કરવેરાની આવકમાંથી નભાવે છે, તેની પાસે એવું કોઇજ સંગીન કારણ નથી જેને લીધે તે પોતાના રહીશોને મફત વાચન પૂરૂં પાડવાની ના પાડી શકે—**એફ. એ. હચિન્સ.**

૪

લોક કેળવણીનું એક સીધું પરિણામ તે લોકપુસ્તકાલયો—સર્વ જનો માટેનાં સાર્વજનિક પુસ્તકાલયો. આવાં પુસ્તકાલયો આપણે ઉપર જોયું તેમ સ્થપાયાં અને વધ્યાં તે સાથે જેમ એક બાજુથી પુસ્તકાલયનાં ધ્યેય અને કર્તવ્યોની ભાવનાએ અસામાન્ય પલટો લીધો, તેમ બીજી બાજુથી એ વિષયનું એક આખું નવું શાસ્ત્ર રચાયું અને ખીલવાયું તથા ગ્રંથપાલત્વની ગણના પણ સમાજના માનવંત ધંધાઓમાં થવા લાગી. યુરપઅમેરિકામાં પ્રચલિત એવા એ શાસ્ત્ર અને ધંધા વિશે હવેનાં પ્રકરણોમાં વિવેચન કરવામાં આવશે. હમણાં તો આપણે પુસ્તકાલયની નવી ભાવનાની વિશેષતાઓ શી શી છે તે વિચારીએ.

સાર્વજનિક પુસ્તકાલય સમાજના માત્ર અમુક વર્ગ—વિદ્વાનો કે પૈસાદારો—માટે નહિ પણ સમસ્ત સમાજને માટે છે. તેની હસ્તી જ આખી પ્રજાના કલ્યાણ માટે છે. જેઓ પુસ્તકાલયમાં સ્વેચ્છાથી દાખલ થાય તેમને જ માટે તે નથી પણ દાખલ થવાની ઇચ્છા નવા અને વધારે માણસોમાં ઉત્પન્ન કરવી એ તેનું મુખ્ય ધ્યેય છે. આ કારણે તેના પ્રણેતાઓ માને છે કે પોતાની પાસેના દરેક પુસ્તકનો વાચક હોવો જોઇએ અને સમાજના દરેક જણને માટે—વિદ્યાર્થી કે વિદ્વાનથી માંડીને સુથાર, લુહાર કે રંગરેજને માટે પણ, ખેડૂતો અને મજૂરો માટે સુદ્ધાંત—પોતાની પાસે પુસ્તક હોવું જોઇએ. આમ, સર્વ પુસ્તકો અને સર્વ વાચકોને એક બીજાની વધુમાં વધુ નજીક લાવવામાં તે માને છે. ટુંકામાં, નવીન પુસ્તકાલયો અને તેની સર્વ પ્રવૃત્તિઓ પ્રચારપ્રધાન છે. કોઇ પણ માલનો બનાવનાર પોતાના માલની માગ ઊભી કરે અને ખરીદનારની વધુમાં વધુ સંખ્યાને તે વાજબી શરતે, વાજબી બદલાથી પહોંચાડવા માટે જે કૈં કરવું ઘટે તે કરે, તેવું જ કેટલુંક આ જમાનામાં સાર્વજનિક પુસ્તકાલયોનું છે. માલના પ્રચારક અને પુસ્તકોના પ્રચારક વચ્ચે મુખ્ય ફરક જે કૈં છે તે એટલો જ કે પહેલો માણસ પૈસા લે છે, જ્યારે બીજો નથી લેતો.[1] વાચક અને પુસ્તકને નિરનિરાળા ઉપાયો

*————

૧. પુસ્તકાલયો માટે સુધરાઇઓ પુસ્તકાલયકરના રૂપમાં પૈસા લે છે અને અહીંના કોઇ કોઇ તેમ પશ્ચિમના બધા ગ્રંથપાલો પગારદાર માણસો હોય છે, એ ખરૂં. પણ આ દરેક દાખલામાં તો નાણાંવહેવાર એ ગૌણ વસ્તુ છે, ને સેવાભાવ પ્રધાન છે.

યોજીને એક બીજાની નજીક લાવનારી આ પ્રવૃત્તિને પુસ્તકાલયના સમાજીકરણની[1] ક્રિયા કહેવામા આવી છે તે યોગ્ય જ છે

૫

વાચકને પુસ્તકો પ્રિય અને પ્રિયતર થાય તથા પુસ્તકો વાચકોને ઓછામા ઓછી મહેનતે વધુમા વધુ ઉપયોગી થાય તે માટે અર્વાચીન પ્રકારના પુસ્તકાલયો જે ઉપાયો યોજે છે ( ખાસ કરી અમેરિકામા અને વડોદરા રાજ્યમા ) તે ખરેખર જાણવા અને વાપરવા લાયક છે

આ યુગનુ સાર્વજનિક પુસ્તકાલય એટલે માત્ર ગ્રથભડાર નહિ, કોઇ વાર કોઇકને દેખાડીને પાછુ ધૂળમા દાટી મૂકવાનુ ચોપડીઓનુ અજાયબ-ઘર નહિ, પણ સાહિત્યના સાધન દ્વારા વાચકસમાજની અનેકવિધ અને બને તેટલી વધુમા વધુ સેવા કરનારી સસ્થા આ પુસ્તકાલય પુસ્તકોવાળા મકાનમા બેસીને જ વાચવાની ફરજ વાચકોને હમેશા નથી પાડતુ પણ, વાચક પુસ્તકની સાચવણીની પૂરેપૂરી જવાબદારી દરેક રીતે ઉપાડશે જ એવી ખાતરી મળતા, એવી હળવી જ શરતે, પુસ્તક તેને ઘેર પણ વાચવાવિચારવા માટે આપે છે જે પુસ્તક કિંમત કે વજનમા અતિભારે હોય તેને જ પુસ્તકાલયના મકાનની બહાર લઇ જવાનો પ્રતિબધ હોય છે આ વાત પુસ્તકો ઘીરનાર પુસ્તકાલયની થઇ કેટલાક આખા પુસ્તકાલય અથવા તો ઘીરનાર પુસ્તકાલયનો એક વિભાગ એવો હોય છે કે તેમાના ભારે ન હોય તેવા સામાન્ય ચાલુ ઉપયોગના પુસ્તકો કોઇ પણ સજોગમા બહાર લઇ જઇ શકાતા નથી આને રેફરન્સ લાઇબ્રેરી અથવા તો અધ્યયન માટેનુ પુસ્તકાલય કહેવામા આવે છે બ્રિટિશ મ્યુઝીઅમનુ પુસ્તકાલય આ પ્રકારનુ છે વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમા ગુજરાતી તેમજ અગ્રેજી અને મરાઠી પુસ્તકાલયના અગરૂપે અધ્યયનવિભાગ અલગ રાખવામા આવ્યો છે આની સાથોસાથ જ સમજી લેવા જેવી બીજી હકીકત એ છે કે ઘીરનાર તેમજ અધ્યયની બન્ને પ્રકારના પુસ્તકાલયોનાં મકાન જૂની ઢબના ઘણાખરા પુસ્તકાલયો જેવા અંધારિયા, સાકડા કે વ્યવસ્થાહીન હોતા નથી સપૂર્ણ હવાઉજાસ હરવાફરવા તથા પુસ્તકો જોવાની પૂરતી મોકળાશ, આખુ ય દૃશ્ય વ્યવસ્થિત અને આકર્ષક—નમૂનેદાર અર્વાચીન પુસ્તકાલય હમેશા આવુ જ હોય છે તેમા કોઇ પણ જાતની નકામી ગડબડને સ્થાન નથી તે સરસ્વતીમદિર

---

૧ ' સોશ્યલિઝેશન જુઓ ઓસ્ટવિક, પૃ ૨.

મનાય છે અને તેથી તેનું વાતાવરણ નિરંતર પ્રેરક અને પવિત્ર જ હોય.

જૂનાં પુસ્તકાલયોમાં એવું હતું કે પુસ્તકોને જાણે જન્મટીપની કે અમુક વર્ષોની સજા કરી હોય તેમ તેને મજબૂત તાળાંચાવી પાછળ બંધ કબાટોમાં કેદ પૂરવામાં આવતાં હતાં. તે બહાર કઢાતાં તે લાંબે ગાળે અને થોડા વખત માટે જ. હવે એ નથી રહ્યું—ઉત્તમ સાર્વજનિક પુસ્તકાલયોમાં તો એવું નથી જ. હવે તો પુસ્તકોને પણ સર્વે સ્વતંત્ર નાગરિકોના હક મળ્યા હોય તેમ તેને ખુલ્લાં કબાટોમાં ગોઠવવામાં આવે છે, જેથી દરેક જ્ઞાનપિપાસુ, તેમનામાં કયું જ્ઞાન સંગ્રહાયું છે તે વિશે, તેમની સાથે સ્વેચ્છાનુસાર ગુફતેગો કરી શકે છે—દરેક પુસ્તક હાથમાં લઇ, જોઇતપાસી, તે ન ગમે તો બીજું, ત્રીજું કે દસમું લઇ, જે પોતાને સૌથી વધુ ઉપયોગી હોય તે કાઢીને લઇ જઇ શકે છે. દરેક વાચકને વધુમાં વધુ બે પુસ્તકો સામાન્ય રીતે મળે છે. ખાસ સંજોગોમાં એ સંખ્યા વધારી પણ શકાય.

બાળકો માટે અનેક રીતે આકર્ષક એવા જુદા ખંડ કે જુદું જ પુસ્તકાલય; સ્ત્રીઓ માટે[1] પણ અલાયદી ગોઠવણ; શાળાઓ સાથે હરેક રીતનો પૂરેપૂરો સહકાર; શહેરમાં જ કે જિલ્લામાં ખોલાયેલાં શાખાપુસ્તકાલયો, જે મધ્યસ્થ પુસ્તકાલય જોડે સંબંધ ધરાવતાં હોઇ, તેના લાભ પોતાના સ્થાનિક વાચકોને આપી શકે; છેક દૂરનાં ગામડાં સુધી જ્ઞાનસમૃદ્ધિ પહોંચતી કરી શકનાર ફરતાં પુસ્તકાલયો; કલાઓ તથા વ્યવહારૂ વિજ્ઞાન ('એપ્લાઇડ સાયન્સ')નાં પુસ્તકોના ખાસ સંગ્રહો; પહેલાંનાં પુસ્તકાલયોમાં નહોતી તેવી શાસ્ત્રીય ગ્રંથયાદીઓ; પહેલાં કરતાં વધારે કલાકો સુધી પુસ્તકાલય ખુલ્લું રહે તેવી સગવડ; તેનું મકાન લોકમેળાનાં કાર્યોના મેળાવડા વગેરે માટે પ્રજા વાપરી શકે તેવી છૂટ અને તેનાથી કેળવાતો પુસ્તકાલયનો પ્રજા સાથેનો વધારે ગાઢ સંબંધ; પત્રિકાથી માંડીને સિનેમા, રેડિયો અને પુસ્તકાલયપર્વણીના ઉત્સવ સુધીનાં સર્વ સાધનો દ્વારા અખંડ અને તીવ્ર પ્રચારકામ; ઉમંગી બહુશ્રુત સેવાભાવી ગ્રંથપાલ: આ સર્વ પણ અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયનાં વિશિષ્ટ અને મહત્ત્વનાં અંગો છે. એ અંગોનો ઉદ્ભવ અને વિકાસ મુખ્યત્વે જનતાની માગણીથી થયો છે; તે કારણે જ, આજનું પુસ્તકાલય જનતાનું છે, જનતાને હાથે ચલાવાય ને નભાવાય છે તથા જનતાનું અનેક પ્રકારનું હિત સાધનારૂં નીવડ્યું છે.

*———

૧. આ કથન હિંદની સ્ત્રીઓ સંબંધી જ છે.

## પ્રકરણ બીજું

### ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઊગમ અને વિકાસ

સને ૧૮૪૮ અને ૧૮૫૦: ઓગણીસમી સદીની અધવચની આ બે સાલો એવી છે કે તે અર્વાચીન પુસ્તકાલયપ્રવૃત્તિના ઇતિહાસમાં કાયમને માટે સુવર્ણાક્ષરે શોભે. ૧૮૪૮માં ઈંગ્લેંડમાં પુસ્તકોના બે પરમ ઉત્સાહી પ્રચારકો એડવર્ડ એડવર્ડ્ઝ અને વિલિયમ એવર્ટે જે હિલચાલ ઉપાડી તેને પરિણામે ૧૮૫૦માં ત્યાંની આમસભાએ સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવા માટે નાનોશો પણ પહેલવહેલો કર ઉઘરાવવાની રજા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને આપી; અને તેનો ઓછોવત્તો લાભ લેવાતો થયો. અને સને ૧૮૪૮માં જ જોસિયાહ કિવન્સીએ આ વિષયમાં જે હિલચાલ આદરેલી તેના ફળરૂપે મેસેચ્યુએટસની જનરલ કોર્ટે પણ પુસ્તકાલયો માટે પાંચ હજાર ડૉલર ઉઘરાવવાની છૂટ બોસ્ટન શહેરને આપી અને ત્યાર પછીનાં થોડાં વર્ષોમાં એ કાયદો સઘળાં અમેરિકન પરગણાં માટે ફરજિયાત થતાં, સ્થળે-સ્થળે સાર્વજનિક પુસ્તકાલયો એ દેશમાં ખોલાયાં.

યોગાનુયોગે એવું બન્યું જણાય છે કે જે બે વર્ષો એ બે મહાન એંગ્લો–સેક્સન પ્રજાઓની પુસ્તકાલયપ્રવૃત્તિમાં એ રીતે ક્રાંતિકારી નીવડયાં, તેજ બે વર્ષોએ ગુજરાતી પ્રજાની મધ્યમાં પણ—એ બંને પ્રજાઓની અપૂર્વ પુસ્તકાલયપ્રવૃત્તિની ગાઢ અસર હેઠળ ઓગણીસમી તેમજ વીસમી સદીમાં

આવનાર હતી તે ગુજરાતી પ્રજાની મધ્યમાં—તેનાં આ જમાનામાં સૌથી પહેલાં બે પુસ્તકાલયોને સ્થપાતાં જોવાં. સને ૧૮૪૮માં અમદાવાદમાં પુસ્તકાલય સહિતની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને ૧૮૫૦માં સુરતની એન્ડ્રુસ લાઇબ્રેરી સ્થપાઇ. આ દરેકનો પ્રેરણાદાતા ફોર્બ્સસાહેબ પણ એક શક્તિશાળી યુરોપીઅન—ઘણે અંશે એંગ્લો સેક્સન જ—હતો એ હકીકત પણ નોંધવા જેવી ગણાય. અને એ દરેકને એક કે બીજે રૂપે આશીર્વાદ આપનાર પુરુષ કવિ દલપતરામ એ યુગના પ્રતિનિધિરૂપ એક સમર્થ ગુજરાતી હતા, એ વાત પણ યાદ રાખવા જેવી છે. એ બે અસામાન્ય જ્ઞાનપ્રચારકોના જીવંત સ્મારકરૂપે બંને પુસ્તકાલયો આજે પોણી સદીથીય વધુ કાળ વીત્યા છતાં આપણી વચ્ચે મોજુદ છે અને શક્તિસંજોગાનુસાર ગુજરાતીઓના જીવનમાર્ગને જ્ઞાનપ્રકાશે ઉજાળે છે એ આપણી પ્રજા માટે ખરેખર ગર્વ અને સંતોષ લેવા જેવું છે.

એ બે વર્ષોની વચ્ચેના વર્ષ ૧૮૪૯માં અમદાવાદમાં અને મિ. ફોર્બ્સના જ પ્રયાસથી જે નેટિવ લાઇબ્રેરી સ્થપાઇ હતી તે આઠ વર્ષ પછી (૧૮૫૭માં) હિમાભાઇ ઇન્સ્ટિટ્યુટના રૂપમાં ફેરવાઇ ગઇ. તેને પણ દલપતરામેજ આશાવંત દિલે આશિષ આપ્યા હતા; તે પુસ્તકાલય પણ આ જમાનાને અનુરૂપ તો નહિ પણ થોડાઘણા લવાજમ આપનારને પોતાનો લાભ આપવા હયાત છે.

અર્વાચીન ગુજરાતનાં આ ત્રણ સૌથી જૂનાં પુસ્તકાલય છે. તે દરેક વિશે અહીં થોડીથોડી વિગતો આપવી પણ અસ્થાને નહિ ગણાય

૨

વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરીમાંના ગુજરાતી સંગ્રહને એક માનવંત અપવાદ તરીકે ગણીને એમ કહી શકાય કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ગુજરાતી ગ્રંથસંગ્રહનો જોટો આખાય ગુજરાત કે બૃહદ્ ગુજરાતમાં નથી. તેમાં હજારો ગુજરાતી અને કેટલાંક મહત્ત્વનાં અંગ્રેજી પુસ્તકો છે. ગુજરાતી વિભાગમાં જેમ ગયાં ૭૦–૮૦ વર્ષનાં ઘણાં અગત્યનાં અને દુર્મિલ પુસ્તકો અને જૂનાંનવાં સામયિકોની ફાઇલો મળી આવે છે તેમ ચાલુ સમયનાં પણ ઘણાંખરાં નાનાંમોટાં પુસ્તકો તથા સંખ્યાબંધ જૂની હાથપ્રતો પણ છે, જે વિદ્વાનોને હાથે સંસ્કારાઇને સંસ્થા તરફથી પ્રગટ થતી જાય છે. તેના છેલ્લા (૧૯૩૦ના) વાર્ષિક વૃત્તાંત પરથી જણાય છે કે એ વર્ષ આ-

ખરે તેના પુસ્તકાલયમા આશરે રૂપિયા ત્રીસ હજારની કિંમતના તેર હજાર જેટલા પુસ્તકો હતા આ બધી રીતે કીમતી મગ્રહની નવી વર્ગીકૃત નામાવલી પણ હમણાજ તૈયાર કરવામા આવી છે અને તે થોડા સમયમા બહાર પડશે વળી સસ્થાનુ મકાન વધારીને પુસ્તકાલય દરેક રીતે વધારે લોકોપયોગી કરવાની યોજના પણ હાથ પર છે આ પુસ્તકાલયમાથી ૧૯૩૦ દરમિયાન ૯૩૬ પુસ્તકો તેના સભ્યોને વાચવા માટે આપવામા આવ્યા હતા સભ્યનુ વાર્ષિક લવાજમ રૂ ૫) છે સભ્ય ન હોય તેવા અભ્યાસી વાચકોને પણ સસ્થાના મકાનમાજ પુસ્તકોનો ઉપયોગ કરવા દેવામા આવે છે જેણે જેણે તેનો ઉપયોગ કર્યો છે તે દરેક અભ્યાસી સારી રીતે જાણે છે કે ગુજરાતી ભાષાસાહિત્યના સશોધન અને અભ્યાસ મા અસામાન્ય સહાયતા આપનાર આવુ પુસ્તકાલય પૂર્વોક્ત અપવાદ સિવાય બીજુ કોઇ નથી

નેટિવ લાઇબ્રેરી[1] અમદાવાદમા સને ૧૮૪૯ના ફેબ્રુઆરીની બારમી તારીખે સ્થપાઇ હતી તેનો લાભ એ વખતે થોડાજ દેશીઓ લેતા મોટે ભાગે યુરોપીઅનો તે વાપરતા ગુજરાતી પુસ્તકો પણ તેમા ગણતર હતા સભાસદો થોડા તેથી આવક ઝાઝી થતી નહિ અને ખર્ચ જરૂરજોગુ જ કરાતુ છતા તે આવક કરતા વધી જતુ આમ છતા, વધુ સભ્યો આકર્ષવા ૧૮૫૪મા એ પુસ્તકાલયને વધારવા માટે રૂા ૫૦૦) ખર્ચવામા આવ્યા ને રૂા ૪૦૦)ના પુસ્તક તે સમયના એક જાણીતા કેળવણીકાર રા સા ભોગીલાલ પ્રાણવલ્લભદાસના સ્મારક ફડમાથી મળ્યા આ સુધારાવધારા છતા સ્થિતિ સુધરી નહિ અને સસ્થાને મકાનની જરૂર પણ હતીજ તેથી, ૧૮૫૫ના સપ્ટેમ્બરમા આગેવાન શહેરીઓની સભા ભરવામા આવી તેમા રૂા ૫૩૦)નુ ફડ થયુ તથા મકાન માટે રૂા ૩૦૦૦)નુ વચન શહેરના નગરશેઠ હિમાભાઇએ આપ્યુ એક સવા વર્ષ બાદ (૧૮૫૫ના ડીસેમ્બરની ૨૪મીએ) એક મકાનનો પાયો મુબાઇના ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટને નાખ્યો અને મકાન તૈયાર થતા ૧૮૫૭ના નવેમ્બરની ૧૪મીએ કલેક્ટર મિ હેડોને હાથે તે ખુલ્લુ મૂકવામા આવ્યુ સસ્થાનુ મૂળ નામ બદલીને તેને હવેથી

[1] ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને અગેનુ પુસ્તકાલય અપવાદરૂપે ગણતા, સ્વતત્ર પુસ્તકાલય ગુજરાતમા જો કોઇ સૌથી પહેલુ હોય, તો તે આ નેટિવ લાઇબ્રેરીજ

હિમાભાઇ ઇન્સ્ટિટ્યુટ તરીકે ઓળખવાનુ ઠરાવવામા આવ્યુ કેમકે તે ઉદાર ધનવાને મકાન માટે જરૂર પડવાથી બીજા રૂા ૪૦૦૦] પણ પોતાની મૂળ બક્ષીસ ઉપરાત આપ્યા હતા પુસ્તકાલયમા તે વખતે રૂા પાચથી સાડા પાચ હજારની કિંમતના ૩૧૫૮ પુસ્તકો હતા, સભાસદોની સખ્યા ૧૭૫ અને માસિક આવક રૂા ૪૫] હતી. તેના ૧૯૩૧ના વાર્ષિક વૃત્તાત પરથી જણાય છે કે આજીવન સભ્યો સહિત બધા મળીને સભ્યો ૮૯ છે અને કાયમી ફડ આશરે રૂા ૧૩,૦૦૦]નુ છે, જે સાડાત્રણ ટકાની સરકારી લોનમા તથા બીજી રીતે રોકેલુ છે. બધુ મળીને વાર્ષિક ખર્ચ રૂા ૧૫૨૮–૪–૩-નુ અને વાર્ષિક આવક ૧૫૫૯–૧૪–૧૧ની જ હોવાને લીધે, પુસ્તકાલય માડ નભ્યુ જાય છે એટલુ જ, તેને સમયાનુકૂળ અને પ્રગતિમાન કરવાની જરૂર મોટી હોવા છતા—કેમ કે શહેરના સૌથી જૂના અને મોટા પુસ્તકાલયોમાનુ એક તે છે—તુર્તમા એ શક્ય લાગતુ નથી[1]

૩

ગુજરાતનુ ત્રીજુ વધારે જૂનુ પુસ્તકાલય તે સુરતની એન્ડ્રુસ લાઇબ્રેરી આની સ્થાપના તા ૪થી જુન ૧૮૫૦ને દિવસે, સુરત અઠ્ઠાવીસીની લિટરરી સોસાયટીની સ્થાપના જોડે તથા તેને અગે જ થઇ હતી સોસાયટી તથા લાઇબ્રેરીની પ્રવૃત્તિ શરૂ કરવા જે જાહેરસભા થઇ હતી તેના પ્રમુખ મિ ફ્રોબ્સ હતા ત્યાર પહેલા પણ સુરતમા નાના પાયા પર પુસ્તકાલય પ્રવૃત્તિ કરનાર પારસી કોમે આ પ્રવૃત્તિમા પણ સારો ભાગ લીધો જણાય છે, કેમ કે આ દિવસે નીમાયલી બાર જણની કાર્યવાહક સમિતિમા જે વધુ અગ્રણી સાત ગૃહસ્થો હતા તેમાના પાચ પારસી અને બે હિંદુ હતા વળી આ પણ નોધવા જેવુ છે કે સદરહુ પુસ્તકાલયના સગ્રહની શરૂઆત પણ તે સમયના એક પ્રસિદ્ધ શહેરી ખા સા બેજનજી કોટવાળના ૬૦૦ પુસ્તકોના ખાનગી સગ્રહની બક્ષીસ વડે થઇ હતી

પુસ્તકાલય સાથે જિલ્લા જજ મિ ડબ્લ્યુ સી એન્ડ્રુસનુ નામ જોડવાનુ કારણ એ હતુ કે તેઓ દેશીઓમા વિદ્યાપ્રચાર કરવાની બાબતમા સારો રસ લેતા હતા તથા એ ઉદ્દેશથી એક પુસ્તકાલય સ્થપાય તેવી પણ તેમની ઇચ્છા હતી

---

૧ તેના પુસ્તકાલયમા ૧૯૩૧ દરમિયાન રૂ ૩૮૮–૧૪–૦ના સામયિકો અને ૨ પરાના પુસ્તકો ઉમેરવામાં આવ્યા હતા

પુસ્તકાલયની સ્થાપના પછી તેના નિભાવ માટે મુમ્બઈ, તદુપરાંત સભ્યો વગેરે વર્ગોની બક્ષીસવાળુ ભંડોળ ઉભુ કરવામા આવ્યુ હતુ, જેમના થી વડોદરાનરેશના રૂ ૮૭૪),[1] મુંબઈ સરકારના રૂ ૫૦૦), ને એટલી જ રકમો શ્રી ભાવનગરનરેશની તથા સર જમશેદજી જીજીભાઈ બૅરોનેટની આટલી વાત ખાસ વધુ ધ્યાન ખેચે તેવી છે

પ્રથમ પ્રારંભ સારો હોવાથી તથા પ્રજાને ઉત્સાહ પણ ઘણો હોવાથી શરૂઆતના કેટલાક વર્ષ આ પુસ્તકાલયે ઘણી પ્રગતિ કરી પણ ૧૮૬૬મા વ્યવસ્થાપકોએ સભ્યોના ત્રણ વર્ગને બદલે પાચ કરવાથી મોટી રકમના લવાજમો આપનાર ઘટી ગયા અને સભ્યોમા કેટલોક વખત અસતોષ ફેલાવા થી એક વખતે પુસ્તકાલયની હસ્તીજ જોખમમા આવેલી દીસતી હતી તેવુ જ બીજુ જોખમ ત્યાર પહેલા એક વાર વચ્ચે સ્થળ સબધી ચર્ચાને લીધે ઉભુ થયુ હતુ અસલ સ્થળ શહેરીઓને સગવડ પડે તેવુ કિલ્લામા હતુ ત્યાથી નાનપરા જેવા દૂરના ભાગમા તે લઇ જવાની હિલચાલ એક બે આગેવાન વ્યવસ્થાપકોએ—મીર જાફરઅલી તથા મિ વૉર્ડને—કરવાથી તેમનો સખત વિરોધ બીજા સમિતિસભ્યોને કરવો પડેલો એ વખતે સ્થળ જે હતુ તે કાયમ રહ્યુ અને પાછળથી—૧૯૦૬ની સાલથી—કિલ્લાની પાસેના જ નગીનચદ ઇન્સ્ટિટ્યુટના મકાનમા પુસ્તકાલયને રાખવામા આવ્યુ, જ્યા તે હજી પણ કાયમ છે ૧૮૬૬નીજ સાલમા એક બીજો અગત્યનો ફેરફાર એ થયો હતો કે જૂના બે હજાર પુસ્તકો હરરાજ કરી તેની જગાએ નવા લેવામા આવ્યા હરરાજ થયા હશે તેમા તે જમાનાના તથા તેની આગલા જમાનાના મહત્ત્વના ગુજરાતી પુસ્તકો અને માસિકફાઇલો હોવા સભવ છે એ હવે ફરીથી ક્યાય મળવાના નહિ તેથી કાર્યકર્તાઓએ સમગ્રતી કરીને તેને જાળવ્યા હોત તો વધુ સારૂ હતુ એમ લાગ્યા વિના રહેતું નથી.

૧૮૬૫મા મિ ફોર્બ્સનુ અવસાન થતા તેમના નામથી સુરતમા થએલા સ્મારક ફડની રૂ ૧૯૦૦)ની રકમ આ પુસ્તકાલયને મળી હતી ને તેનુ વ્યાજ ઉપયોગમા લેવાતુ આવ્યુ છે અસલ ભડોળવાળી થાપણ ૧૯૦૬મા રૂ ૪૩૦૦) હતી તેનુ પણ વ્યાજજ વપરાય છે

૧૮૬૬માજ પુસ્તકોની પહેલી અને રીતસરની નામાવલી—નામવાર,

*———

૧ ખાખારાઇ રૂ ૧૦૦૦

કર્તાવાર અને વિષયવાર—પણ બનાવવામાં આવી હતી.

એન્ડ્રુસ લાઇબ્રેરીનો વિગતવાર અહેવાલ ૧૯૨૭ની સાલમાં 'પુસ્તકાલય' માસિકમાં પ્રસિદ્ધ થયો છે તે પરથી સમજાય છે કે એ વર્ષમાં તેનું સરકારી જામીનગિરીમાં રોકાયલું ભંડોળ રૂા. ૧૭,૫૦૦નું છે. તેના વ્યાજમાંથી વાર્ષિક રૂા. ૪૦૦–૫૦૦નાં પુસ્તકો મંગાવાય છે તથા બાકીની રકમ પગાર વગેરેમાં જાય છે. તેનું મકાન સુરતના પ્રસિદ્ધ શહેરી શેઠ નગીનચંદ ઝ. ઝવેરીએ ૧૯૦૬માં આશરે રૂા. ૩૫ હજારના ખર્ચે બંધાવી આપેલું તે હોપબ્રિજ જેવી જાહેર અવરજવરની જગ્યાની પડોશમાં જ આવેલું છે. ઉપરનો હોલ સાર્વજનિક ભાષણો કે મેળાવડાઓના ઉપયોગ માટે આપવામાં આવે છે.

પુસ્તકોની સંખ્યા ૧૯૨૭માં ૧૦,૦૦૦ની હતી. તેમાંનો મોટો ભાગ અંગ્રેજી છે. અંગ્રેજી પુસ્તકોની કેટલીક તો ૧૭મી કે ૧૮મી સદીમાં પ્રગટ થએલી આવૃત્તિઓ તથા ઇસ્ટ ઇંડિયા કંપનીનો કેટલોક પુરાણો પત્રવહેવાર પણ આ પુસ્તકાલયમાં છે.

૧૯૨૭ સુધી પુસ્તકાલયને રૂા. ૩૦૦)ની મદદ સરકારી સુધરાઇ આપતી. પછી તે બંધ કરી, કેમ કે વ્યવસ્થાપકોએ તેને મફત સાર્વજનિક પુસ્તકાલય કરવાની સુધરાઇની માગણી ન સ્વીકારી. વ્યવસ્થાપકોનું દૃષ્ટિબિંદુ એ હતું કે રૂા. ૩૦૦)ની રકમ એટલી નાની છે કે તેમાંથી માસિકોનાં લવાજમ પણ ન ભરાય, તો પછી આખા પુસ્તકાલયનો મફત લાભ તો ક્યાંથી જ આપી શકાય?

સભાસદોના વર્ગ ચાર છે. વાર્ષિક રૂા. ૬, ૪, ૨ ને ૧ ભરનાર. ૧૯૨૭માં બધા મળીને ૧૩૪ સભાસદ હતા, જેમનું કુલ લવાજમ રૂ. ૩૩૬ આવતું હતું.

૪

એ ત્રણ પુસ્તકાલયો ઉપરાંત, ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિના ઇતિહાસમાં નોંધવા લાયક નાનાંમોટાં પુસ્તકાલયો કેટલાંક છે જ, પણ તે સર્વના વિગતવાર અહેવાલ મળતા નથી[1] તેથી હવે એવાં ત્રણ પુસ્તકાલયો જ આપણે લઇશું જે પ્રમાણમાં જૂનાં છે, અને તેમની ઓછીવધતી અગત્યને

*————

૧. નવસારીની દસ્તુરજી મહેરજી રાણા લાઇબ્રેરી પણ સારી રીતે જૂની છે.

કારણે અત્રે ઉલ્લેખપાત્ર છે એ ત્રણ પુસ્તકાલયો તે ૧૮૭૦મા સ્થપાયલી અમદાવાદની આપાગાવ ભોળાનાથ લાઇબ્રેરી, ૧૮૯૨મા સ્થપાયલુ નડિયાદનુ ડાહીલક્ષ્મી પુસ્તકાલય અને ત્યાર પછી ત્રણ વર્ષે સ્થપાયલી ભાવનગરની બાર્ટન લાઇબ્રેરી આ દરેકની ટુકી ક્રમવાર હકીકત અહી રજુ કરીશુ

આપાગાવ લાયબ્રેરી ગુજરાતના પ્રખ્યાત સુધારક સ્વ ભોળાનાથ સારાભાઇના ભરજુવાન વયે ૧૮૬૯મા મરણ પામેલા પુત્ર આપારાવના સ્મારક તરીકે સ્થાપવામા આવી હતી તે માટેની હિલચાલ બીજા એક ગુજરાતની અગ્રેસર સ્વ મણિભાઇ જસભાઇએ એ સાલની ૧૩મી જુનને દિને ઉપાડી હતી ફડમા રૂા ૧૦૬૮ સામટી રકમ લખે તથા રૂ ૭૭ દર વર્ષે મળનારી રકમ તરીકે ભરાયા હતા ભરનારાની ટીપમા મન સુખરામ સૂર્યરામ મહીપતરામ રૂપરામ, રણછોડભાઇ ઉદયરામ વગેરે તે સમયના ગુજરાતી પ્રજાના નેતાઓના નામ પણ જોવામા આવે છે આ પ્રવૃત્તિની સ્વ ભોળાનાથભાઇને ખબર પડતા તેમણે રૂા પ૰ હજાર કાયમફડના ને રૂા પ૰ હજાર મકાન ખાતે એમ કુલ રૂા ૧૦૰ હજારની મોટી રકમ આપવા ઇચ્છા દેખાડી જે સ્વીકારવામા આવી એમનો ખાસ આગ્રહ તો આ મફત સાર્વજનિક પુસ્તકાલય થાય તેનો હતો પણ સરકારી કેળવણીખાતાના ઉપરીઅધિકારી મિ પીલે જરૂર પડે તો ભવિષ્યમા લવાજમો લેવાની છૂટ દાખલ કરાવી જે પ્રમાણે દાન મુરબ્બીથી સામાન્ય સુધીના કુલ ચાર સભ્ય વર્ગો છે જેમા ૨૨૪ સભ્યો ૧૮૩૦ની આખરે હતા

લાઇબ્રેરીની શરૂઆત રાયપુર લત્તામા થઇ હતી તે મિ પીલ પાસે જ ૧૮૭૦ની ૧૨મી જાન્યુઆરીએ ખુલ્લી મુકાવવામા આવી હતી પછી સને ૧૯૦૦મા અને ત્યાર પછી એમ બે વાર તેના હાલના વિશાળ હવા ઉજાસવાળા મકાનો રાયપુર દરવાજા બહાર કુલ રૂા ૧૯ પ૦૰ના ખર્ચે બધાવાયા જેમાનો કેટલોક ભાગ ભાડે પણ આપવામા આવે છે

સ્થાપનાના વર્ષમા જ, ૧૮૬૭મા ખાડિયામા સ્વ લાલશકર ઉમિયાશકર નવાડીએ સ્થાપેલી એક નાની લાઇબ્રેરી આ નવી લાઇબ્રેરી સાથે જોડી દેવામા આવી હતી

૧૮૨૮ના એક વૃત્તાત પ્રમાણે ત્યારના ગ્રથપાલને રૂા ૩૭ અને બીજા નોકરોને રૂા ૩૧ના માસિક પગાર આપવામા આવે છે

સસ્થાનો સુવર્ણમહોત્સવ ૧૮૨૦મા ઉજવાયો હતો તે પ્રસગે રૂ ૫૦૦૰

નો ફાળો એકઠો થઈ શક્યો હતો. ૧૯૩૦માં સાઠ વર્ષ પૂરાં થતાં, હીરક-મહોત્સવની પ્રાથમિક યોજના તૈયાર કરવામાં આવી છે.

અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત અને બીજી ભાષાઓનાં મળીને કુલ ૬,૨૮૬ પુસ્તકો ( રૂ. સવાઅગિયાર હજારની કિંમતનાં ) ૧૯૩૦માં હતાં તથા ૫૬ સામયિકો આવતાં. ગ્રંથયાદી ૧૯૨૪માં થએલી અને ત્યાર પછીની પણ થનાર હતી. ૧૯૩૦માં અમદાવાદની સુધરાઈએ રૂ. ૧૫૦)ની મદદ આપી હતી.

૧૯૩૧ની સાલ માટેના અંદાજપત્ર પ્રમાણે વાર્ષિક આવક રૂ. ૩૬૭૭)-ની અને ખર્ચ રૂ. ૩૪૬૮)નું ગણાયું છે.

રોજના ૧૫૦થી પણ વધુ વાચકો આ લાઇબ્રેરીના વાચનાલયનો લાભ લે છે. વાચનાલય સવારથી રાતના નવ લગી ઉઘાડું રહે છે. પુસ્તકો આપવા લેવાના મવારસાંજ મળી ચાર કલાક રખાયા છે.[1]

## ૫

આ વિભાગમાં આપણે ડાહીલક્ષ્મી અને બાર્ટન પુસ્તકાલયોનો ઇતિહાસ સંક્ષેપમાં જોઈ જઈશું.

ડાહીલક્ષ્મી પુસ્તકાલય સને ૧૮૯૮ના એપ્રિલની ૨૫મી તારીખે સુપ્રસિદ્ધ વિદ્વાન વિચારક અને ગ્રંથકાર મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ પોતાનાં પત્નીના સ્મરણચિહ્ન તરીકે, પોતાનાં માતુશ્રીના સ્મારકસ્થાન ઉમેદકુમારી-મંદિરમાં, સ્થાપ્યું હતું. મંદિર શહેરની મધ્યોવચ્ચ સરિયામ રસ્તા પર આવેલું હોઇ શહેરીઓને પુસ્તકાલયના ઉપયોગમાં પૂરી સવળતાવાળું છે. તે સ્થાપવામાં આવ્યું ત્યારે તેના સમૃદ્ધિવંત તેટલા જ સેવાભાવી સ્થાપકે રૂ. ૨૫,૦૦૦)નાં પુસ્તકો અને ફર્નિચર, રૂ. ૩૦,૦૦૦)નું સમગ્ર મંદિરનું મકાન, તેના નિભાવ માટે રૂ. ૨૫,૦૦૦)નું સ્થાયી ફંડ તથા પોતાના ગ્રંથોના પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦)નું સ્થાયી ફંડઃ આ રીતે કુલ સરવાળે રૂ. ૯૦,૦૦૦ જેવી મોટી રકમ સંસ્થા પાછળ રોકેલી છે. ગુજરાતી જ્ઞાનપ્રચાર-ના ઇતિહાસમાં એક વ્યક્તિએ કરેલી આવી ઉદાર સખાવતનું આટલું જ્વલંત દૃષ્ટાંત બીજું જાણવામાં નથી.

૧. એ પુસ્તકાલયના ચોગાનમાં વ્યાયામની સગવડ પણ છે.

ફંડો તથા પુસ્તકાલયની વ્યવસ્થા કરનાર સમિતિ સભાનિત અને અધિકારી જનોની નીમવામા આવે છે, જેઓ તેનો વહીવટ યથાયોગ્ય ચલાવે છે

પુસ્તકાલયમા ૧૦,૭૪૭ છાપેલા ગ્રથો અને ૩૨૫ જૂની હાથપ્રતો એમ બધા મળીને ૧૧,૦૮૨ ગ્રથો છે ભાષાવાર જોઇએ તો ગુજરાતી સસ્કૃત અને અગ્રેજી ઉપરાત કેટલાક ગ્રથો હિંદના ઇતર પ્રાન્તોની ભાષાઓના, ગ્રીક-લેટિનના તેમજ અર્વાચીન યુરોપી ભાષાઓના પણ છે પુસ્તકાલય આ રીતે અનેક ભાષાઓના અભ્યાસીની જરૂર પૂરી પાડી શકે તેવી અસામાન્ય સામગ્રી ધરાવનારુ છે જે વાચકને સામયિક કે પુસ્તક પુસ્તકાલયમા બેસીને જ વાચવુ હોય તેની પાસેથી કશુ લવાજમ લેવામા આવતુ નથી, પણ પુસ્તક ઘેર લઇ જનાર માટે અનામત રકમ તથા વાર્ષિક રૂ ૧II લેવાનો નિયમ છે આ સિવાય રૂ ૨૫૦) આપનાર તે મુરબ્બી અને રૂ ૩૦) આપનાર આજીવન સભાસદ એવા પણ બે વર્ગો છે નડિઆદની શહેરસુધરાઇ તરફથી પુસ્તકાલયને વાર્ષિક રૂા ૧૫૦)ની મદદ મળે છે

સસ્થા પુસ્તકો પાછળ દર વર્ષે રૂ ૧૦૦)નુ તથા બધા મળીને ૩૧ જુદાજુદા સામયિકો પાછળ આશરે રૂ ૨૦૦)નુ ખર્ચ કરે છે વિદ્યાર્થીઓ અને પુખ્ત માણસો મળીને, દર મહિને બસોથીય વધુ જણ પુસ્તકાલયનો લાભ લે છે, જ્યારે વાચનાલયમા એથીયે પચીસેક વધારે દરરોજ આવતા હોય છે

ઉમેદકુમારી મદિરમા જે મફત કથાશાળા છે તેનો પણ પ્રજા સારો લાભ લે છે એ કથાશાળા તથા એન્ડ્રુસ લાઇબ્રેરી સાથેનો જાહેર મેળાવડાનો હોલ. આ બનેને આપણે અર્વાચીન પુસ્તકાલયપ્રવૃત્તિના જ અગો કહી શકીએ, કારણ, પુસ્તકાલયને આ રીતે સામાજિક જનસમાગમનુ સ્થાન બનાવવુ અને તે રીતે પુસ્તકો ભણી પ્રજાજનોને આકર્ષવા એ કાર્ય પણ સદરહુ પ્રવૃત્તિના કાર્યક્રમમા જ ગણાયુ છે તથા તે દરેક રીતે ઉત્તેજનપાત્ર છે, વિકાસપાત્ર છે

કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ કર્નલ બાર્ટનની યાદગીરીમા સને ૧૮૯૫ની સાલમા ભાવનગર રાજ્યે બાર્ટન લાઇબ્રેરી સ્થાપી હતી તે શહેરના મધ્ય ભાગમા એક વિશાળ આકર્ષક અને હવાપ્રકાશમત મકાનમાં આવેલી છે તેની સાથે વાચનાલય અને ઘણી પ્રાચીન મહત્ત્વની વસ્તુઓનુ સગ્રહસ્થાન પણ છે વાચનાલયમા શહેરના દરરોજના જન્મમરણના તથા ચોમાસામા વરસાદના આકડા નીતે કાચના નાના કબાટમા મૂકવામા આવે

છે કે જે લોકકેળવણીનું એક નાનું પણ સારૂં કાર્ય છે. એને પુસ્તકાલયપ્રવૃત્તિની એક જરૂરી ફરજ બજાવનારૂં પણ ગણાય. વળી લાયબ્રેરીના મકાનમાં રાજ્યના એક આગલા નરેશ વખતસિંહજીના સમયની ચીતળની લડાઈનાં દુબહુ સુશોભિત ચિત્રો પણ ટાંગેલાં છે, જે તે સમયની કલાનો સારો ખ્યાલ આપે છે તેમજ કલાને અર્વાચીન પુસ્તકાલયપ્રવૃત્તિમાં જે સ્થાન છે તેનો પણ એક દાખલો પૂરો પાડે છે.

આ પુસ્તકાલયની વ્યવસ્થાનું કામકાજ શહેરના સંસ્કારી સંભાવિત ગૃહસ્થો તથા અમલદારોની સમિતિ દ્વારા થાય છે. સભ્યોના રૂ ૫ થી ૦૧ આપનાર સુધીના ત્રણ વર્ગો છે ને તે પ્રમાણે તેમને વત્તાંઓછાં પુસ્તકો આપવામાં આવે છે. સભ્યસંખ્યા ૧૯૨૯માં ૪૫૦ હતી. પુસ્તકાલયનો વાર્ષિક ખર્ચ રૂ. ૩,૬૦૦) છે પણ આવક રૂ. ૧૨૫૦) જેટલી જ છે. ખોટની રકમ દર વર્ષે રાજ્યમદદ તરીકે મળે છે. વાચનાલયનો સમય સવારના સાતથી રાતના સાડાનવ સુધીનો તથા પુસ્તકો માટે સવારમાંજ ૨॥–૩ કલાક: એ રીતે છે. વાચનાલયનો લાભ રોજનાં આશરે ૧૦૦ માણસો લે છે. અંગ્રેજી અને ગુજરાતી, સંસ્કૃત તથા હિંદી એમ બધાં મળીને કુલ પુસ્તકસંખ્યા દસ હજારની છે. દર વર્ષે સાતથી આઠ હજાર પુસ્તકો વાચકોમાં વંચાવા માટે જતાં હોય છે. સંગ્રહનો પોણો ભાગ અંગ્રેજી પુસ્તકોનો છે. આ પુસ્તકાલયની મુલાકાત ૧૯૩૦માં પુસ્તકાલયપરિષદના પ્રતિનિધિમંડળે, દેશી રાજ્યોમાં કરવાના જ્ઞાનપ્રચારના કાર્યને અંગે લીધી ત્યારના તેના વૃત્તાંતમાં જે આશા દર્શાવાઈ છે તેના ઉતારા સાથે એ પુસ્તકાલયના કાર્યની આ રૂપરેખા સમાપ્ત કરવી યોગ્ય છે: "હાલ તો આ પુસ્તકાલય અને તેના વાચનગૃહનાં દ્વાર ફક્ત લવાજમ આપનાર સભાસદોને માટે જ ખુલ્લાં છે. હાલમાં એને મફત અને સાર્વજનિક પુસ્તકાલય બનાવવાની યોજના રાજ્ય અને સંસ્થાના વ્યવસ્થાપકો ચલાવી રહ્યા છે અને પ્રતિનિધિમંડળને ચોક્કસ આશા છે કે તેમ થતાં તેનો લાભ અવશ્ય સારો લેવાશે."[1]

---

૧. 'પુસ્તકાલય': જાન્યુઆરી ૧૯૩૦; પૃ. ૩૭ — ભાવનગરરાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ વિશે જે એક વધુ હકીકત સહર્ષ નોંધવાની છે તે એ કે ૧૯૩૨ના માર્ચમાં યુવરાજજન્મની ખુશાલીમાં તેણે રૂ. ૧૦,૦૦૦) પુસ્તકખરીદી માટે અક્ષય્ય છે તથા બાર્ટન લાઇબ્રેરીની વાર્ષિક રાજ્યમદદ રૂ. ૧,૯૦૦ની હતી તે રૂ. ૩,૦૦૦ની કરી છે.

૬

બ્રિટિશ ગુજરાતના તથા કાઠિયાવાડના એક અગ્રણી દેશી રાજ્યમાં ઓગણીસમી સદીની અધવચથી તેની આખર સુધીમાં પુસ્તકાલયની અમુક આગળ પડતી સંસ્થાઓનો જે વિકાસ થયો હતો તે આપણે તે વિષયના ઉપલબ્ધ વૃત્તાંતોને આધારે આટલે સુધી જોયો. એ જ સમયનાં તથા ત્યાર પછી, વડોદરા રાજ્યે ૧૯૧૦-૧૧માં વિશાળ પાયા પર આપણા પ્રાન્તમાં પુસ્તકાલય પ્રવૃત્તિ અર્વાચીન ઢબે અને અર્વાચીન સાધનો દ્વારા ઉપાડી ત્યાં સુધીમાં એ રાજ્ય બહાર સ્થપાયલાં નાનાં મોટાં કેટલાંક પુસ્તકાલયોની એવી જ ઇતિહાસરેખા જરૂર રસિક અને ઉપયોગી વાચન પૂરું પાડે. પણ એ સર્વ વિશેની વિશેષ માહિતી તુર્ત વેળા મળી નથી. તેથી, બ્રિટિશ ગુજરાત, દેશી રાજ્યો તથા બૃહદ્ ગુજરાતનાં[1] અમુક અમુક થાણાંમાં ૧૮૫૭થી ૧૯૧૦-૧૧ના અર્ધી સદીથીય વધુ સમયના ગાળા દરમિયાન જે પુસ્તકાલયો સ્થપાયલાં, તેની થોડીક માહિતી 'પુસ્તકાલય સર્વસંગ્રહ' (૧૯૨૯) (કે જે પણ કમનસીબે સંપૂર્ણ યાદી તો નથી જ આપી શકયો) —એ સંદર્ભ ગ્રંથને આધારે અહીં કાલાનુક્રમે તારવીએ છીએ:

| ક્રમાંક | સ્થાપનસાલ | સ્થળનામ | પુસ્તકાલયનામ | | પુસ્તકસંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧. | ૧૮૫૭ | ભરૂચ | રાયચંદ દીપચંદ લા. | | ૧૦,૨૦૦ |
| ૨. | ૧૮૬૪ | માંડવી | કચ્છ-માંડવી પુ. | | ૨,૫૧૦ |
| ૩. | ૧૮૬૬ | ગોધરા | સ્ટુઅર્ટ | લા. | ૩,૬૨૯ |
| ૪. | ૧૮૬૮ | રાજકોટ | લેંગ | ,, | ...... |
| ૫. | ૧૮૬૮ | ,, | ટાઉન | ,, | ૨,૨૭૦ |
| ૬. | ૧૮૬૯ | ગોંડળ | ભગવતસિંહજી | ,, | ૩,૯૧૮ |
| ૭. | ૧૮૭૪ | સરખેજ[2] | બાપુજી જગન્નાથ | ,, | ૯,૬૦ |
| ૮. | ૧૮૭૫ | મુંબાઇ | ઝવેરીલાલ ઉ. | ,, | ૪,૫૦૦ |
| ૯. | ,, | મહુવા | મહુવા પુ. | | ૨,૧૦૦ |
| ૧૦. | ૧૮૭૯ | નડિયાદ | નેટિવ | લા. | ૧,૯૦૦ |

*———

૧. વરોદરારાજ્યની જૂની લાઇબ્રેરીઓ વિશેની આવી માહિતી કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોવાળા પ્રકરણમાં છે.

૨. જિલ્લે અમદાવાદ, તા. દસક્રોઇ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧. | ૧૮૮૨ | રાંદેર | રાંદેર રી. રૂ. | લા. | ૧,૪૦૩ |
| ૧૨. | ,, | પાલણપુર | વિક્ટો. જ્યુ. | ,, | ૨,૬૫૦ |
| ૧૩. | ૧૮૮૩ | દાહોદ | એન્ટી | ,, | ૯૫૨ |
| ૧૪. | ૧૮૮૫ | અંકલેશ્વર | જે. એન. પિટિટ | ,, | ૧,૭૨૮ |
| ૧૫. | ૧૮૮૬ | વહેલાલ[1] | રૂગનાથદાસ | ,, | ૪૪૨ |
| ૧૬. | ૧૮૮૭ | પોરબંદર | દેસાઇ ના. ગો. | ,, | ૫,૯૦૦ |
| ૧૭. | ,, | ભાવનગર | જૈન પ્રચારક સભા | ,, | ૬,૧૦૪ |
| ૧૮. | ૧૮૯૪ | ભરૂચ | નૃસિંહ પુ. | | ૧,૯૪૪ |
| ૧૯. | ,, | પાલીતાણા | તલકચંદ સિદ્ધક્ષેત્ર લા. | | ૧,૭૩૬ |
| ૨૦. | ૧૮૯૬ | અમદાવાદ | ભોળાનાથ સા. લે. ઇન્સ્ટિ. | | ૨,૩૭૫ |
| ૨૧. | ૧૮૯૭ | કાનપુર | ગુજ. જ્ઞાનાશ્રય લા. | | ૧,૯૨૫ |
| ૨૨. | ૧૯૦૩ | નાશિક | નારાયણજી પંચવટી પુ. | | ૫,૮૧૪ |
| ૨૩. | ૧૯૦૭ | નડિયાદ | હિંદુ અનાથાશ્રમ પુ. | | ૧,૩૧૨ |
| ૨૪. | ૧૯૦૮ | રંગૂન | સ્ત્રી હિ. વ. સભા. | લા. | ૨,૪૭૫ |
| ૨૫. | ૧૯૧૦ | એડન | હિંદુ મિત્રમંડળ | ,, | ૧,૮૦૦ |
| ૨૬. | ૧૯૧૧ | અમદાવાદ | ભાઈશંકર ના. | ,, | ૪,૦૭૦ |
| ૨૭. | ,, | કાનપુર | ગુજ. મિત્રમંડળ | ,, | ૧,૦૦૦ |

૭

ગુજરાતનાં જેજે પુસ્તકાલયો વિશે આટલે સુધી આ પુસ્તકમાં ટુંકામાં કે વિગતવાર માહિતી અપાઇ છે, તે સર્વે મફત નહિ પણ વધુઓછે અંશે લવાજમી પુસ્તકાલયો છે. તેમજ તેમની વ્યવસ્થા કે નિભાવણી અમેરિકાના વિશિષ્ટ અર્થમાં 'સાર્વજનિક' નથી: એટલે કે, વ્યવસ્થા, અંકુશ, નિભાવણી ખર્ચ વગેરેને લગતાં હક ને જવાબદારી વ્યક્તિઓ કે સંસ્થાનાં છે—પ્રજા તરીકે પ્રજાનાં નહિ. એ પુસ્તકાલયોએ પણ પોતપોતાની રીતે સારૂં કામ કર્યું છે અને તેમના કાર્યને ઓછામાં લેખવવાનો પ્રયત્ન આપણે ન કરીએ. પરંતુ, પુસ્તકાલયપ્રવૃત્તિની કેવળ અર્વાચીન દષ્ટિએ વિચારણા કરતાં એ જૂના પ્રકારનાં પુસ્તકાલયોની ઉપર કહી તે મર્યાદાઓ સૂચાવ્યા વિના છૂટકો નહોતો. હવે પછી આપણે જે મફત સાર્વજનિક પુસ્તકાલયોની ગુજરાતમાં

૧. જિલ્લો અમદાવાદ, તા. દસક્રોઇ.

થએલી પ્રવૃત્તિ વિચારવાની છે તેનાથી પેલાં પુસ્તકાલયો કેવી રીતે ભિન્ન છે તે હકીકત પર આ રીતે ધ્યાન ખેંચવાથી જ નવી પ્રવૃત્તિની વિશેષતા સ્પષ્ટપણે દર્શાવી શકાય તેમ છે.

સને ૧૯૦૬થી ૧૯૩૧ સુધીની પચ્ચીશી દરમિયાન ગુજરાતમાં મફત સાર્વજનિક પુસ્તકાલયોની પ્રવૃત્તિઓ મોટી તથા નાની મળીને તથા જુદા-જુદા રૂપની, જુદેજુદે સ્થળે, હસથી પણ વધુ સંખ્યામાં થએલી જોવામાં આવે છે. તેમાંની કેટલીક મુખ્યનો ટુંકો પરિચય હવે વાચકને કરાવીશું.

અર્વાચીન પ્રકારની જે સૌથી પહેલી આવી પ્રવૃત્તિ થઈ, તે મિત્રમંડળ પુસ્તકાલયોની. તેનુ બીજ આપણી સંસ્કૃતિની ભૂમિમાં કેવી રીતે વવાયું તેની સંક્ષિપ્ત પણ રસિક કથા તેના પ્રણેતા અને આજે પણ વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના એક વિશિષ્ટ અંગરૂપ રા. મોતીભાઈ અમીનના પોતાના જ શબ્દોમાં આપવી એ સર્વ રીતે યોગ્ય છેઃ

"સને ૧૯૦૪–૦૫માં સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારનું 'સંસારમાં સ્વર્ગ' અને ભાવનગરરાજ્ય તરફથી પ્રસિદ્ધ થએલું 'સંગીતનીતિવિનોદ' એ બે પુસ્તકો મેં વાંચ્યાં અને મને તે એટલાં બધાં આકર્ષક અને મોહક લાગ્યાં કે એ પુસ્તકોનુ વાચન વધે એવી કોઈ યોજના કરવાની જરૂર મને સમજાઈ. વધુ વિચાર કરતાં મને એમ પણ લાગ્યું કે સારા વિચારોનો અને ઉપયોગી પ્રવૃત્તિઓનો પ્રચાર કરવો હોય તો નાનાંનાનાં ગામોમાં વાચનાલયો અને પુસ્તકાલયો સ્થાપવાં જોઈએ. અને ગામડાંમાં આ પ્રવૃત્તિ શિક્ષકો જ ઉપાડી શકે એમ સમજી સને ૧૯૦૬ના માર્ચમાં વડોદરા મેલ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતા શિક્ષકો સમક્ષ મેં એવી યોજના રજુ કરી કે પરીક્ષા પૂરી થયે નોકરીના પ્રસંગે ગામડામાં શાળાના શિક્ષક તરીકે કામ કરવાને જ્યારે તેઓ જાય ત્યારે પોતપોતાના ગામેથી જો તેઓ રૂ. દશ વા પંદર મોકલી આપે તો તેમને રૂ. વીસ વા ત્રીસનાં વર્તમાનપત્રો ને પુસ્તકોનો લાભ આપવાની જવાબદારી હું સ્વીકારવા તૈયાર છું ... ... ... આ ઉપરથી ૫૦ ગામોમાં શિક્ષકો દ્વારા પુસ્તકાલયો નીકળવાનું નક્કી થયું. આ રીતે સને ૧૯૦૬ના જુલાઈની પહેલી તારીખે ગુજરાતમાં 'મિત્રમંડળ પુસ્તકાલયો' નામની સૌથી પહેલી સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ થઈ."[૧]

---

૧. 'પુસ્તકાલય': જુલાઈ ૧૯૩૧.

એ પ્રવૃત્તિને રા. અમીનની સેવાવૃત્તિ અને યોજનાશક્તિનો, શિક્ષકોના પણ સેવાભાવી સહકારનો અને પ્રજાના ઉત્સાહનો જે લાભ મળ્યો, તેને પ્રતાપે, બીજાં બે વર્ષમાં તો એ યોજનાનુસાર ૧૫૦ પુસ્તકાલયો ગુજરાતનાં નાનાંમોટાં ગામડામાં સ્થપાઇ ચુક્યાં અને સરસ રીતે જ્ઞાનપ્રચાર કરતાં થઇ ગયાં. એટલી પ્રગતિ થઇ તે અરસામાં તો, એટલે કે ૧૯૦૮માં, વડોદરા-રાજ્યે પોતાની સર્ક્યુલેટિંગ લાઇબ્રેરીઝની યોજના પોતાના કેળવણીખાતા માર્ફત શરૂ કરી, જેનો વિસ્તાર ૧૯૧૦માં એ રાજ્યના પ્રખ્યાત સેંટ્રલ લાઇબ્રેરી ડીપાર્ટમેંટની સ્થાપનાને રૂપે થયો. રાજ્યની આ સ્તુત્ય યોજનાઓનો લાભ ઘણે અંશે રાજ્યમાં આવેલાં મિત્રમંડળ પુસ્તકાલયોને પણ મળ્યો હતો અને તેના અનુભવી આદ્યપ્રવર્તકની સેવાઓનો લાભ ડીપાર્ટમેંટને ત્યારથી તે અત્યાર લગી અખંડપણે મળતો રહ્યો છે.

વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના ઊગમ અને વિકાસની વિગતો તો હવે પછીના પ્રકરણમાં વિસ્તૃત રૂપમાં જ આપવી વધુ ઠીક થઇ પડશે, તેથી અહીં તેનો આટલો ઉલ્લેખ, ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિઓમાંની બીજી તરીકે કરીને, બાકીની પ્રવૃત્તિઓની હકીકતો ક્રમવાર ટુંકામાં રજુ કરીશું.

૩. ગુજરાતકેળવણીમંડળ દ્વારા ૧૯૧૬–૧૭માં ૮૦ ગામડાંમાં રા. ઇંદુલાલ ક. યાજ્ઞિકે ગોખલે વાચનાલયો સ્થાપ્યાં હતાં. તેની યોજના એવી હતી કે જે ગામ રૂ. ૧૫) એકઠા કરી મોકલે, તેમાં બીજી એટલી જ રકમ નાંખીને, તેને રૂ. ૩૦)નાં છાપાં તથા માસિકો મંડળે પૂરાં પાડવાં. મંડળને વધુ ૫૦ ગામડાંમાં સ્થાયી પુસ્તકાલયો સ્થાપવા માટે અમદાવાદવાળા સ્વ શેઠ મંગળદાસ ગિરધરદાસે રૂ. ૫૦૦૦) આપવાનું સ્વીકાર્યું હતું અને તે વિશે એક યોજના પણ ઘડાયલી ને થોડીઘણી અમલમાં પણ મૂકાયલી. મંડળનાં પુસ્તકાલયો અને વાચનાલયો હજી કેટલેક સ્થળે ચાલુ છે.

૪. ૧૯૧૮ કે ૧૯૧૯માં મુંબાઇની હોમ રૂલ લીગ દ્વારા પણ રા. ઇન્દુલાલ ક. યાજ્ઞિક તથા રા. જમનાદાસ દ્વારકાદાસે ગુજરાતનો વાચન-પ્રેમ પોષવા, જે ગામ રૂ. ૨૫) મોકલે તેને તેમાં તેથી બેવડી રકમ ઉમેરી કુલ રૂ. ૭૫)નાં પુસ્તકો અને એક નાનું કબાટ આપવાની વ્યવસ્થા કરી હતી.

૫. વચ્ચે ૧૯૧૬માં આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ચરોતર વાચનાલયો સ્થાપેલાં જેમાંનાં કેટલાંક હજી નભી રહ્યાં છે. તેમાં પણ રૂ. ૧૦) મોકલનારને રૂ. ૨૦)નાં પત્રો આપવાની ગોઠવણ હતી. ૧૯૨૭થી તે

સંસ્થાએ રૂ. ૧૫) મોકલનારને રૂ. ૨૦)નાં પત્રો ઉપરાંત રૂ. ૧૯)નાં સારાં-સારાં પુસ્તકો પણ દર વર્ષે મોકલી આપવાની વ્યવસ્થા રાખી હતી.

૬. એક વધુ વાચનાલયપ્રવૃત્તિ તે, મુંબાઈવાળા વિદ્યારસિક સોલિસિટર સ્વ. નટવરલાલ મા. દેસાઈની. આ પ્રવૃત્તિ માટે તેમણે ફંડ એકઠું કરેલું ને તેમાંથી સોએક ગામડાંને, નં. ૫વાળા ચરોતરના જ ધોરણે રૂ. ૨૦)નાં પત્રો મોકલાતાં. આ પ્રવૃત્તિ પણ ત્રણચાર વર્ષ ચાલી હતી.

૭. ૧૯૨૭માં કે ત્યાર પછી તુર્ત ખેડા જિલ્લામાં 'દાદાભાઈ નવરોજજી વાચનાલયો' તે મહાન દેશભક્તની યાદગિરી જાળવવા, 'વિલાસ'નાં તંત્રી બાનુ બમનજી હીરજી ખુરશેદના પ્રયાસથી સ્થપાયેલા 'લોકરક્ષી દા. ન. યાદગીરી' મંડળે શરૂ કર્યાં છે. તે ૩૫ વાચનાલયો ચલાવે છે. રૂ. ૨૯) મોકલનાર ગામડાંને તેનાથી બેવડી રકમનાં પત્રો મળે છે. યોજનાને પેટલાદવાળા દાતાર શેઠ રમણલાલ કેશરલાલે વાર્ષિક રૂ ૨૦૦)ની સંગીન મદદ પાંચ વર્ષ લગી આપી હતી.

૮. સને ૧૯૨૮ની સાલથી, મુંબાઈવાળા ઉત્સાહી વિદ્યારસિક ગૃહસ્થ રા. વૈકુંઠલાલ શ્રી. ઠાકોરે પોતાનાં પુત્રીના સ્મારક લેખે આપેલી રકમમાંથી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી 'પ્રિયવદા ઠાકોર વાચનાલયો' ચલાવે છે. એનો લાભ જેમાં વસ્તી ૧૦૦૦ની અંદર હોય, ને શાળા હોય પણ બીજું વાંચનાલય ન હોય, તેવાં ગામડાંને આપવામાં આવે છે. ધોરણ ચરોતર જેવું જ છે.

૯. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પોતાની શાળાઓમાં રૂ. ૩,૦૦૦ના ખર્ચે ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા રાખી છે,

૧૦. ઈ. સ. ૧૯૨૫માં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની રૂ. ૧૦,૦૦૦ની મદદ વડે સુરત જિલ્લાના બધા તાલુકાઓની શાળામાં, કેળવણીખાતાની દેખરેખ ને વહીવટ નીચે, ફરતાં પુસ્તકાલયોનો લાભ આપવાની યોજના ઘડાઈ હતી, ને તે ત્રણ તાલુકામાં અમલમાં પણ મુકાઈ હતી.

૧૧. કાઠિયાવાડમાં રા. રાયચુરાની માર્ફત ચાલે છે તે ચોરવાડવાળા શેઠ હરખચંદની મદદથી ૧૯૨૭-૨૮થી ચાલતાં જ્ઞાનવર્ધક વાચનાલયો તથા આફ્રિકાવાળા શેઠ નાનજી કાળીદાસની મદદથી ચલાવાતાં એ જ પ્રદેશમાંનાં (પોરબંદર, જામનગર, જુનાગઢમાં) ફરતાં પુસ્તકાલયો એ આ વિષયમાં

કાઠિયાવાડની ખાસ નોંધવાલાયક પ્રવૃત્તિઓ છે. જ્ઞાનવર્ધક વાચનાલયોની પદ્ધતિ મિત્રમંડળ પુસ્તકાલયની યોજનાને મળતી જ છે.

૧૨. કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં રાજકોટ સંસ્થાને ગામડાંઓનાં વાચનાલયોને રૂ. ૧૦) આપવાની યોજના કરી છે; અને ભાવનગરરાજ્યે તો ૧૯૩૧માં આ હેતુ માટે રૂ. ૧) લાખ મંજુર કરીને તથા ૧૯૩૨માં બાર્ટન લાઇબ્રેરીને અપાતી મદદમાં પણ સંગીન વધારો કરીને પુસ્તકાલયો દ્વારા જ્ઞાનનો પ્રચાર કરવાનો સારો ઉત્સાહ દાખવ્યો છે અને એક ખરેખર અનુકરણીય દૃષ્ટાંત પોતાનાં ભાઇબંધ રાજ્યોને પૂરું પાડ્યું છે.

૧૩. ગુજરાતના એક સેવાભાવી સજ્જને 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'-નાં પ્રકાશનોનો લાભ વડોદરારાજ્યના ચાર પ્રાન્તો, દરદીઓ માટે વડોદરા શહેરની સ્ટેટ જનરલ હોસ્પીટલ, ગુજરાતના પાંચે જીલ્લાઓ તથા કાઠિયાવાડનાં ગામડાંઓને સહેલથી મળે તે માટે તેનાં ૧૧ સેટનાં ફરતાં પુસ્તકાલયોની પેટીઓ રા. મોતીભાઈ નરસિંહભાઇ અમીન દ્વારા ૧૯૩૧થી ફરતી કરી છે. એની વ્યવસ્થા જે તે પ્રદેશના સ્થાનિક સેવાભાવી ભાઇઓ હસ્તક ચાલે છે.[1]



---

૧. વિષયનું આ સ્વરૂપ સમેટતાં, હિંદ બહારના બૃહદ્ ગુજરાતની પુસ્તકાલય-પ્રવૃત્તિની જે મળે છે તે માહિતી સંક્ષેપમાં આપવી જોઇએ: (૧) પૂર્વ આફ્રિકાનાં ઝાંઝીબાર, દારેસલામ, મોમ્બાસા, નૈરોબી, કંપાલા ને જીન્જામાં મળી ૧૦ થી ૧૨ પુસ્તકાલય (વાચનાલય સહિતનાં) ગુજરાતીઓનાં કાંઈ તેમજ સાર્વજનિક છે. ત્યાં ગુજરાતી વસ્તીવાળાં ગામડાંમાં પણ પુસ્તકાલય હોય જ છે. (૨) ડર્બન (દ. આ.)ની એમ. કે. ગાંધી લાઇબ્રેરીમાં બાલવિભાગ સહિત, દોઢ હજારથી ય વધુ ગુજરાતી પુસ્તકો છે. ત્યાં ૪૦થી ૫૦ ગુજરાતી સામયિકો પણ મંગાવવામાં આવે છે.

•આ સિવાય બૃહદ્ ગુજરાતની જે જે વસાહતો મદ્રાસ, કલકત્તા, દિલ્હી, લાહોર, કાનપુર, કરાંચી, રંગુન, કોચીન વગેરે સ્થળે છે, ત્યાંના રહીશોના લાભ માટે ત્યાં નાનાં કે મોટાં પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાયાં જ છે એ વાતની નોંધ લેતાં સંતોષ થાય છે.

## પ્રકરણ ત્રીજું

### વડોદરારાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઊગમ અને વિકાસ

"ફરજિયાત કેળવણીની સાથે નિકટનો સંબંધ ધરાવનારી એવી જે હિલચાલ છે તે પુસ્તકાલયપ્રવૃત્તિની. વડોદરા રાજ્યનું તે એક વિશિષ્ટ અંગ છે. એ દિશામાં તો સમસ્ત હિંદમાં કાર્યનો જે મંગલારંભ કર્યો તે આ રાજ્યેજ. મહારાજા પોતે પુસ્તકપ્રેમી છે, તેમણે પોતે પણ એકબે પુસ્તકો લખ્યાં છે; અને તેથી કેળવણી, કલા, સંગીત અને સાહિત્યની પોતાની વિવિધ પ્રવૃત્તિઓ કરવામાં તેમણે જે એકજ લક્ષ્ય રાખ્યું છે તે એ કે પોતાના રાજ્યની તેમજ હિંદની પ્રજાનો સંસ્કારવિકાસ સાધવો."[1]

"જુદી જુદી પરિસ્થિતિના ફરકને અંગે અમુક છૂટછાટ મૂક્યા પછી, મને એમ કહેવું ન્યાયયુક્ત લાગે છે કે તમે ઓછામાં ઓછી ગ્રેટબ્રિટન જેટલી પ્રગતિ તો કરીજ છે."[2]

---

૧. સ્ટેન્લી રાઇસ: 'લાઇફ ઑફ સયાજીરાવ ધ થર્ડ', મહારાજા ઑફ બરોડા'; પ્ર. ૧૩: પૃ. ૭૦, ૭૧.

૨. વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે, યુનાઇટેડ કિંગ્ડમના કાર્નેગી ટ્રસ્ટના મંત્રીનો, વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીના ક્યુરેટર પરનો તા. ૨૬-૭-૧૯૨૯નો પત્ર.

૧

ગયાં પ્રકરણમાં આપણે જે પુસ્તકાલયપ્રવૃત્તિનું વિહંગાવલોકન કર્યું, તે બ્રિટિશ અમલે આ દેશમાં આરંભેલા નવા યુગના એક ફળરૂપ પ્રવૃત્તિ હતી; આ પ્રકરણમાં આપણે જે પુસ્તકાલયપ્રવૃત્તિનો પરિચય કરવાનો છે, તે પ્રવૃત્તિ પોતેજ આપણા દેશમાં નવો યુગ આંકનાર એક યશસ્વી પ્રવૃત્તિ છે. આ કથન હકીકતોથી અજાણ કે તેને વિસરનાર માણસોને કદાચ સહસાઘાત-ભરેલું લાગશે. પણ જેઓ હકીકતો જાણે અને યાદ રાખે છે તેમને તો આ સત્ય દીવા જેવું સ્પષ્ટ દેખાય છે કે, જે વડોદરારાજ્યે સ્વ. ગોખલેજીના ફરજિયાત કેળવણીના ૧૯૧૧વાળા ખરડા પહેલાં પાંચ વર્ષે (૧૯૦૬માં)[1] પોતાના આખાય વિસ્તારમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરી દીધી હતી; જેણે તે ખર્ચાળ પણ હિમ્મતભર્યા ઉપયોગી અને અતિઆવશ્યક પ્રવૃત્તિના પરિપૂરક તરીકે, ૧૯૧૦–૧૧ની સાલમાં હિંદભરમાં પહેલીજ, અને પહેલીજ નહિ પણ વિશાળ પાયા પરની, પુસ્તકાલયપ્રવૃત્તિ ઉપાડી; જેણે મુંબાઇ અને પંજાબ જેવા સમૃદ્ધ ઇલાકાઓની પણ આગમચ, તેમનાથી ત્રણચાર વર્ષ અગાઉ પુસ્તકાલયશાસ્ત્રના શિક્ષણ ભણી ધ્યાન દોડાવી તેનો પહેલવહેલો વર્ગ આ દેશમાં શરૂ કર્યો; એજ રીતે જે રાજ્યમાંથી આ દેશ માટે અપૂર્વ એવું એ શાસ્ત્ર અને પ્રવૃત્તિને લગતું સૌથી પહેલું સામયિક 'લાઇબ્રેરી મિસેલેની' ૧૯૧૨માં અંગ્રેજી ઉપરાંત દેશની બે મુખ્ય ભાષાઓમાં–ગુજરાતી અને મરાઠીમાં–પ્રગટ થવા માંડ્યું: જેણે પોતાની નિરાળી ને સગવડભરી વર્ગીકરણપદ્ધતિ પણ યોજી છે; જેણે વરસાવેલાં નાણાં અને જગાડેલા ઉત્સાહને પ્રતાપે આજે વડોદરારાજ્યનાં–શહેરો ગામડાંઓમાં મળીને–હજાર ઉપરાંત સ્થળોએ સામાન્યમાં સામાન્ય પ્રજાજન પણ જગતના આદિકાળથી તે આજ લગીના અમુલખ જ્ઞાનવારસાનો મગરૂર ને ઉત્કર્ષશાલી વારસ બન્યો છે,—જે રાજ્યે આ બધું કર્યું છે, તેણે હિંદના અને વિશેષે કરીને ગુજરાતના સંસ્કારજીવનમાં ઉજ્જ્વલ ને અમૃતમય એવો એક નવીન યુગ આંક્યો છે, એ નિર્વિવાદ વાત છે. એ યુગપ્રવર્તક પ્રવૃત્તિનું કૈંક દિગ્દર્શન આપણે આ પ્રકરણમાં સંક્ષેપમાં કરીશું. વિગતવાર માહિતીના જિજ્ઞાસુઓએ તો અલબત્ત આ વિષયના રસિક લઘુગ્રંથ 'વડોદરારાજ્યની

---

૧. અખતરા તરીકે તો આવું પગલું છેક ૧૮૯૩માં અમરેલી પ્રાંત પૂરતું ભરવામાં આવ્યું હતું.

પુસ્તકાલય પ્રવૃત્તિ' તથા 'પુસ્તકાલય' માસિકની આ વિષયમાં અત્યંત કીમતી એવી ફાઈલોનોજ આશ્રય લેવો જોઈએ

૨

વડોદરારાજ્યની આ અનોખી વિશાળ પુસ્તકાલયપ્રવૃત્તિના આદ્ય પ્રણેતા માનવંત વડોદરાનરેશ પોતેજ છે, એ વાત હવે આજને દહાડે —પૂરા બે દસકા તે પ્રવૃત્તિના આરંભને વીતી ગયા પછી—કોઈ પણ ગુજરાતી વાચકને નવેસર કહેવાની જરૂર નજ હોય તેઓશ્રી પોતે પણ એક ઉત્સાહી વિદ્યાભક્ત છે—અન્ય દેશી રાજાઓને મુકાબલે તો ઉત્સાહી તેટલાજ અસામાન્ય વિદ્યાભક્ત છે તેમની એ ભક્તિ આજથી પચાસસાઠ વર્ષ પર એમની કિશોર અને તરુણ વયમાં, સ્વ રાજા સર ટી માધવરાવ જેવા મહાસમર્થ રાજ્યનીતિજ્ઞ અને મિ એફ એ એચ ઇલિયટ જેવા વિદ્વાન ગુરુની પ્રેરણા પામતી ખીલી હતી એ કાળે પડેલા ઉચ્ચ સંસ્કારોએ જેમ તેમની સમગ્ર ઉદારભાવી રાજ્યનીતિ ઘડી છે, તેમ જ્ઞાનનો મહિમા અને પ્રજોદ્ધારક માટે આવશ્યક એવા જ્ઞાનપ્રચારની મહત્તા પણ તેમને સ્પષ્ટ કરી છે એ જ્ઞાનમહિમાના બળે તેમની પાસે તે સમયેજ પોતાના રાજમહેલમા એક નાનું પણ મઝમ પુસ્તકાલય વસાવરાવ્યુ, અને જ્ઞાનપ્રચારની એ મહત્તાએ, મિ રાઇસ કહે છે તેમ,[1] એવો દૈવી અસંતોષ પોતાની પ્રજામા જાગૃત કરવા તેમને પ્રેર્યા જેને પરિણામે એ પ્રજા માત્ર પોતાની સ્થૂળ જરૂરનો પૂરી પાડીને અટકે નહિ પણ ઉચ્ચતર વસ્તુઓને વાંચવા ભણી દોરાય, પુસ્તકાલયોમા સંચિત કરેલા એકેએક દેશકાળના મહાપુરુષોના વિચારો વડે જીવનને શુદ્ધ કરે, સમૃદ્ધ કરે, રસીલુ પણ કરે

સને ૧૯૦૬-૦૭ના વર્ષો જેમ ના મહારાજાસાહેબની કારકિર્દીમા તેમ આપણા વિષયના ઇતિહાસમાં પણ મહત્ત્વના વર્ષો છે ૧૯૦૬માં રાજ્યની અંદર પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત થઇ તથા તેમણે અમેરિકાની પહેલી મુલાકાતવેળા ત્યાની અસાધારણ પુસ્તકાલયપ્રવૃત્તિથી ઉત્સાહિત થઈને વડોદરે પહેલા તારથી ને પછી વિગતવાર પત્રથી હુકમ મોકલેલો કે રાજ્યમાં સર્ક્યુલેટિંગ લાઇબ્રેરીઓ ચાલુ કરી દેવી વળતા વર્ષે એ હુકમને અમલમા મુકાતો જોયો આ બંને વસ્તુઓને—મફત ફરજિયાત કેળવણી

---

૧ 'લાઇફ ઓફ સયાજીરાવ ધ થર્ડ' પૃ ૭૨

તથા સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિને—પરસ્પર સંબંધ છે, એ આપણે પહેલા પ્રકરણમાં જોયું જ છે. વડોદરારાજ્યે પણ, એ સંબંધ લક્ષમાં રાખી ભણેલા પ્રજાજનોનું ભણતર તાજું જ રહે તે સારૂ મફત અને સાર્વજનિક ધોરણ પ્રમાણેનાં નાનાં છૂટક વાચનાલયો કે પુસ્તકાલયો એ સમયે શરૂ કરી દીધાં તે બધી રીતે યોગ્યજ થયું હતું.

૧૯૦૬ની સાલથીજ મિત્રમંડળ પુસ્તકાલયપ્રવૃત્તિ ચાલુ થઇ ગઇ હતી, તે આપણે ગયા પ્રકરણમાં જોયું જ છે. તેણે પણ ઉપલી સકર્યુલેટિંગ લાયબ્રેરીઝની યોજનાનો સારો લાભ લીધો. પરિણામે, ૧૯૦૬માં મિત્રમંડળને હસ્તક ૬૦ વાચનાલયો ચાલતાં હતાં તેને સ્થાને ૧૯૦૯ સુધીમાં વાચનાલયો તથા પુસ્તકાલયો મળીને તે પ્રકારની ૧૫૦ સંસ્થાઓ નિભાવવા શક્તિમાન થયું હતું. પણ આ સર્વ પ્રવૃત્તિ હજી જોઇએ તેવી કેન્દ્રસ્થ નહોતી. ૧૯૧૦માં સેંટ્રલ લાઇબ્રેરી ડીપાર્ટમેંટ સ્થપાયા સાથે તેને તેવું કેન્દ્ર મળ્યું અને અતિઘણો વેગ પણ મળ્યો.

૩

ના. મહારાજાસાહેબની ૧૯૧૦ની અમેરિકાની મુલાકાતને પરિણામે સેંટ્રલ લાઇબ્રેરી ડીપાર્ટમેંટ હસ્તીમાં આવ્યા પહેલાંજ જેમ ઉપર પ્રમાણે ગામડાં ને નાનાં શહેરોમાં સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિના ગણેશ મંડાઇ ગયા હતા, તેમ તળ વડોદરાને વિશે પણ થયું હતું. તેના રાજમહેલના રાજપુસ્તકાલયનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. એ પુસ્તકાલયને વચગાળાના સમયમાં રાજ્યના મોટા અમલદારો માટે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. અને પછી શહેરની વચ્ચોવચ્ચ માંડવી પાસેના જૂના સરકારવાડામાં આણી પ્રજાકીય ઉપયોગ માટે પણ તે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. આ સ્થળ કે જ્યાંથી જૂના ગાયકવાડોના સમયમાં પ્રજાને મિઠાઇ કે પોષાક જેવી શરીરપોષક વસ્તુઓની લહાણી થતી, ત્યાંથી હવે પુસ્તકો જેવી ચિત્તપોષક વસ્તુઓની લહાણી થવા લાગી. પ્રજાની વચ્ચે આની વસેલા આ કીમતી ગ્રંથસંગ્રહનો પ્રજા હવે દિનપ્રતિદિન વધુ ને વધુ લાભ લેતી થઇ.

શ્રી. વડોદરાનરેશ જેવા સંસ્કારી પ્રગતિપ્રેમી અને દેશાભિમાની મહારાજાને અમેરિકામાં પોતે જોયેલી પુસ્તકાલયપ્રવૃત્તિનાં બીજ સ્વદેશમાં વાવવાની વૃત્તિ થાય એ સર્વથા સ્વાભાવિક છે. તેમણે એ પણ જોયું કે કાર્યને ખરી સફળતા અપાવવી હોય, તો જેમ ઉત્તમ બીજ તેમ કાબેલ માળી પણ પરદેશ

થી આયાત કર્યે જ છૂટકો છે. તે પ્રમાણે તેમણે ૧૯૧૦ના નવેમ્બરમાં એક કુશળ ગ્રંથપાલ અને પુસ્તકાલયશાસ્ત્રી મિ. ડબલ્યુ. એ. બોર્ડનને પોતાનાં સ્વપ્નોની સિદ્ધિ કાજે વડોદરા આણ્યા. આ ગૃહસ્થની તેમને સોંપાનારા કાર્ય માટેની તાલીમ અને તૈયારી ઉંચા પ્રકારની હતી. વર્ગીકરણના અમેરિકન નિષ્ણાત મિ. કટરના તેઓ શિષ્ય હતા; તેવાજ બીજા નિષ્ણાત સદ્ગત મિ. ડયુઇના સહકારી હતા; અને યેલ યુનિવર્સિટી જેવા જગવિખ્યાત વિદ્યાપીઠના પુસ્તકાલયના તેઓ ગ્રંથપાલ હતા. આવું એક મૂલ્યવાન રત્ન હિંદના એક અગ્રણી રાજ્યમાં આવે, શોભે અને સર્વત્ર પોતાનો પ્રકાશ પ્રસારે, એ સર્વથા સ્વાભાવિક જ હતું.

મિ. બોર્ડનના આવવા સાથે જ સેંટ્રલ લાઇબ્રેરી ડીપાર્ટમેંટ ખોલવામાં આવ્યું. એ ખાતાને સરકારવાડાવાળું રાજપુસ્તકાલય હવે સુપરત કરવામાં આવ્યું — જેમ, ત્યાર પહેલાં આશરે ૧૦૦-૧૨૫ વર્ષ પર ઈંગ્લંડના સાતમા હેનરીથી ત્રીજા જ્યૉર્જ સુધીના રાજાઓનાં પુસ્તકાલયો પણ હાલનું બ્રિટિશ મ્યુઝીઅમ પુસ્તકાલય સ્થાપવા માટે પ્રજાને સુપરત થયાં હતાં, તેમ. પ્રસ્તુત રાજપુસ્તકાલયમાં ઇતિહાસ, ચરિત્ર અને સમાજશાસ્ત્રનાં અંગ્રેજી તથા થોડાં (૧૬૦) સંસ્કૃતઃ એમ બધાં મળીને આશરે વીસ હજાર પુસ્તકો હતાં. આ વિશિષ્ટ સંગ્રહને હવે સેન્ટ્રલ લાઇબ્રેરીનું નામ આપી સામાન્યતઃ આખા રાજ્યનું અને વિશેષતઃ વડોદરા શહેર અને કેમ્પનું મધ્યવર્તી પુસ્તકાલય તેને બનાવવામાં આવ્યું.

એ મધ્યવર્તી પુસ્તકાલય દેશી ભાષાનાં પુસ્તકો વિનાનું ન રહે તેવી યોજના પણ પહેલેથી જ કરવામાં આવી હતી. વડોદરામાં જ ના. મહારાજાના લઘુ બંધુ શ્રી સંપતરાવ ગાયકવાડ જે શ્રી સયાજી પુસ્તકાલય પ્રજાના ઉપયોગ માટે ચલાવતા હતા તેમનાં ગુજરાતી તથા મરાઠી (૩૩૦૦) તેમજ સંસ્કૃત (૬૩૦) પુસ્તકો પણ નવી સેંટ્રલ લાઇબ્રેરીને સમર્પિત થયાં. વળી સંસ્કૃતવિભાગ તો રાજ્યના વિદ્વલમંદિરપુસ્તકાલયનાં ત્રણેક હજાર મહત્ત્વપૂર્ણ સંસ્કૃત છાપેલાં તથા લખેલાં પુસ્તકોથી પણ સમૃદ્ધ થયો હતો.

પોતાની ત્રણ વર્ષની કામગિરી દરમિયાન મિ. બોર્ડને એ મધ્યવર્તી પુસ્તકાલય સ્થાપવા ઉપરાંત આખા રાજ્યમાં સ્થળેસ્થળે સ્થાપવાનાં મફત સાર્વજનિક પુસ્તકાલયોની વિસ્તૃત યોજના પોતાના સહાયકોના સહકારથી ઘડી અને અમલમાં મૂકી હતી; તેમજ ફરતાં પુસ્તકાલયોની અને દૃશ્યચિત્ર-

વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના યોજક



સ્વ. વિલિયમ એ. બોર્ડન

શિક્ષણની યોજનાઓ કરી હતી; પુસ્તકાલયશાસ્ત્રના શિક્ષણનો હિંદમાં સૌથી પ્રથમ એવો વર્ગ સ્થાપી તેમાં ગ્રંથપાલો તૈયાર કર્યા હતા; કટર અને ડ્યુઈની પદ્ધતિઓનું અનુકૂળપણે મિશ્રણ કરીને બોર્ડન-વર્ગીકરણપદ્ધતિ રચી હતી; વડોદરામાં લાઈબ્રેરી કલબ સ્થાપી હતી; સંસ્થાના સામયિક 'લાઈબ્રેરી મિસેલેની'માં પણ વારંવાર લખાણો આપ્યાં હતાં; અને પુસ્તકો માટેના 'બોર્ડન સ્ટેકસ' (લોખંડી ઘોડા) પણ પોતાની સ્વતંત્ર બુદ્ધિથી યોજી, સર્વ સગવડ સચવાય તેવા બનાવરાવ્યા હતા. આ રીતે, તે ઉત્સાહી અને કાર્યકુશળ પુરુષે ત્રણ વર્ષથી પણ ઓછા હિંદનિવાસ દરમિયાન હિંદની આ એક વિશિષ્ટ અગ્રણી પુસ્તકાલયપ્રવૃત્તિને સ્થાપવા અને ખીલવવા અથાક મહેનત કરી હતી. તેઓનું સને ૧૯૩૧ના નવેંબરમાં તેમના સ્વદેશમાં મૃત્યુ થયું છે, એ જાણીને હરેક પુસ્તકાલયપ્રેમી દિલગીર થયા વિના રહેશે નહિ.

મિ. બોર્ડનની પછી તેમના જ હાથ નીચે તૈયાર થએલા ને રાજમહેલના પુસ્તકાલયના ગ્રંથપાલ મિ. જ. સ. કુડાળકર ખાતાના ઉપરી બન્યા. તેમણે ૧૯૧૩-૧૪ દરમિયાન યુરપઅમેરિકામાં રહી ત્યાંની પુસ્તકાલયપ્રવૃત્તિનો સંગીન અભ્યાસ કર્યો હતો. તેમની કામગિરી માત્ર ૭ વર્ષ ટકી, કેમકે ૧૯૨૧માં એ વિચક્ષણ પુસ્તકાલયસેવકની આયુષ્યદોરી કપાઇ ગઈ. એ સાલથી હાલના કયુરેટર મિ. ન્યૂટન મોહન દત્ત એ હોદ્દા પર આવ્યા છે. ખાતાને દસકાથી ય વધુ સમય લગી તેમની બહુશ્રુતતા અને કાર્યશક્તિનો લાભ સરસ રીતે મળતો રહ્યો છે.

## ૪

સેંટ્રલ લાઇબ્રેરી ડીપાર્ટમેંટના મુખ્ય વિભાગો બે છે: વડોદરામાં છે તે સેંટ્રલ લાઇબ્રેરી અને તેના પેટાવિભાગો; પાટનગર સિવાયના આખા રાજ્ય માટેનો વિભાગ. આ બીજા વિભાગમાં પ્રાંત કસ્બા અને ગામડાંનાં પુસ્તકાલયો, તે સર્વને અંગેનાં વાચનાલયો, ફરતાં પુસ્તકાલયો તથા દશ્ય-ચિત્રશિક્ષણની (સિનેમા દ્વારા જ્ઞાનપ્રચારની) યોજના: આટલાં અંગોનો સમાવેશ થાય છે. એ સર્વને લગતી વિગતો આ પુસ્તકમાં હવે પછી યોગ્ય સ્થળે આવશે. અહીં એ સંબંધી આટલો ઉલ્લેખ જ બસ ગણાય.

સેંટ્રલ લાઇબ્રેરીનાં જુદાંજુદાં મુખ્ય અંગો આ દસ છે: દૈનિકોથી માંડીને સર્વે અગત્યનાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી અને હિંદી સામયિકોનું વિશાળ વાચનાલય જેમાં બસોથી ય વધુ સામયિકોનો લાભ રોજ બાર કલાક

દરમિયાન ૫૦૦થીય વધુ વાચકો લે છે; અંગ્રેજી, ગુજરાતી અને મરાઠી ગ્રંથસંગ્રહો ('સર્ક્યુલેટિંગ' ઉર્ફે 'લેન્ડિગ' સંગ્રહો); છાપેલાં તેમજ હસ્તલિખિત સંસ્કૃત પુસ્તકોનો વિભાગ, જેમાં આજે આશરે ૭ હજાર પુસ્તકો છે, જે ૧૯૨૭માં ઓરિએંટલ ઇન્સ્ટિટ્યુટને નામે જુદી સંસ્થા થઇ ત્યાં સુધી સેંટ્રલ લાઇબ્રેરીનેજ હસ્તક હતો, તથા જેણે દેશદેશાંતરમાં પણ ઊંચું માન પામેલી ગાયકવાડ ઓરિએંટલ સીરીઝમાં પચાસેક જૂનાં સંસ્કૃત પુસ્તકોની સંસ્કારેલી આવૃત્તિ વિદ્વાનોની દેખરેખ નીચે ને તેમની કીમતી મદદથી પ્રગટ કરી છે; બાલવિભાગ અને મહિલાપુસ્તકાલય, જે દરેક વિશે આગળ એકેક અલગ પ્રકરણમાં લખવામાં આવ્યું છે; અધ્યયનસંગ્રહ, જેમાંના ૧૪,૦૦૦ ગ્રંથોમાં શબ્દકોશો, જ્ઞાનકોશો વગેરે તેનાં લાક્ષણિક અંગો ઉપરાંત શિષ્ટ ગ્રંથકારોની મૂલ્યવાન આવૃત્તિઓ, તેવાજ કેટલાક કલાગ્રંથો અને માસિકોની બાંધેલી ફાઇલોનો પણ સમાવેશ થાય છે; હિંદી ને ઉર્દૂ વિભાગ; ઉર્દૂ હાથપ્રતોનો વિભાગ; પુસ્તકવર્ણનવિદ્યાવિભાગ.

આ વિભાગ સમેટતાં સેંટ્રલ લાઇબ્રેરીના ધીરનાર વિભાગ વિશે એટલું જ ઉમેરવાની જરૂર રહે છે કે તેનું સઘળું કામકાજ અર્વાચીન મફત સાર્વજનિક પુસ્તકાલયોના ધોરણે કરવામાં આવે છે: તેમાં કશી ફી લેવાતી નથી, પુસ્તક ઉછીનું લેવા માટે શહેરના પ્રતિષ્ઠિત સજ્જનની જામીનગિરીજ બસ છે; તેની પુસ્તકો આપવાલેવાની પદ્ધતિ એટલી સવળતાભરી છે કે વાચકને જરાય કાલક્ષેપ કરવો પડે નહિ; ભૂતકાળનાં શિષ્ટ તેમજ સમકાલીન પુસ્તકોનો તેનો સંગ્રહ અમેરિકામાં માન્ય થએલી ખુલ્લાં કબાટની પદ્ધતિએ ગોઠવવામાં આવ્યો છે, જેથી મનગમતું પુસ્તક વાચક પોતાની મેળે લઇ લે; તે પુસ્તકોની વિષયવાર, નામવાર અને કર્તાવાર એ[illegible] પ્રકારની યા[illegible]

પ્રસ્તુત પુસ્તકાલયો માટે મિ. બોર્ડને કાર્યનું જે સ્વરૂપ કલ્પેલું, તેને ઘડવા અને તેનો અમલ કરવા માટે તેમના કરતાં જુદા પ્રકારની યોગ્યતા-વાળા કાર્યકરની જરૂર હતી. એ કાર્યકર ગુજરાતની દેશ તરીકેની વિશેષતાઓ તથા પુસ્તકાલયપ્રવૃત્તિ માટેની દરેક સ્થળની સ્થાનિક જરૂરતો, શક્યતાઓ, મુશ્કેલીઓ વગેરેથી વાકેફગાર હોય, તો જ આ નવી પ્રવૃત્તિને જશ મળે તેમ હતું. તેવા કાર્યકર માટે પોતાના રાજ્યમાં નજર કરતાં શ્રીમંત સરકારની નજર પેટલાદ હાઈસ્કૂલના હેડમાસ્તર તથા મિત્રમંડળ પુસ્તકાલયપ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક રા. મોતીભાઈ નરસિંહભાઈ અમીન પર ઠરી. તેથી મધ્યવર્તી 'પુસ્તકાલયખાતું' ખોલાયા પછી તેમની નિમણૂક ખાતા હસ્તકનાં આ સાર્વ-જનિક પુસ્તકાલયોના વ્યવસ્થાપક તરીકે કરવામાં આવી.

રા. મોતીભાઈ અમીને હોદ્દો સંભાળ્યા પછી પહેલું કાર્ય કર્યું તે ઘણું મહત્ત્વનું હતું. તેમણે આખા રાજ્યનાં પુસ્તકાલયોનું અવલોકન સમગ્ર દૃષ્ટિએ કરીને, નવી પ્રવૃત્તિ માટે કયાં કયાં, કેવો તથા કેટલો અવકાશ છે તેને લગતી હકીકતો અને આંકડા ભેગા કર્યા. પછી, કામ તુર્તમાં જ કયાં આરંભી શકાય અને કેટલુંક અવલકામ (સ્પેડ-વર્ક) કર્યા પછી કયાં આરંભાય, તે નક્કી કર્યું. આ દિશામાં તેમનું ત્રીજું પગલું તે, ગુજરાતનાં સ્થિતિસંજોગને અનુકૂળ એવા પુસ્તકાલય સ્થાપવાના નિયમોનું ઘડતર તેમણે બોર્ડનસાહેબ સાથે મળીને કર્યું તે. આટલી તૈયારી પછી જ રાજ્યમાં પહેલવહેલાં અને અર્વાચીન પદ્ધતિનાં મફત સાર્વજનિક પુસ્તકાલયો પ્રાંતોનાં મુખ્ય શહેરોમાં, કસ્બાઓમાં અને ગામડાંમાં ખોલવામાં આવ્યાં.

આ સ્થળે જે એક બીજી બાબત પર વાચકનું ખાસ લક્ષ ખેંચવાની જરૂર છે તે એ કે પ્રારંભથી તે આજ સુધીનાં બાવીસ વર્ષ દરમિયાન ખાતાનો આ વિભાગ રા. મોતીભાઈની જ દેખરેખ નીચે સતત ચાલ્યો છે, તેથી જ તેને અસાધારણ ફતેહ મળી છે. વિભાગનું તંત્ર જો આ આખાય ગાળા દરમિયાન એકજ અનુભવી વ્યક્તિના હાથમાં રહીને એકધારું સરળતાપૂર્વક ન ચાલ્યું હોત, બેપાંચ-બેપાંચ વર્ષે નવો અમલદાર એ જગ્યાએ નીમાયો હોત, તો સાર્વજનિક પુસ્તકાલયોની કાર્યનીતિ પણ વારં-વાર ફેરવાઈ હોત અને સ્થિરતાના એ અભાવે ત્યાં આજે વ્યાપક સિદ્ધિનો પણ અભાવ જ હોત.

ખાતું ખોલવામાં આવ્યું ત્યારે પેટલાદ મિત્રમંડળ હસ્તક ચાલતાં જે

પુસ્તકાલયો તથા વાચનાલયો વડોદરારાજ્યમાં હતાં તે તથા કેળવણી-ખાતા મારફત સ્થપાયેલી મરક્યુલેટિંગ લાઇબ્રેરીઝ હવે આ નવી પ્રવૃત્તિનાં કેન્દ્રરૂપ બન્યાં વળી, રાજ્યના જે બીજા પુસ્તકાલયો તે વખતે લવાજમ લેતાં હતાં તેમને નવી ગોઠવણ અમલમાં આવતાંજ મફત અને સાર્વજનિક બનાવવામાં આવ્યાં સને ૧૯૦૬થી શરૂ થયેલા મિત્રમંડળ પુસ્તકાલયો તથા ૧૯૦૮માં શરૂ થએલી મરક્યુલેટિંગ લાઇબ્રેરીઝ વિગેરે એમ કરવામાં આવ્યું કે તે અગાઉ જે ધોરણે ચાલતા હતાં તેને હવે વિસ્તૃત રૂપ ખાતા તરફથી આપવામાં આવ્યું એટલે કે, અમલ પ્રવૃત્તિનાં જે બે મુખ્ય અંગ, બહારની જરૂરી મદદ ઉપરાંત સ્વાશ્રય તથા પ્રજાકીય વ્યવસ્થા, એ બેઉનો સ્વીકાર હવે મોટા પાયા પર કરવામાં આવ્યો

પ્રાંત, કસ્બા કે ગામના લોકો પોતાને ત્યાંના પુસ્તકાલય માટે જેટલી રકમ એકઠી કરે, તેટલીજ બીજી રકમ સરકાર તથા પ્રાંત પંચાયત દરેક તરફથી આપવાનું ધોરણ રાજ્યે ઠરાવ્યું અને પ્રાંતપુસ્તકાલયને વધારેમાં વધારે રૂ ૭૦૦) કસ્બા પુસ્તકાલયોને રૂ ૩૦૦) અને ગ્રામપુસ્તકાલયોને રૂ ૧૦૦) સુધીની વાર્ષિક મદદ આપવાની મર્યાદા નક્કી કરી

સ્થાનિક ઉઘરાણામાં એ પ્રમાણે બમણી રકમ ખાતા તરફથી ઉમેરાઇ અદાજપત્ર મંજુર થયા પછી પુસ્તકાલયનું કાર્ય શરૂ થઈ શકે છે

આ રીતેજ, જે શહેર કે ગામ પોતાના પુસ્તકાલય માટે મકાન બાંધવા ચહાતું હોય તેણે કુલ ખર્ચના એકતૃતીયાંશ ભાગનું ભંડોળ એકઠું કરી, બીજી તેટલીતેટલીજ રકમો સરકાર અને પ્રાંતપંચાયત પાસેથી મંજુર કરાવીને મકાન બાંધવાનું હોય છે

દરેક નિયમો પ્રમાણે મદદ આપવાનું કામ એકાદ વર્ષ ચાલ્યું એટલામાં તો મિ બોર્ડને રાજ્યના બધા કસ્બાઓ મકાન સહિતના પુસ્તકાલયો ધરાવતા થઇ જાય, એ ઉદ્દેશથી એક દીર્ઘદર્શી યોજના શ્રીમંત સરકાર આગળ પેશ કરી, અને તેમાં સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિ માટે દર વર્ષે રૂ ૨૪,૦૦૦)ની જે રકમ મંજુર થતી હતી, તે ઉપરાંત બીજા રૂ ૨૦,૦૦૦)ની ખાસ મદદ લાગટ ચાર વર્ષ સુધી મળે તેવી માગણી કરી શ્રીમંત સરકારે તે બહાલ રાખતાં રાજ્યના પીસ્તાલીસેપીસ્તાલીસ કસ્બાઓમાં જોઇએ તેવા પુસ્તકાલયો સ્થાપન થઇ ગયા, ને તે દરેકનાં મકાન પણ

બંધાઇ ગયાં આ રીતે મિ. બોર્ડનની દીર્ઘદર્શિતા તથા પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રત્યેની શ્રીમંત મહારાજાસાહેબની હાર્દિક દિલસોજીથી પ્રેરાયલી ઉદાર સહાયતાથી જે કામ, સાધારણ સંજોગોમાં, વીસપચીસ વર્ષે પણ પુરૂં ન થઇ શકયું હોત, તે માત્ર ચાર વર્ષમાં પાર પડી શકયું.

આ સાર્વજનિક પુસ્તકાલયોનો બધો ચાલુ વહીવટ તે તે સ્થળના નાણાં ભરનારમાંથી ચુંટાયલી વ્યવસ્થાપક સમિતિ કરતી હોય છે. સમિતિઓ પર ખાતાનો અંકુશ હોય છે તે એટલોજ કે તેઓએ ખાતાના સર્વ નિયમો પાળવા, સ્થાનિક નિયમો મંજૂર કરાવવા, પોતાની પ્રવૃત્તિથી તેને માહિતગાર રાખવું, બજેટ મંજૂર કરાવવું, તથા તેના અનુભવી કાર્યકરોની સલાહનો લાભ જ્યારેજ્યારે જરૂર પડે ત્યારેત્યારે અને ખાસ કરીને પુસ્તકોની પસંદગીની બાબતમાં મેળવવો. આટલી આવશ્યક મર્યાદાઓ બાદ કરીએ, તો દરેક સાર્વજનિક પુસ્તકાલય પોતપોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે અને તેથી, અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયોની ભાવનાનુસાર, પ્રજાકીય વહીવટ અને નિભાવણીના જ ધોરણે તે ચાલતું હોય છે. વળી આ સંબંધમાં આપણે એક વધુ વાત જે ધ્યાનમાં રાખવાની છે તે એ કે, વડોદરા રાજ્યની જે જે પ્રગતિકારક બીજી યોજનાઓ—જેવી કે પંચાયતો અને શાળાઓ—છે, તેમાં પ્રજા પાસેથી કરવેરા વગેરેના રૂપમાં રાજ્યે લીધેલાં નાણાંનો વહીવટ ઘણે ભાગે સરકારી અમલદારોને હસ્તક હોય છે, પણ આ સાર્વજનિક પુસ્તકાલયની પ્રવૃત્તિજ એવી છે કે જેનો આદિથી અંત સુધી સઘળો મુખ્ય અગત્યનો વહીવટ પ્રજાના પ્રતિનિધિઓ કરતા હોય છે, હોદ્દાની રૂએ રાજ્યના અમલદારો નહિ. પ્રવૃત્તિને આ કારણે જેમ અસાધારણ જોમ મળ્યું છે, તેમ પ્રજાને પણ સ્વાશ્રયના તથા લોકશાસનતંત્રને ધોરણે સંસ્થા ચલાવવાના કીમતી પદાર્થપાઠો મળ્યા છે એમ કહેવું અયોગ્ય નથી.

નવીન પુસ્તકાલય સ્થાપન કરવાની ઇચ્છા ધરાવનાર સ્થળને રાજ્ય તરફથી નિમાયેલી સમિતિએ મંજુર કરેલાં રૂ. ૧૦૦)ની કિંમતનાં પુસ્તકો પ્રથમ વાર આપવામાં આવે છે. એને માટે રૂ. ૨૫) લોકમદદના એકઠા કરી ખાતા તરફ મોકલી અપાતાં ખાતું તેમાં બીજા રૂ. ૭૫) સરકારમદદના ઉમેરી રૂ. ૧૦૦)નાં પુસ્તકોનો લાભ જે તે ગામને આપે છે. આ લાભ જે તે પુસ્તકાલયને એકજ વાર મળે છે. વર્તમાનપત્રો, કબાટ વગેરે માટે તો

પુસ્તકાલયો તથા વાચનાલયો વડોદરારાજ્યમાં હતાં તે તથા કેળવણી-ખાતા મારફત સ્થપાયેલી સરક્યુલેટિંગ લાઇબ્રેરીઝ હવે આ નવી પ્રવૃત્તિનાં કેન્દ્રરૂપ બન્યાં વળી, રાજ્યના જે બીજાં પુસ્તકાલયો તે વખતે લવાજમ લેનારાં હતાં તે સર્વને નવી ગોઠવણ અમલમાં આવતાંજ મફત અને સાર્વજનિક બનાવવામાં આવ્યાં અને ૧૯૦૬થી શરૂ થયેલાં મિત્રમંડળ પુસ્તકાલયો તથા ૧૯૦૮માં શરૂ થએલી સરક્યુલેટિંગ લાઇબ્રેરીઝ વિગેરે એમ કરવામાં આવ્યું કે તે અગાઉ જે ધોરણે ચાલતાં હતાં તેને હવે વિસ્તૃત રૂપ ખાતા તરફથી આપવામાં આવ્યું એટલે કે, અમલ પ્રવૃત્તિનાં જે બે મુખ્ય અંગ, બહારની જરૂરી મદદ ઉપરાંત સ્વાશ્રય તથા પ્રજાકીય વ્યવસ્થા, એ બેઉનો સ્વીકાર હવે મોટા પાયા પર કરવામાં આવ્યો

પ્રાંત, કસ્બા કે ગામના લોકો પોતાને ત્યાંના પુસ્તકાલય માટે જેટલી રકમ એકઠી કરે, તેટલીજ બીજી રકમ સરકાર તથા પ્રાંત પંચાયત દરેક તરફથી આપવાનું ધોરણ રાજ્યે ઠરાવ્યું અને પ્રાંતપુસ્તકાલયને વધારેમાં વધારે રૂ ૭૦૦) કસ્બા પુસ્તકાલયોને રૂ ૩૦૦) અને ગ્રામપુસ્તકાલયોને રૂ ૧૦૦) સુધીની વાર્ષિક મદદ આપવાની મર્યાદા નક્કી કરી

સ્થાનિક ઉઘરાણામાં એ પ્રમાણે બમણી રકમ ખાતા તરફથી ઉમેરાઇ અંદાજપત્ર મંજુર થયા પછી પુસ્તકાલયનું કાર્ય શરૂ થઈ શકે છે

આ રીતેજ, જે શહેર કે ગામ પોતાના પુસ્તકાલય માટે મકાન બાંધવા ચહાતું હોય તેણે કુલ ખર્ચના એકતૃતીયાંશ ભાગનું ભંડોળ એકઠું કરી, બીજી તેટલીતેટલીજ રકમો સરકાર અને પ્રાંતપંચાયત પાસેથી મંજુર કરાવીને મકાન બાંધવાનું હોય છે

ઠરેલા નિયમો પ્રમાણે મદદ આપવાનું કામ એકાદ વર્ષ ચાલ્યું એટલામાં તો મિ બોર્ડને રાજ્યના બધા કસ્બાઓ મકાન સહિતનાં પુસ્તકાલયો ધરાવતા થઇ જાય, એ ઉદ્દેશથી એક દીર્ઘદર્શી યોજના શ્રીમંત સરકાર આગળ પેશ કરી, અને તેમાં સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિ માટે દર વર્ષે રૂ ૨૪,૦૦૦)ની જે રકમ મંજુર થતી હતી, તે ઉપરાંત બીજા રૂ ૨૦,૦૦૦)ની ખાસ મદદ લાગટ ચાર વર્ષ સુધી મળે તેવી માગણી કરી શ્રીમંત સરકારે તે બહાલ રાખતાં રાજ્યના પીસ્તાલીસેપીસ્તાલીસ કસ્બાઓમાં જોઇએ તેવાં પુસ્તકાલયો સ્થાપન થઇ ગયાં, ને તે દરેકનાં મકાન પણ

બંધાઇ ગયાં. આ રીતે મિ. બોર્ડનની દીર્ઘદર્શિતા તથા પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રત્યેની શ્રીમંત મહારાજાસાહેબની હાર્દિક દિલસોજીથી પ્રેરાયલી ઉદાર સહાયતાથી જે કામ, સાધારણ સંજોગોમાં, વીસપચીસ વર્ષે પણ પુરૂં ન થઇ શકયું હોત, તે માત્ર ચાર વર્ષમાં પાર પડી શકયું.

આ સાર્વજનિક પુસ્તકાલયોનો બધો ચાલુ વહીવટ તે તે સ્થળના નાણાં ભરનારમાંથી ચુંટાયલી વ્યવસ્થાપક સમિતિ કરતી હોય છે સમિતિઓ પર ખાતાનો અંકુશ હોય છે તે એટલોજ કે તેઓએ ખાતાના સર્વ નિયમો પાળવા, સ્થાનિક નિયમો મંજૂર કરાવવા, પોતાની પ્રવૃત્તિથી તેને માહિતગાર રાખવું, બજેટ મંજૂર કરાવવું, તથા તેના અનુભવી કાર્યકરોની સલાહનો લાભ જ્યારેજ્યારે જરૂર પડે ત્યારેત્યારે અને ખાસ કરીને પુસ્તકોની પસંદગીની બાબતમાં મેળવવો. આટલી આવશ્યક મર્યાદાઓ બાદ કરીએ, તો દરેક સાર્વજનિક પુસ્તકાલય પોતપોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે અને તેથી, અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયોની ભાવનાનુસાર, પ્રજાકીય વહીવટ અને નિભાવણીના જ ધોરણે તે ચાલતું હોય છે. વળી આ સંબંધમાં આપણે એક વધુ વાત જે ધ્યાનમાં રાખવાની છે તે એ કે, વડોદરા રાજ્યની જે જે પ્રગતિકારક બીજી યોજનાઓ — જેવી કે પંચાયતો અને શાળાઓ — છે, તેમાં પ્રજા પાસેથી કરવેરા વગેરેના રૂપમાં રાજ્યે લીધેલાં નાણાંનો વહીવટ ઘણે ભાગે સરકારી અમલદારોને હસ્તક હોય છે, પણ આ સાર્વજનિક પુસ્તકાલયની પ્રવૃત્તિજ એવી છે કે જેનો આદિથી અંત સુધી સઘળો મુખ્ય અગત્યનો વહીવટ પ્રજાના પ્રતિનિધિઓ કરતા હોય છે, હોદ્દાની રૂએ રાજ્યના અમલદારો નહિ. પ્રવૃત્તિને આ કારણે જેમ અસાધારણ જોમ મળ્યું છે, તેમ પ્રજાને પણ સ્વાશ્રયના તથા લોકશાસનતંત્રને ધોરણે સંસ્થા ચલાવવાના કીમતી પદાર્થપાઠો મળ્યા છે એમ કહેવું અયોગ્ય નથી.

નવીન પુસ્તકાલય સ્થાપન કરવાની ઇચ્છા ધરાવનાર સ્થળને રાજ્ય તરફથી નિમાયેલી સમિતિએ મંજુર કરેલાં રૂ. ૧૦૦)ની કિંમતનાં પુસ્તકો પ્રથમ વાર આપવામાં આવે છે. એને માટે રૂ. ૨૫) લોકમદદના એકઠા કરી ખાતા તરફ મોકલી અપાતાં ખાતું તેમાં બીજા રૂ. ૭૫) સરકારમદદના ઉમેરી રૂ. ૧૦૦)ના પુસ્તકોનો લાભ જે તે ગામને આપે છે. આ લાભ જે તે પુસ્તકાલયને એકજ વાર મળે છે. વર્તમાનપત્રો, કબાટ વગેરે માટે તો

ખાતાના કરેલા નિયમ પ્રમાણે લોકમદદ જેટલીજ સરકાર તથા પંચાયતની મદદ મળે છે.

સમસ્ત વડોદરારાજ્યમાં પથરાયલી અને ભારતવર્ષમાં તો ખરેખર અપૂર્વ પ્રવૃત્તિએ માત્ર બે દસકા જેવા મુકાબલે ટુંકા સમયમાં જે અસામાન્ય પ્રગતિ કરી છે તેનો ખ્યાલ નીચેની હકીકતો અને આંકડા, જે સ્વયંપ્રકાશ છે, તેની પરથી વાચકને આવશે:

૧. આ મફત સાર્વજનિક પુસ્તકાલયો રાજ્યની કુલ વસ્તીના એકંદર ૬૦ ટકા કરતાં પણ વધુ ભાગને ઉત્તમ વાચન વિના મૂલ્યે પૂરૂં પાડે છે.[1]

૨. આ પ્રવૃત્તિને પરિણામે અત્યાર સુધીમાં રાજ્યના પિસ્તાળીસેપિસ્તાળીસ કસ્બામાં મકાન સહિતનાં પુસ્તકાલયો સ્થપાઇ ગયાં છે; ઉપરાંત ૮૧૭ ગામડાંમાં પુસ્તકાલયો સ્થપાયાં છે; ૧૫૪ વાચનાલયો, ૮ મહિલાપુસ્તકાલયો અને ૪ બાલપુસ્તકાલયો ચાલુ થયાં છેઃ કુલ સખ્યા ૧,૦૨૮ આ રીતે થાય છે.

૩. ૧૯૩૧-૩૨ના વર્ષમાં માત્ર વડોદરા સરકારે જ, પ્રવૃત્તિને અંગે રૂ. ૪૦ હજાર પુસ્તકાલયોના નિભાવના, રૂ. ૧૭ હજાર મકાનો માટેના, તથા રૂ. ૧॥ હજાર ફરતાં પુસ્તકાલયોના—એ રીતે રૂ. ૫૮॥ હજારની રકમ ખર્ચી હતીઃ મહેકમના ખર્ચનો સમાવેશ એ આંકડામાં થતો નથી એ ખાસ નોંધવા જેવું છે.

શ્રીમંત સરકારની ભાવના તો એવી છે કે રાજ્યનું એક પણ શાળાવાળું ગામ, પુસ્તકાલય વિનાનું ન જ હોવું જોઇએ. પ્રજા તરફથી પૂરતો સહકાર મળ્યે, રાજ્યની સર્વ પ્રકારની મદદ તો તૈયાર જ છે. તેથી વિષય સમાપ્ત કરતાં આપણે એવી ઉમેદ રાખીશું કે એ ભાવના સત્વર ફળો અને રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ શુક્લપક્ષના ચંદ્રની જેમ પ્રતિદિન વધતી રહો.

---

૧. 'મફત' અને 'વિનાં મૂલ્યે' શબ્દોથી સૂચવાતો ભાવ આ બાબતમાં સર્વસામાન્ય નિયમ તરીકે અહીં સમજવાનો છે જ. એ ભાવની પૂર્તિમાં એટલું ઉમેરવાનું રહે છે કે, સ્થાનિક સંજોગાનુસાર, લોકમદદ સહેલાઇથી હળી કરવા માટે એવું ધોરણ રાખવામાં આવ્યું છે કે દરેક વાચકને પુસ્તકાલયનાં વર્તમાનપત્ર અને એક પુસ્તક તો મફત આપવું જ; પણ, તે ઉપરાંત લવાજમ ભરનારના જુદા-જુદા વર્ગ રાખીને, એ વર્ગના વાચકોને વિશેષ લાભ આપવો. આ રીતે પુસ્તકાલય મફત સાર્વજનિક રહે છે ને તેની આવક પણ વધે છે.

૬

આ પ્રકરણના પહેલા પાંચ વિભાગોમાં વડોદરારાજ્યના પુસ્તકાલયખાતાનો તથા તેના મધ્યવર્તી પુસ્તકાલયનો ઊગમ અને વિકાસ આપણે જોયો. આ તથા હવે પછીના વિભાગોમાં, રાજ્યનાં કેટલાંક વધારે જૂનાં મુખ્ય કસ્બા-પુસ્તકાલયોને લગતી માહિતી[1] આપીશું, જેથી રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનો આ ટુંકો ઇતિહાસ સર્વાંગી બને તથા વાચકને પણ એ વ્યાપક પ્રવૃત્તિનો પૂરેપૂરો ખ્યાલ આવી જાય.

વડોદરાપ્રાંતના વડોદરાતાલુકામાંનું સૌથી જૂનું પુસ્તકાલય તે વડોદરામાં જ આવેલું શ્રી જયસિંહરાવ પુસ્તકાલય. સને ૧૮૭૭માં સ્થપાએલું હોઇ, તે શહેરનું જૂનામાં જૂનું પુસ્તકાલય છે. તેનું સુંદર મકાન શ્રીમંત સરકારે જ બધાવી આપેલું છે. તેમાં સંસ્કૃત અને અંગ્રેજી તેમ ગુજરાતી અને મરાઠી પુસ્તકો પણ છે. તે લવાજમી પુસ્તકાલય છે તથા તેની સઘળી વ્યવસ્થા પુસ્તકાલયના સભ્યોની જ એક સમિતિ કરે છે. આ જૂના પુસ્તકાલયની પણ એક વિશેષતા એવી છે કે જે અર્વાચીન પુસ્તકાલયપ્રવૃત્તિની પોષક ગણાય: તેનું વ્યાખ્યાનગૃહ સાર્વજનિક ઉપયોગ માટે વાપરવા દેવામાં આવે છે અને તે રીતે પુસ્તકાલય સામાજિક સંમેલનનું એક કેન્દ્ર બને છે.

આ પ્રાંતનો પેટલાદતાલુકો આખા રાજ્યમાં સૌથી આગળપડતો હોઇ કેળવણીમાં ઘણો રસ લે છે અને તેમાં ૭ કસ્બાપુસ્તકાલયો છે. એ સાતમાંનું મુખ્ય પુસ્તકાલય તે પેટલાદનું. તે ૧૮૭૩ની સાલમાં શરૂ થયું હતું અને રાજ્ય તરફથી તે વખતે તેને રૂ. ૧૨૫૦) પુસ્તકો ખરીદવા માટે આપવામાં આવ્યા હતા. પાછળથી રૂ. દસ હજારના સરકારખર્ચે તેનું જે મકાન બાંધવામાં આવ્યું હતું તે ૧૮૮૫માં ખુલ્લું મુકાયું હતું. ૧૯૧૨ સુધી તે લવાજમી પુસ્તકાલય હતું અને સુધરાઇમદદ તથા મકાનભાડાની આવકનો ટેકો પણ તેને હતો. એ સાલમાં તેને પુસ્તકાલયખાતાના નિયમ પ્રમાણે સારી મદદ મળવાથી તે મફત સાર્વજનિક પુસ્તકાલય થયું, જેને પરિણામે તેનો લાભ અગાઉ કરતાં ઘણા બહોળા પ્રમાણમાં લેવાતો થયો.

---

૧. આ માહિતી દરેક પ્રાન્તના પ્રાંતિક સર્વસંગ્રહોમાંથી અહીં તારવવામાં આવી છે.

સોજીત્રામાં સ્થાનિક અગ્રેસરોના ઉત્સાહ અને શ્રમને પ્રતાપે ૧૮૭૮માં પુસ્તકાલય સ્થપાયું હતું અને પાછળથી મકાન પણ તેવી જ રીતે થએલું. ઘણાં વર્ષ લગી તેનો નિભાવ મુશ્કેલીથી થતો, પણ ખાતું ખુલવા માથે તેનો સિકંદર ચઢતો થયો અને સકળ પ્રજાને વગરપૈસે તેનો લાભ મળવા લાગ્યો. રૂા. ૨૪૦૦)ના ખર્ચે તેનું મકાન પણ હવે વધારવામાં આવ્યું. એ મકાન પણ નાનુ પડવાથી રૂ. ૬ હજારના ખર્ચે વાચનાલય માટે ખાસ નવું મકાન ૧૯૩૦-૩૧માં અલગ બંધાવવું પડ્યુ છે.

વસોનુ પુસ્તકાલય ૧૮૮૦ની સાલમાં ભાડાના મકાનમાં શરૂ થએલું. સ્થાનિક ભંડોળ તથા સરકારમદદ વડે તેનું જે મકાન બંધાયું તે ૧૯૧૦માં ખુલ્લું મુકાયું હતું. ૧૯૧૧થી તેને સરકાર મદદ મળી. ૧૯૧૬માં તે સાર્વજનિક પુસ્તકાલયને જોડીને બાલપુસ્તકાલયનું મકાન ચાલુ થયું, જેનો કુલ ખર્ચ રૂ. ૯,૦૦૦ નિયમ પ્રમાણે સ્થાનિક પ્રજાજનો, ખાતું અને પંચાયતે મળીને પૂરો પાડયો હતો વડોદરાશહેરની બહાર રાજ્યનું આ સૌથી પહેલું જ બાલપુસ્તકાલય છે.

એ જ ૧૮૮૦ના વર્ષમાં સ્થપાયલા ભાદરણ-પુસ્તકાલયે વળતા વર્ષથી પોતાના મકાનની પ્રવૃત્તિ આદરી તથા પ્રજાકીય ભંડોળ ઉપરાંત કરજે કરીને પણ દશપદર વર્ષમાં રૂ. સાડાત્રણ હજારનું મકાન તેણે બાંધ્યું. ૧૯૧૧થી તેને પણ સરકારમદદ મળે છે. ૧૯૧૨માં તેણે સ્વપ્રયત્ન તથા સરકારમદદ વડે રૂ. ૬,૦૦૦ના ખર્ચે મહિલાપુસ્તકાલય બંધાવ્યું. આ પુસ્તકાલયને મુંબાઈવાળા કેળવણીકાર સ્વ. મગનલાલ ખખ્ખરનો ગ્રંથસંગ્રહ ભેટ મળેલો, તેને બાલપુસ્તકાલય તરીકે રાખવામાં આવ્યો છે.

ભાદરણનું સાર્વજનિક પુસ્તકાલયનું મકાન નાનું પડવાથી લોકમદદથી જનતાએ તેમાં એક નવો ઓરડો પાછળથી વધારીને અનુકૂળતા કરી લીધી છે.

ધર્મજ અને સાવલી, એ બે કસ્બાઓનાં પુસ્તકાલયો અનુક્રમે ૧૮૯૩ અને ૧૯૦૩માં શરૂ થયાં હતાં. બંને પુસ્તકાલયો સ્થાનિક ઉઘરાણીથી શરૂ થયાં હોઇ સ્થાનિક ઉઘરાણાથી જ નભતાં હતાં. ખાતું સ્થપાયા પછી ૧૯૧૩થી, ખાતાના નિયમ પ્રમાણે ઉઘરાણા ઉપરાંત સરકાર અને પંચાયતની મદદ પર તે નભે છે. સાવલી-પુસ્તકાલયનું મકાન રૂ. ૫૦૦૦)ના ખર્ચે બંધાયું હોઇ તેમાં સરકારે રૂ. ૧૧૦૦)ની મદદ આપી હતી. ધર્મજ-પુસ્તકાલયનું મકાન ખાતાના યોજનાનુસાર રૂ. ૧૨,૦૦૦)ના ખર્ચે બંધાયું છે.

૭

નવસારીપ્રાંત મુંબાઈની પાસે હોવાથી તથા તેમાં પારસી જેવી સાહસિક વિદ્યારસિક કોમનું પ્રમાણુ વસ્તીમાં વધારે હોવાથી ત્યાં કેળવણીનો પ્રચાર સારો છે. આવી ભૂમિ પુસ્તકાલયો ખીલવા માટે પણ ઘણી અનુકૂળ હોય જ. આ કારણે, રાજ્યનું પુસ્તકાલયખાતું સ્થપાયા પહેલા ઘણાં વર્ષ અગાઉ ત્યાં પણ ખાનગી સાહસથી નાનામોટાં મળી સાતેક પુસ્તકાલયો સ્થપાયલાં. તેમાંનાં આ સૌથી અગ્રણી ત્રણનો પરિચય અહીં કરાવીશું: ગણદેવીનું ગઝદર પુસ્તકાલય (૧૮૬૪); નવસારીની મહેરજી રાણા લાઇબ્રેરી (૧૮૭૨); બીલીમોરાની પિટિટ લાઇબ્રેરી (૧૮૮૨)

ગઝદર–પુસ્તકાલય આખા પ્રાંતમાં સૌથી જૂનુ છે. ૧૯૧૪મા તેનો સુવર્ણમહોત્સવ તથા ૧૯૨૫માં મણિમહોત્સવ ઉજવાયો હતો. આ છેલ્લી સાલમાં ત્યાં રાજ્યની પહેલી પુસ્તકાલયપરિષદ પણ ભરાઇ હતી. તેનું મકાન ગઝદર કુટુંબનાં એક સન્નારીએ આપેલી રકમ રૂ. ૬૦૦૦)માં ખાતાની તથા પંચાયતની રકમો નિયમ મુજબ ઉમેરીને બાંધવામાં આવ્યું હતું.

રાણા લાઇબ્રેરીનું પહેલું મકાન તેના સ્થાપનાવર્ષમા જ રૂ ૫૦૦૦)ના ખર્ચે, તથા બીજું ૧૯૦૬માં રૂ. ૨૨,૦૦૦ના ખર્ચે બધાયું હતું. આ પુસ્તકાલયનો નિભાવ લવાજમ ઉપરાંત તેના અગેનાં ખાસ ટ્રસ્ટફંડમાંથી ને જુમ્મેદારપંચને હસ્તક ચાલે છે. ફારસી અરબી પહેલવી તેમજ ગુજરાતી મળીને આશરે સવા ચારસો હાથપ્રતોનો એક કીમતી સંગ્રહ, એ આ પુસ્તકાલયની એક નોંધવાજોગ વિશેષતા છે. તે ખાસ કોમી નથી, તેમ મફત સાર્વજનિક પણ નથી; લવાજમી છે.

બીલીમોરાનું પુસ્તકાલય મુંબાઇવાળા શેઠ જહાંગીરજી પિટિટે સ્થાપેલું. ૧૯૦૮માં તેમણે તેનું મકાન પણ રૂ ૯,૨૫૦નો ખર્ચ કરીને બંધાવી આપ્યું હતું.

૮

પુસ્તકાલયખાતું વડોદરામાં શરૂ થયા પહેલાં અમરેલીપ્રાંતના છએ છ કસ્બાઓમાં પુસ્તકાલયો ચાલુ હતાં. તેમાંનાં ત્રણ મુખ્યની વિગતો નીચે પ્રમાણે છે:

પ્રાંતના મુખ્ય શહેર અમરેલીમાં ૧૮૭૩ની સાલમાં આસિસ્ટંટ રેસિડંટ કર્નલ વૉકરના પ્રોત્સાહનથી એક ભાડાના મકાનમા પુસ્તકાલય ખોલવામાં

આવેલું. ૧૮૮૦માં તેનું મકાન રૂ. ૨૪૨૩ના ખર્ચે બંધાયું, જેમાંના રૂ. ૧૪૦૫ સરકારમદદના મળ્યા હતા. એ મકાન નાનું પડતાં, ફરી એક વાર પ્રજા તથા રાજ્યના સહકાર વડે રૂ. ૯૦૦ ( ૫૦૦ પ્રજાના, ૪૦૦ રાજ્યના ). ભેગા કરવામાં આવ્યા અને તે રકમમાંથી ૧૮૮૭માં મકાન મોટું કરવામાં આવ્યું. આ પુસ્તકાલયે ૧૯૧૪થી મધ્યવર્તી પુસ્તકાલય ખાતાનો લાભ લેવો શરૂ કરતાં તે ત્યારથી મફત અને સાર્વજનિક બન્યું. હવે વાચકો ઘણા આવવાથી આ મકાન પણ નાનું પડયું એટલે ૧૯૧૭માં પ્રજા, પંચાયત અને સરકારના સરખે ભાગે મળીને થએલા રૂ. ૧૮,૦૦૦ના ખર્ચથી તેનું હાલનું વધુ મોટું અને સુન્દર મકાન બંધાયું. અમરેલીમાં મહિલા-પુસ્તકાલય પણ છે, જેનું મકાન તો આ સાલે ૧૯૩૨માં જ રૂ. ૨૧,૦૦૦ના ખર્ચે નવું બંધાઇ ખુલ્લું મુકાયું છે.

પ્રાંતના બીજા જાણીતા સ્થળ દ્વારકાનું પુસ્તકાલય ૧૮૭૧માં શરૂ થએલું. તેના મકાનફંડમાં સરકાર તેમ જ પ્રજા બેઉનો હિસ્સો હતો. અહીં પણ પ્રોત્સાહન આપનાર એસિસ્ટંટ રેસિડંટ નામે મિ. વિલિયમ સ્કોટ હતા. ૧૯૧૨-૧૩ લગીનું આ લવાજમી પુસ્તકાલય એ સમયથી મફત અને સાર્વજનિક થતાં, તથા પ્રજા તેનો પુષ્કળ લાભ લેતાં, જૂનું મકાન નાનું પડયું. પરિણામે, આશ્રયદાતો તથા સરકાર અને પંચાયતની મદદ, ત્રણેના મળીને રૂ. ૮૦૦૦ જે થયા, તેમાંથી જૂના મકાનમાં વધારો કરી હાલનું તેનું વિશાળ મકાન તૈયાર થયું છે. આઠ હજારમાંના ૭ હજાર રૂપિયા પ્રજાના જ હતા.

બેટ શંખોદ્ધારમાં એક વિદ્યાપ્રેમી ગૃહસ્થ શેઠ ઠાકરશી મૂળજીએ ૧૮૮૮માં પુસ્તકાલય શરૂ કરેલું. તેમણે સરકાર પાસેથી રૂ. દોઢ હજારની મદદ મેળવી પુસ્તકાલયનું મકાન બંધાવ્યું તથા પુસ્તકો વસાવ્યાં. એ "શેઠ ઘેલાભાઇ ઠાકરશી લાઇબ્રેરી" કહેવાય છે. સન ૧૯૨૫ સુધી આ પુસ્તકાલય શેઠશ્રીના ટ્રસ્ટફંડના વ્યાજમાંથી મળતા રૂા. ૪૫૦ની વાર્ષિક મદદથી નભતું હતું. પણ હવે ૧૯૨૬થી એ રૂ. ૪૫૦ની રકમને લોકમદદ ગણી તેના પર નિયમ પ્રમાણે સરકાર પંચાયતની મદદ ખાતા તરફથી અપાવા માંડી છે.

૯

કડીપ્રાંતનું સૌથી આગળ પડતું પુસ્તકાલય, તે પાટણનું શ્રી ફતેહસિંહજી પુસ્તકાલય. સને ૧૮૯૦માં રાજ્યના અમલદારોના પ્રોત્સાહનથી શહેર અને



૬૫ ] ત્ર્યંબક કલ્યાણ પુસ્તકાલય, કડી [ રૂ. ૭૫૦૦

તાલુકાએ રૂ. ૩૦,૦૦૦) એકઠા કરી; એ પુસ્તકાલયનું આલીશાન મકાન બાંધ્યું. તેમાં રૂ. ૫૦૦)ની સરકારમદદ ઉપરાંત મફત જમીન અને પાટણનાં ખંડેરોમાંથી પથ્થર પણ મફત રાજ્ય તરફથી આપવામાં આવેલા ૧૯૧૩માં ખાતાની મદદ શરૂ થઈ ત્યાં લગી લવાજમો, સુધરાઈમદદ તથા મેડાના ભાડામાંથી પુસ્તકાલયનો નિભાવ થતો હતો. ૧૯૧૩ પછી તેની સ્થિતિ કુદરતી રીતે જ ઘણી સુધરી છે. પાટણમાં રૂ. ૨૧,૦૦૦ને ખર્ચે મહિલાપુસ્તકાલય બંધાવવાની શરૂઆત થઈ છે. ( આ રકમ લોકો, પંચાયત ને સરકારે સરખે ભાગે આપી છે. )

કલોલના વેપારી ભાઈઓએ સારું ઉઘરાણું કરીને ૧૯૧૦માં મકાન સાથેનું મહાજન–પુસ્તકાલય શરૂ કર્યું હતું. નિભાવ ભાડામાંથી તથા મહાજનમદદમાંથી થતો હતો. તેણે સરકારમદદ ૧૯૧૩માં સ્વીકારતાં એ સાર્વજનિક ને મફત બન્યું છે, જો કે ત્યાર પછી પણ મહાજનની મદદ તથા લવાજમોની મદદ, બેઉ ચાલુ છે.

વડનગરના ઉદાર ગૃહસ્થ સ્વ. શેઠ ભોગીલાલ ચકુલાલે રૂ. ૮૦૦૦)ના ખર્ચે પુસ્તકાલયનું સુંદર મકાન ૧૯૧૧માં ચણાવીને પ્રજા માટે તે ખુલ્લું મૂકેલું. તેના નિભાવ માટે એ સ્થાપક સજ્જને જ પાકી વ્યવસ્થા કરેલી, અને તેમાં પાછળથી સરકારમદદ ઉમેરાતાં, સંસ્થાએ સારી પ્રગતિ કરી છે. મૂળે એ વિદ્યાવર્ધક પુસ્તકાલય જ કહેવાતું હતું, પણ ભોગીલાલશેઠ સ્વર્ગવાસી થતાં વ્યવસ્થાપકોએ તેમનું નામ તેની સાથે જોડવાથી તે હવે "શેઠ ભોગીલાલ ચકુભાઈ પુસ્તકાલય" કહેવાય છે. સ્વર્ગસ્થ શેઠના સ્મારક ફંડની રૂ. ૪૦૦૦)ની રકમ પણ સંસ્થાને ભેટ મળવાથી તે વધારે સંગીન પાયા પર મુકાઈ છે.

વિસનગરમાં નાના મકાન સાથેનું પુસ્તકાલય સને ૧૮૭૭માં સ્થપાયલું. નિભાવ માટે રૂ. ૩૦૦૦)નું ફંડ પણ હતું. પુસ્તકાલયખાતાની મદદ પણ ખાતું નિકળતાં લેવામાં આવી છે અને તે ચાલુ છે. મકાન પાછળથી વધારવાની જરૂર લાગતાં, આશ્રયદાન, સરકારમદદ તથા પંચાયતની મદદના મળીને રૂ. ૬૦૦૦)ની રકમ થઈ તેમાંથી હાલનું નવીન મોટું મકાન તૈયાર કરવામાં આવ્યું છે. રૂ. ૨૦૦૦)નું આશ્રયદાન મુંબાઈવાળા શેઠ હરિચંદ મંછારામ તિજોરીવાળાએ આ નવીન મકાન બંધાવવામાં આપ્યું હતું.

કડીના સ્થાનિક અધિકારીઓના ઉત્તેજનથી ૧૮૮૦માં ત્યાં "ત્ર્યંબક કલ્યાણ પુસ્તકાલય" ચાલુ કરવામાં આવેલું. સને ૧૯૧૫માં તેણે સરકારમદદ મેળ

રૂ. ૭૫૦૦)ના ખર્ચે નવું મકાન બાંધ્યું, પુસ્તકો વધાર્યાં તથા મફત સાર્વજનિક ઉપયોગ માટે તે ખુલ્લું મૂક્યું.

વડોદરા રાજ્યનાં આ અઢાર મુખ્ય કસ્બાપુસ્તકાલયોના વૃત્તાંત પરથી વાચક જોઈ શકશે કે, પુસ્તકાલયખાતું શરૂ થયા પહેલાં ત્રણચાર દસકાથી તે તે સ્થળના પ્રજાજનો તથા ધનિકોને પુસ્તકાલયપ્રવૃત્તિમાં જે ખરેખરો રસ હતો તે ખાતું સ્થપાયા પછી ઘણો વધ્યો અને પોષાયો છે. ગયા બે દસકામાં રાજ્ય અને પ્રજાએ મળીને કસ્બાઓની પુસ્તકાલયપ્રવૃત્તિને આ રીતે જે અસાધારણ વેગ આપ્યો છે તેથી તે બેઉ ધન્યવાદને પાત્ર ઠરે છે તથા ગામડાં માટે પણ એક અનુકરણીય દૃષ્ટાંત પૂરું પાડે છે.[1]



૧. હવે રાજ્યના પિસ્તાલીસેપિસ્તાલીસ કસ્બામાં પુસ્તકાલયોનાં મકાનો છે. ૬૮ ગ્રામપુસ્તકાલયો મકાન ધરાવે છે. સિવાય, ત્રણ મહિલાપુસ્તકાલયો અને બે બાળપુસ્તકાલય મકાન ધરાવે છે.

# પ્રકરણ ૪થું

## પુસ્તકાલય અને રાજ્ય

દરેક અર્વાચીન રાજ્યતંત્રનું એ કર્તવ્ય મનાયું છે કે તેણે પોતાની રૈયતને પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત આપવી. પરંતુ એટલું કર્તવ્યપાલન કરનાર રાજ્યે પણ પોતાનું કર્તવ્ય અધુરૂંજ બજાવ્યું છે એમ કહેવું જોઇએ. જો રાજ્યે તેની કેળવણીની સાથેસાથેજ મફત સાર્વજનિક પુસ્તકાલયો પણ સ્થાપ્યાં હોય, તોજ તેનું કર્તવ્ય આ બાબતમાં પૂરૂં થયું ગણાય. જો તેવું પુસ્તકાલય વાચનની ટેવ જારી રાખવા માટે ન હોય, તો પ્રાથમિક શિક્ષણ પામેલા માણસોનો લગભગ અર્ધો ભાગ શાળા છોડયા પછી ભણેલુ ભૂલે છે એવી ગણતરી થઇ છે. આ પરિણામ ઇષ્ટ નથી. વસ્તીનો પચાસ ટકા જેટલો ભાગ ભણેલું ભૂલે તેનો અર્થ એજ કે રાજ્યે તેમના ભણતર પાછળ ખર્ચેલાં નાણાં નકામાં ગયાં અને મહેનત બરબાદ ગઇ. ઉલટ પક્ષે, જો રાજ્યે મફત સાર્વજનિક પુસ્તકાલય સ્થાપ્યાં હશે, તો કેળવણી તેમજ પુસ્તકાલય પર તેણે કરેલો ખર્ચ ઊગી નીકળશે તે એવી રીતે કે, પ્રજાજનોને વાંચવાલખવાની ટેવ તો કાયમજ રહેશે, પણ પુસ્તકાલયના રીતસરના હિતકારક ઉપયોગ વડે કરીને તેમનું માનસ અને તેમની નીતિ ઘડાયલી હોવાથી, તેઓ રાજ્યના લાયક શહેરી તરીકે પોતાનું જીવન ગાળી શકશે, તેમનું વ્યક્તિ તરીકેનું ખાનગી જીવન પણ શાળા અને પુસ્તકાલયની બેવડી અસરને પરિણામે શુદ્ધ થશે અને ઉચ્ચ થશે.

પુસ્તકાલયોની બાબતમાં રાજ્યની ફરજ શું છે એ તો આ પ્રમાણે સ્પષ્ટ થયું, તેથી હવે જે બીજી વાત વિચારવાની રહે છે તે એ કે રાજ્ય પુસ્તકાલયોને કઈ રીતો વડે તથા કયાં સાધનો વડે મદદ કરી શકે.

મદદની મુખ્ય રીતો ત્રણ છે. નાણાં, કાયદા અને સંયોગીકરણ દરેક સમાજે પોતાનું પુસ્તકાલય નભાવવાની જવાબદારી ઉઠાવવાની હોય છે. એ સિદ્ધાંતને આધારે તેણે પુસ્તકાલયવેરો પણ ભરવો જોઈએ એ દેખીતું છે. શરૂઆતમાં ઘણે ઠેકાણે આવા વેરાનો વિરોધ થએલો પણ પુસ્તકાલયના પ્રત્યક્ષ લાભો જેમજેમ અનુભવાતા ગયા તેમતેમ વિરોધ ઓસરી ગયાના દાખલા હમેશ બન્યા છે, તેથી વિરોધથી ડર્યા વિના, (અને ચાલુ કરવેરા અમલ ન હોય તો) રાજ્યે આ પ્રકારના કાયદા ઘડીને નાણાં ઊભાં કરવાં જોઈએ; અથવા તો, લેવાતા કરોમાંથી તેની જોગવાઈ કરવી ઘટે. એ પુસ્તકાલયવેરો એકઠો કરવાની બે જુદીજુદી રીતો હોય છે. કાં તો મધ્યસ્થ સરકાર પોતેજ એ ઉઘરાવીને પુસ્તકાલયોને રાજ્યમદદ તરીકે એ આપે છે; અથવા તો, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને તે કર ઉઘરાવવાની સત્તા આપનારા કાયદા રાજ્યે ઘડ્યા હોય છે જેની રૂએ તેઓ તે પૈસા ભેગા કરી, પુસ્તકાલયોને દરેકની ઠરાવેલી રકમ પૂરી પાડે છે.

રાજ્યતંત્ર એક મધ્યસ્થ સંસ્થા હોઈ તે પોતાની હદમાંનાં પુસ્તકાલયોના સંયોગીકરણમાં પણ ઘણો હિસ્સો આપી શકે. પુસ્તકાલયો અંદરઅંદર એક બીજાને જરૂર પ્રમાણે પુસ્તકો ધીરી શકે તે માટે આવી મધ્યસ્થ સંસ્થાની પાકી વ્યવસ્થા અને દેખરેખની જરૂર રહે છે. તેવી જ રીતે, દરેક પુસ્તકાલયમાં અભ્યાસનાં સાધનો કયા પ્રકારનાં છે, તેની યાદીઓ તથા તેને લગતી પત્રિકાઓ પ્રગટ કરવાનું કાર્ય પણ આવી સંસ્થા વિના અશક્ય જ હોય છે. સુવ્યવસ્થિત સંયોગીકરણ વિના પુસ્તકાલયના પૂરા કે બધા લાભ પ્રજાને મળી શકતા નથી.

૨

ઉપર આલેખી છે તેવી પદ્ધતિથી રાજ્યની બાંહેધરી હેઠળ ચલાવાતી પુસ્તકાલયપ્રવૃત્તિ સૌથી વધારે અમેરિકામાં પ્રચાર પામેલી હોવાથી, ત્યાંનાં પુસ્તકાલયોના આ બાબતના વહીવટની કેટલીક વિગતોમાં અહીં ઊતરવાની જરૂર છે.

મિ. બોસ્ટવિકે આપેલી વ્યાખ્યા પ્રમાણે, યુનાઇટેડ સ્ટેટ્સનું સાર્વજનિક

પુસ્તકાલય એટલે, સામાન્ય રીતે માલિકી કે અંકુશ પ્રજાનો હોય તે, અથવા, પ્રજાને જેનો મફત ઉપયોગ કરવાની છૂટ હોય તે, અથવા, એ બંને 'અંગોવાળું' હોય તેવું પુસ્તકાલય. આમાંથી, પ્રજાકીય માલિકીવાળા પુસ્તકાલયની વ્યવસ્થા કાં તો એક જુમ્મેદારપંચ (બોર્ડ ઑફ ટ્રસ્ટીઝ) કરે છે, અથવા તો શહેરસુધરાઇ કરતી હોય છે. એ પંચ કેટલીક વાર શહેરના કલાસંગ્રહો કે સંગ્રહસ્થાનોના વ્યવસ્થાપક પણ 'હોય' છે. પરંતુ અંગપાલો તો પોતાના પુસ્તકાલય માટે સ્વતંત્ર જુમ્મેદારપંચોની જ પદ્ધતિ પસંદ કરે છે.

જુમ્મેદારપંચની નીમણૂક શહેરસુધરાઇના પ્રમુખ કરે છે. નીમાયા પછી એ મંડળ સુધરાઇ સાથે જરૂર પ્રમાણે વધતોઓછો સંબંધ રાખીને કામ કરે છે. કોઇ જગ્યાએ આ મંડળની ચુંટણી પ્રજા તરફથી પણ થાય છે. તેને મેયર નીમે કે પ્રજા ચુંટે, પણ એ મંડળ એક વાર બંધાયું એટલે તેનું આંતરશાસન તો તેના પોતાના જ હાથમાં હોય છે. રાજ્યના અમલદારોનો એટલે કે સિવિલ સર્વિસનો પણ તેની પર અંકુશ હોતો નથી. તેનું અસ્તિત્વ હોય છે તે પ્રજાકીય ધારાસભાના કાયદા વડે જ. એ કાયદાને આધારે તે ઉપર પ્રમાણે નીમાય કે ચુંટાય અને પછી કામકાજની સરળતા માટે પોતાને યોગ્ય લાગે તે ધારાધોરણો બાંધે.

જુમ્મેદારપંચ ચુંટાયું હોય કે નીમાયું, પણ તેના સભ્યો કોઇ એક જ રાજકીય પક્ષના ન હોવા જોઇએ એવો કાયદો છે. વળી કેટલાંક અમેરિકન પરગણાંનો કાયદો આ બાબતમાં એમ પણ કહે છે કે પંચમાંના સભ્યોની પસંદગી ધંધાના ધોરણે થએલી હોવી જોઇએ. દાખલા તરીકે, તેવા દરેક પંચમાં એકેકો પાદરી, શિક્ષક અને વેપારી હોવા જ જોઇએ. મેયર કે શાળાનિરીક્ષકની પદવીના માણસો પોતાના હોદ્દાની રૂએ મંડળના સભાસદ હોય છે. કોઇ પરગણામાં એવો ધારો પણ છે કે દરેક પંચમાં અમુક સંખ્યામાં સ્ત્રીસભ્યો હોવાં જ જોઇએ. સાધારણ રીતે એમ કહી શકાય કે આ મંડળ નાનું હોય તેમ વધુ સારૂં. પણ કેટલીક વાર એવું બને છે કે શહેરના મોભાદાર માણસોને એક કે બીજા કારણે પુસ્તકાલયમાં રસ લેતા કરવાની જરૂર હોય છે. તેવા માણસોને સભ્યત્વનું માન એ રીતે આપવા માટે અમુક સંખ્યામાં રાખવા પડે ત્યારે મંડળ મોટું પણ બની જાય.

દરેક પુસ્તકાલયના જુમ્મેદારોની મુખ્ય ફરજો આટલી હોય છે: તેઓ પુસ્તકાલયની બધી મિલકતની માલિકી ધરાવે છે; મિલકતને—મકાન

તેમજ સરકારી જમીનગિરીઓ વગેરેને—માચવે છે; પુસ્તકાલયની એકંદર નીતિના મુખ્ય અંગો તેઓ નક્કી કરે છે, પણ નીતિની કેટલીક બાબતો મંડળ પર જ ઘણી વાર છોડે છે કેમકે મંડળને ખરી નિસ્બત કઇ પદ્ધતિએ કામ થાય છે તે સાથે નહિ પણ કયું પરિણામ આવે છે તેની સાથે હોય છે મંડળ એ પંચનો કાર્યવાહક તથા શાસ્ત્રજ્ઞ હોવાથી, વિગતોની ઘણીક બાબતો મંડળે તેની પર જ છોડવી જોઇએ

જુમ્મેદારોનું પંચ જો મોટું હોય તો તે પુસ્તકોની, નાણાની, મકાનની, ભાષણોની, સંગ્રહસ્થાનની એમ જુદીજુદી સમિતિઓમાં વહેંચાઇ જઇને કામ કરે છે આ બધા કાર્યો, કોઇ જુમ્મેદારપંચ મોટું હોય તોપણ, તે મંડળ પર છોડે છે અને કોઇ વળી નાનું હોય તોપણ વહીવટની બધી વિગતોમાં સંપૂર્ણપણે ઉતરે છે

૩

આ વિભાગમાં આપણે પુસ્તકાલયના નાણાપ્રકરણ તથા તેને મળતી બીજી એકમે પરચુરણ બાબતો વિચારવાની છે

સાર્વજનિક પુસ્તકાલયનું ભંડોળ તેની આવકના ચારેક સાધનમાંથી બનતું હોય છે પહેલું અને મુખ્ય સાધન તે, રાજ્યમદદ કે કરઉઘરાણા તરીકે આવેલી રકમમાંથી જે તે પુસ્તકાલયનો ઠરાવેલો હિસ્સો, બીજા સાધનોમાં, (ખોવાયલા કે મોડા પાછા આવેલા પુસ્તકો માટેના) દંડની રકમો, અનામત ભંડોળનું વ્યાજ, બક્ષીસરૂપે મળેલા આશ્રયદાન, વગેરે હોય છે

પુસ્તકાલયને લગતા કાયદાને આધારે તેના કરવેરા ઉઘરાવાતા હોય છે—જો કે કાયદાનું પાલન શરૂઆતમાં દરેક પરગણા માટે યથેચ્છ રાખવામાં આવતું, હવે તે ઘણે ભાગે ફરજિયાત હોય છે એ કર નાખવાની સત્તા રાજ્યે શહેરસુધરાઇને આપેલી હોય છે કેટલેક ઠેકાણે તેને બદલે રાજ્યમદદ પણ એવી શરતે અપાય છે કે પુસ્તકાલયના જુમ્મેદારપંચે એટલી બીજી (૧૦૦ ડૉલર કે એવી) રકમ ઉભી કરવી સુધરાઇએ પુસ્તકાલયને જે નાણા આપવાના હોય છે તે ત્રણમાંથી એક રીતે અપાય છે. કાં તો તે દર વર્ષે એકસામટા અપાય છે, નહિ તો હપતાથી મોકલવામાં આવે છે, અથવા તો, ખર્ચાયલી રકમોના ભરતીઆ રજુ થાય તેમ તે પગાર કરવામાં આવે છે કયો ખર્ચ કરવો અને કેટલો કરવો તે મંગાવી પણ જુદેજુદે સ્થળે જુદાજુદા રિવાજ હોય છે: કોઇ પુસ્તકાલયમાં એ સવાલનો નિકાલ સુ

ધરાઈ કરે છે અને કોઇમાં જુમ્મેદારો પોતે જ કરે છે. તેજ પ્રમાણે અમુક નાની આવકો – દંડ, વાચકો તરફથી પાછી ભગાવલી રકમો, ગ્રંથવાદીઓની અને વેચાણની આવક વગેરે – કયા ધોરણે તથા કઇ પદ્ધતિથી ભેગી કરવી તેનો નિર્ણય પણ કોઇ જગ્યાએ એ બેમાંથી એક મંસ્થા અને કોઇ જગ્યાએ બીજી કરતી હોય છે પણ સરકારી જામીનગિરીઓના વ્યાજનો વહીવટ તો બધી જગ્યાએ જુમ્મેદારોનું પંચજ કરતું હોય છે.

અંદાજપત્રકથી વાર્ષિક ખર્ચને નિયમિત કરવાની પ્રથા અમેરિકન પુસ્તકાલયોમાં પહેલાં નહોતી પણ હવે તે વધુવધુ પ્રચલિત થતી જાય છે. વળી, ખર્ચ કયેકયે ખાતે કેટલો કરવો તેની ચર્ચા પણ વારંવાર થાય છે. એવી જાહેર ચર્ચાઓ – વર્તમાનપત્રોમાં કે એવી રીતે – થાય ત્યારે કેટલીક વાર આશ્ચર્ય બતાવવામાં આવે છે કે પુસ્તકાલય પોતાની કુલ આવકના માત્ર ૨૨ ટકા જેટલી રકમજ પુસ્તકો ખરીદવામાં વાપરે છે એ કેવું કહેવાય? બાકીના ૭૮ ટકા નોકરોના પગાર, મકાનની સંભાળ અને સમારકામ, બત્તી, ફર્નિચર, વગેરેમાં જાય છે તેમા વાચકોને અન્યાય નથી થતો? આવા સવાલો કરવામાં આવે છે. પણ ખરી હકીકત એ છે કે વાચકોને પુસ્તકાલયમાં બધી સગવડો કાબેલ નોકરો, ઉત્તમ વ્યવસ્થા અને સ્થિરતા જોઇતી હોય તો ખર્ચનુ પ્રમાણુ ઉપર મુજબ રાખ્યા વિના છૂટકો નથી.

પુસ્તકાલયનો એકંદર ખર્ચ કયા ધોરણે થવો જોઇએ તેનો અંદાજ પણ જુદીજુદી દષ્ટિએ અમેરિકામાં કાઢવામાં આવ્યો છે. ત્યાંના એક ગ્રંથપાલ મિ. હાવર્ડ ટોમ્સનની ગણતરી એવી છે કે વસ્તીના માથાદીઠ એક ડૉલર પુસ્તકાલયે ખર્ચવો જ જોઇએ. બીજા અંદાજ પ્રમાણે, પુસ્તકાલયમાંના પુસ્તકદીઠ દસ સેન્ટનું[1] ખર્ચ થવું જોઇએ. મિ. બૉસ્ટવિકનો મત એવો છે કે વસ્તીના માથાદીઠ અર્ધા ડૉલરનો ખર્ચ પુસ્તકાલય કરે તો તે સારૂં કામ પ્રજાને ખુશાથી આપી શકે છે. તેઓ એમ પણ ઉમેરે છે કે તેનાથી કૈંક વધુ કામ આપી શકાય તો વધુ સારૂં એ દેખીતું જ છે.

પુસ્તકાલયોની ઉપયોગિતાની કસોટી કયા ધોરણે કરવી? આવો સવાલ ઘણી વાર થાય છે અને તેનો જવાબ આપવો સહેલો નથી, કેમકે ધોરણ ઠગવવામાં અને એકધારાં સ્થૂળ પરિણામો બતાવવાના માર્ગમાં મુશ્કેલીઓ

*

૧. ડૉલર=રૂ. ૩ લગભગ; ૧ ડૉલર=૧૦૦ સેન્ટ.

ઘણી રહેલી છે જવાબ આપવો જ હોય તો એમ આપી શકાય કે પુસ્તકાલય પર ખર્ચાતા ડૉલરદીઠ તેને પૂરતુ વળતર મળે છે કે નહિ તેના નિર્ણય પરથી જેમ પુસ્તકાલયની ઉપયોગિતા માપી શકાય તેમ પુસ્તકદીઠ અને વાચકોના માથાદીઠ પણ માપી શકાય એ માટે વર્ષમા કેટલા પુસ્તક કેટલી કીમતના કેટલા વાચકોમા પ્રચાર પામ્યા તેના આકડાને આધાર નીકળી શકે પરતુ આ રીતે થએલી ગણતરી, અને તેવી જુદાજુદા પુસ્તકાલયોની ગણતરીની સરખામણી ગ્રથપાલ અને તેના મદદનીશોના કાર્યને પૂરતો ન્યાય આપશે કે કેમ તે સવાલ તો ઉભો જ રહેવાનો, કારણ કોઇ પુસ્તકાલયનુ મકાન સારુ હોય તો કોઇનો અધ્યયનવિભાગ વધારે પરિપૂર્ણ હોય કોઇ પુસ્તકાલય બીજાઓના કરતા વધુ પેટીઓ શાળાઓમા મોકલતુ હોય તો કોઇનો મુખ્ય સગ્રહ જ ઉત્કૃષ્ટ હોય આમ હોવાથી સરખામણીનુ એકસરખુ ધોરણ નક્કી કરવુ લગભગ અશક્ય જ છે સરખામણી અમુક અગોપૂરતી થાય તે ભલે પણ તેની પરથી ઉપયોગિતાનુ એક અને વ્યાપક સૂત્ર તારવવુ એ સહેલુ નથી અને વાજબી પણ નથી

અમેરિકામા સાર્વજનિક પુસ્તકાલય એ પ્રજાકીય કેળવણીનુ અગ જ હોવા છતા ત્યા તેને મફત કરવા સબધમા એક વખતે મોટો મતભેદ હતો મફત સાર્વજનિક પુસ્તકાલયના વિરોધીઓમાના એક તે પ્રો ગોલ્ડવિન સ્મિથ તેમણે એવો અભિપ્રાય આપ્યો હતો કે સરકાર મફત ખોરાક કે મફત પોશાક દરેક પ્રજાજનને આપતી નથી તેમ મફત વાચન પણ તેણે પૂરુ પાડવાની જરૂર નથી આ વિષયના એક બીજા પ્રમાણપુરુષ મિ એમ ડી ઓબ્રાયને એમ કહ્યુ છે કે કર ભરનારા પાસેથી પુસ્તકાલય નભાવવા માટે કર લીધા પછી તે કરના નાણામાથી પુસ્તકાલય સ્થપાય ને નભાવાય છે માટે તેને "મફત સાર્વજનિક પુસ્તકાલય" તરીકે વર્ણવવુ તે બરાબર નથી આ સર્વ મતભેદ અને વિવાદ છતાં એટલુ તો સિદ્ધ છે કે જે પ્રકારની અર્વાચીન પુસ્તકાલયની પ્રવૃત્તિ આપણે આ પુસ્તકમા વર્ણવી છે તેનો મ્હોટો પ્રચાર યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકામા થયો છે એ પ્રવૃત્તિ આખી પ્રજાને પોતાની ગ્રાહક ગણે છે, જે પ્રજાજન પુસ્તકાલયને ખોળતો આવે તેનેજ નહિ વળી ત્યા એવુ પણ મનાય છે—ને દરેક સુધરેલા દેશમા મનાવુ જોઇએ—કે શહેરસુધરાઇ જેમ પ્રજાની તદુરસ્તી માટે ઉદ્યાનો અને વિશ્રાંતિસ્થાનો રાખે છે તેમ તેણે પુસ્તકાલય પણ રાખવા જોઇએ

પુસ્તકાલયના વિષયમાં ખાનગી માલિકી અમેરિકામા લગભગ નિષ્ફળ

નીવડી છે. અને ત્યાં જાહેર જુસ્સો એવા પ્રમાણમાં છે કે જરૂર પડયે હરકોઇ લોકોપયોગી પ્રવૃત્તિ લોક પોતાને માથે લઇ લે છે. તેણે જુદાજુદા દાખલામાં પુસ્તકાલયની આવી ગોઠવણ જરૂર પ્રમાણે કરી છે. માલિકી અને અંકુશની બાબતમાં ત્યાં જે જુદાજુદા પ્રકારો પ્રચલિત છે તે આ પ્રમાણે: કેટલાંક પુસ્તકાલયોમાં માલિકી અને વ્યવસ્થા બંને સાર્વજનિક છે; બીજાં કેટલાંકમાં માલિકી અને નાણું સાર્વજનિક પણ વ્યવસ્થા અર્ધ-ખાનગી મંડળને હસ્તક છે; ત્રીજો પ્રકાર ખાનગીજ માલિકી અને વ્યવસ્થા-વાળો, પણ તેનાં નાણાં અને અંકુશ પ્રજાનાં હોય છે.

૪

આખા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું સંયોગીકરણ કરવાની ફરજ પણ રાજ્યને માથે રહેલી છે એ આપણે આ પ્રકરણના શરૂઆતના ભાગમાં જોયું. સંયોગીકરણ કરનારી સંસ્થા યુનાઇટેડ સ્ટેટસનાં જુદાંજુદાં પરગણામાં બેમાંથી એક પ્રકારની છે: લાઇબ્રેરી કમિશન એટલે કે એક સ્થાયી પુસ્તકા-લયપંચ; અને સ્ટેટ લાઇબ્રેરી અથવા તો રાજ્યપુસ્તકાલય, આખા પરગણાનું મધ્યસ્થ પુસ્તકાલય.

પુસ્તકાલયપંચમાં ગ્રંથપાલો, કેળવણીકારો, સાહિત્યસેવકો, પુસ્તકાલયનાં જુમ્મેદારપંચોના સભ્યો તથા આ કાર્યમાં રસ લેનાર વેપારીઓ કે ધંધા-દારીઓની નીમણુક રાજ્ય તરફથી કરવામાં આવે છે. પંચની મુખ્ય ફરજો એ છે કે પરગણાના રાજ્યપુસ્તકાલય વિષે માહિતી ભેગી કરવી અને ફેલાવવી; આખા પરગણાનાં ફરતાં પુસ્તકાલયની વ્યવસ્થા કરવી; પગારદાર વ્યવસ્થાપકો રાખી, પુસ્તકાલયપ્રવૃત્તિનો વિસ્તાર તે વધારે અને તે માટે ઉત્તેજન મેળવે; પુસ્તકાલયનું જ્ઞાન પ્રસારવા માટે શાળાઓ કે વર્ગો નભાવે; પુસ્તકાલયોમાંનાં પુસ્તકોની યાદી તૈયાર કરાવી છપાવી ને વહેંચે તેમ જ તેના કાર્યને લગતી પત્રિકાઓનો પણ એ રીતે પ્રચાર કરે; બધાં પુસ્તકાલયોનું નિરીક્ષણ કરી તે વિશેનો અહેવાલ છપાવે; પુસ્તકાલયના મદદનીશો નીમાયા હોય તે નીમ-ણુકને બહાલી આપે; અને પરગણાનાં પુસ્તકાલયો પર એકંદર દેખરેખ રાખે.

આ પુસ્તકાલયપંચના સભ્યો પોતાની ફરજોનો ઘણો ગંભીર ખ્યાલ ધરાવતા હોય છે. તેઓ પોતાની જવાબદારીઓ બહુ ચીવટ અને ઝીણવટથી અદા કરતા હોય છે. આમ છતાં ગ્રંથપાલો તો તેમને ઇષ્ટ ગણે છે, કેમકે પંચની સંસ્થાને કારણે પોતાનું કામ વધારે પદ્ધતિપૂર્વક થાય છે એવો તેમને

અનુમાન છે આવા પ્રયોગોને લીધે રાજ્યના તંત્રવાહકો પણ પુસ્તકાલય સાથે વધારે નિકટના સમાગમમાં રહી શકે છે

કોઈ પરગણામાં સ્વિતંત્રતાવાળું પુસ્તકાલયપંચ જેવું કંઈ હોય છે. ત્યાંની ધારાસભાઓ કોઈ કારણે પુસ્તકાલયને લગતા કાયદા કરવાની નામરજી દેખાડી હોય ત્યારે ત્યાંના અધ્યાપકોનું મંડળ અદ્ધરઅદ્ધર પંચ જેવી યોજના કરી લઈને તેનાથી કામકાજ ચલાવે છે

ઉપર રાજ્યપુસ્તકાલયનો ઉલ્લેખ કર્યો એ રાજ્યપુસ્તકાલય એટલે શું? અઢારમી સદીની આખરે તે અમેરિકામાં હસ્તીમાં આવ્યું ત્યારે તો તેનો અર્થ એટલો જ હતો કે રાજ્યના અમલદારો માટે કાયદા અને રાજનીતિશાસ્ત્રનું પુસ્તકાલય હવે એ ભાવનામાં ઘણો ફેર પડ્યો છે રાજ્યના ઇતિહાસનાં સાધનો એકત્ર કરનાર અને અભ્યાસીને પૂરાં પાડનાર તો એ છે જ, પણ હવે ઘણે ઠેકાણે તેની ફરજોમાં દરેક અભ્યાસપાત્ર વિષયના પુસ્તકોનો સંગ્રહ હરકોઈ પ્રજાજનના ઉપયોગ માટે કરવો તથા પરગણાના હરકોઈ ભાગમાં તેની જરૂર હોય ત્યાર પહોંચતો કરવો તેનો પણ સમાવેશ થાય છે ઉપરાંત પંચની જે ફરજો ગણાવી—પુસ્તકાલયપ્રવૃત્તિને વધારવા તથા તેની પર દેખરેખ રાખવાની મધ્યસ્થ સંસ્થાની ફરજો—તે પણ કેટલેક સ્થળે રાજ્યપુસ્તકાલયને માથે જ નાખવામાં આવેલી હોય છે

એવા પરગણાદીઠ એકેક રાજ્યપુસ્તકાલયથી પરગણાને બેશક ઘણો લાભ થાય છે, પણ આખા દેશના—એટલે કે યુનાઇટેડ સ્ટેટ્સના—પુસ્તકાલયોને વિવિધ પ્રકારે સાંકળતી સંસ્થા એ તો લાઇબ્રેરી ઑફ કૉંગ્રેસ છે તે ૧૮૦૦ની સાલથી વૉશિંગ્ટનમાં સ્થપાઈ છે તેમાં ૧૯૧૦માં આશરે અઢાર લાખ પુસ્તકો હતાં અને આજે પચીસ લાખ હોય તો નવાઈ નહિ અમેરિકાનું તે રાષ્ટ્રીય મહાપુસ્તકાલય છે દેશની આખી પુસ્તકાલયપ્રવૃત્તિ પર તેના ઘણા ઉપકારો છે કેમકે તે અનેક રીતે તેમને મદદગાર થાય છે કૉપીરાઇટના કાયદાની રૂએ પોતાને મળેલાં પુસ્તકો પરદેશથી જેની આયાત સરકાર થવા દેતી હોય તેવાં પુસ્તકો અને જૂનાં પણ શિષ્ટ પ્રમાણભૂત પુસ્તકો આ સર્વની નામાવલીઓ કાર્ડ-કેટલૉગની પદ્ધતિએ તૈયાર કરાવીને તેને તે પડતર કિંમતે વેચે છે પુસ્તકાલયશાસ્ત્રને લગતાં મહત્ત્વનાં પ્રકાશનો પણ તેની તરફથી થાય છે દાખલા તરીકે અંગ્રેજી ભાષાના શ્રેષ્ઠ ગ્રંથોની વિગતવાર યાદી જે અમેરિકન લાઇબ્રેરી એસોસિએશને તૈયાર કરાવી હતી તે લાયબ્રેરી ઑફ કૉંગ્રેસે જ છપાવી તેણે એ મહાભારત કાર્યની જવાબદારી ઉપાડી ન હોત

તો તે કદાચ બિલકુલ થઇ શક્યું ન હોત. આ સિવાય, જરૂર પ્રમાણે એક પુસ્તકાલયનાં પુસ્તકો બીજાને ધીરાવવાનું તથા પોતાના સંગ્રહમાં હોય તેવા અસાધારણ અગત્યના ગ્રંથો દેશના કોઇ પણ ભાગમાં (મંગાવનાર પુસ્તકાલયને ખર્ચે) ધીરવાનું કર્તવ્ય પણ આ પુસ્તકાલય બજાવતું હોય છે.

૫

વડોદરારાજ્યે પોતાની પ્રજા માટે પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે શું શું કર્યું છે અને કરે છે તે આપણે ત્રીજા પ્રકરણમાં જોયું. હવેનાં કેટલાંક પ્રકરણોમાં પણ તેનો ઉલ્લેખ થશે. તે સર્વ પરથી વાંચનાર જોઇ શકશે કે આ બાબતમાં વડોદરા અને તેના સંસ્કારમંપન્ન મહારાજાનું કાર્ય ભારતભરમાં અદ્વિતીય છે અને અનુકરણીય છે. વળી તેમને એ પણ સમજાશે કે વડોદરારાજ્યને મુકાબલે બ્રિટિશ હિંદમાં તો આ વિષયમાં ખરેખરી પ્રગતિ કશી થઇ નથી. ત્યાંનાં લોકલબોર્ડો સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના ઠરાવો કરે તોપણ તેનું નાણાંપ્રકરણ ને મંજુરી સરકારી અધિકારીઓના હાથની વાત હોય છે ને તેથી ઘણી વાર તેમના ઠરાવો એ ઠરાવો જ રહે છે. અને સ્થિતિ આજ રહેવાની, જ્યાં સુધી લોકમત જાગૃત થઇને પુસ્તકાલયધારાની માગણી કરશે નહિ તથા તે પસાર કરાવીને કે, બીજા વધુપડતા ખર્ચો કમી કરાવી, ચાલુ કરવેરાની આવકમાથી તેમની પાસે આ બાબતનો ખર્ચ કરાવશે નહિ, ત્યાં સુધી. બ્રિટિશ હિંદની એકંદર જાગૃતિ જોતાં આપણે એવી આશા રાખીએ કે આધુનિક પુસ્તકાલયપ્રવૃત્તિના અસંખ્ય લાભોથી બ્રિટિશ હિંદની પ્રજા અજાણ નથી એટલે તે આ બાબતમાં પણ પછાત રહેશે નહિ — સત્વર જ બ્રિટિશ હિંદમાં સર્વત્ર જ્ઞાનામૃતની સરિતાઓ વિનામૂલ્યે વહેતી કરવામાં તે જરાય વિલંબ કરશે નહિ.

# પ્રકરણ ૫મું

## પુસ્તકાલય અને પ્રજા

અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયની હસ્તી જ પ્રજાસમસ્તને માટે છે. એવું અમુક પુસ્તકાલય કેટલે અંશે જીવવાલાયક છે તેની કસોટી એ પુસ્તકાલયની લોકોપયોગિતા પર રહેલી છે. આ કારણથી પુસ્તકાલય અને તેના વાચકને લગતો અથવા તો પુસ્તકાલયના એકંદર વહીવટને લગતો કોઇ પણ નિયમ એવો હોવો જોઇએ નહિ જે ઉપયોગિતાને કોઇ પણ રીતે હાનિકારક નીવડે. બીજે પક્ષે એ પણ ધ્યાનમાં રહેવાની જરૂર છે કે નિયમો વાચકોના હિત માટેજ હોવા જોઇએ—કોઇ અમુક વર્ગને નુકસાન કરે તેવા ન હોવા જોઇએ. દાખલા તરીકે, કોઇ પણ વાચકને ગમે તેવડી અનિયમિત સંખ્યામાં ચોપડીઓ લઇ જવાની છૂટ નિયમોમાં રહેતી હોય તો તેવા નિયમ તત્કાળ જ રદ કરવા જોઇએ; કેમકે, એક જ વાચક પાસે અનિશ્ચિત મુદત સુધી ચોપડી રહે તેનો અર્થ એ થયો કે બીજા વાચકોને તે ચોપડી બહુ લાંબા વખત સુધી જોવા કે વાપરવા સારૂ મળવાની નહિ. મતલબ, વાચકમંડળને વધુમાં વધુ લાભ મળે અને છતાં તેમનામાંના દરેકને વાજબી મર્યાદામાં સરખો હક મળે તેવા જ નિયમો હોવા જોઇએ.

કોઇ પણ પ્રજાજન સાર્વજનિક પુસ્તકાલયનો ઉપયોગ કરી શકે ત્યાર પહેલાં તેણે તે વિશેની જે કેટલીક પ્રાથમિક વિધિઓમાં ભાગ લેવો પડે છે

તેનો હવે કંઈક ખ્યાલ, મુખ્યત્વે વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીની કાર્યપદ્ધતિને આધારે, આપીશું.

સૌથી પહેલું તો, જે પુસ્તકાલયના વાચક થવું હોય, તેનું છાપેલું અરજપત્ર મેળવીને તેમાંનાં ખાલી આસનો-પોતાનાં નામઠામ, ધંધો વગેરેને લગતાં -ભરી આપવાનાં હોય છે. પણ એટલું જ, અરજપત્ર અધૂરું ગણાય. વાચક હજી પુસ્તકાલયને અજાણ્યો છે તેથી એ બેઉને સાંકળનારો અંકોડો હજી ખૂટે છે. એ મળે ત્યારે જ સાંકળ સળંગ થઈ ગણાય. એવો અંકોડો એટલે જામીન-'ગેરંટોર'-શહેરનો કોઈ પ્રતિષ્ઠિત સજ્જન જે વાચકે લીધેલાં પુસ્તકો માટેની સર્વ પ્રકારની જવાબદારી લેવા અને તે વિશે લેખી ખાતરી આપવા તૈયાર હોય. પુસ્તક વાપરનાર તે વાપરવા માટે બધી રીતે લાયક અને આબરૂદાર હોવા વિશેની આવી ખાતરી લેવાનો રિવાજ દરેક પુસ્તકાલયમાં હોય છે અને તે તેની સલામતીને માટે જરૂરી છે. લાયકાતના ધોરણનો નિર્ણય ત્રેણ મુદ્દાને આધારે કરવામાં આવે છે. વાચક તે જ શહેરનો રહીશ છે કે કેમ; તેની વય પુસ્તકાલયમાં દાખલ થવા માટે ઠરાવ્યા પ્રમાણેની છે કે શી રીતે; ચારિત્રવિષયમાં તે વિશ્વાસપાત્ર છે કે નથી: આ પ્રશ્ન વિષેના સંતોષકારક અને પુસ્તકાલયનિયમાવલીને અનુકૂળ ઉત્તરો જામીન થનારના પ્રમાણપત્રમાં હોય તો જ પુસ્તક વાચકને ધીરી શકાય છે. દેખીતું છે કે આમાં ચારિત્રને લગતી બાબત સૌથી મહત્ત્વની છે.કેમકે પુસ્તક ખોવાય કે ફાટી જાય તો તેની કિંમત ભરી આપવાની હા પાડનાર વાચક જ પુસ્તકાલયને પોસાય, બીજો નહિ, એ દેખીતું છે. ને તેને કદાચ દુર્બુદ્ધિ સૂઝે ને તે ના પાડે તો એ ફરજ તેની પાસે બજાવનાર અથવા તો પોતે બજાવનાર જામીનની જરૂર પણ તેટલી જ દેખીતી છે.

જામીનગીરી સાથેના અરજપત્રનો નમૂનો અહીં આપ્યો છે:

મે. ક્યુરેટર ઑફ લાઇબ્રેરીઝ,

વડોદરા

હું નીચે સહી કરનાર દાખલો આપું છું કે, રા. રા.
એમને હું ઓળખું છું. સેંટ્રલ લાઇબ્રેરીમાંથી વાચક તરીકે એમને જે પુસ્તકો વાંચવા આપવામાં આવશે તે

સારી સ્થિતિમાં અને વખતસર પાછાં લાવશે. પુસ્તકને કાંઇ નુકશાન થશે, અગર ખોવાઇ જશે તો તે બદલ તે જવાબદાર છે તથા હું પણ જવાબદાર છું. નામ દાખલ થયા તારીખથી એક વર્ષ સુધીને માટે આ જવાબદારી હું સ્વીકારૂં છું.

(સૂચના: આ બદલની જવાબદારીમાંથી મુક્ત થવું હોય તો તે બદલ લેખી ખબર સેંટ્રલ લાઇબ્રેરીમાં આપવી.

## જામીનદારે ભરવાની હકીકત

સહી પુરી તથા તારીખ

ધંધો, સરકારી નોકર હોય તો કયા નોકર છે તથા કાયમનો પગાર કેટલો મળે છે.

સરકારી નોકર ન હોય તો બીજી આવકની સવિસ્તર વિગત આપવી.

સરનામું

ઉપરની જામીનગીરીની શરતે સેંટ્રલ લાઇબ્રેરીનો નિયમ પાળવા હું બંધાઉં છું. માટે મારૂં નામ વાચક તરીકે દાખલ કરવા વિનંતી છે.

## અરજદારે ભરવાની હકીકત

સહી તથા તારીખ

ધંધો

શિરનામું

Admitted see Index of the Service list.

Ref. Librarian.

૧. કોઇ પણ સરનામામાં ફેરફાર થાય તો લાઇબ્રેરીમાં ખબર આપવી.

૨. પંચાવન અથવા તેથી વધારે પગારના સરકારી નોકરો, સ્થાવર

મિલકત ધરાવનારા, આયપતવેરો ભરનારા, સરદારો, આસામદારો, બે વર્ષ ઉપરાંત મુદ્દત થયા વકીલાત કરતા વકીલો, એ લોકો બીજાની ભલામણ કરી શકશે અને પોતાની બાબતમાં બીજાની ભલામણ વગર દાખલ થઇ શકશે.

૩. જેમણે વાચક તરીકે જારી રહેવું ન હોય તેમણે પોતાનું કાર્ડ વખતસર રદ કરાવવું, નહિ તો કાર્ડ ઉપર બાકી રહેલાં પુસ્તકો માટે તેઓ જવાબદાર રહેશે.

૪. પોતે પાછી આપેલી ચોપડીઓ પોતાના કાર્ડ ઉપર જમા થઇ છે કે નહિ તેની ખાતરી કરવાની દરેક વાચકની ફરજ છે. તેમ છતાં કોઇ વાચકના નામ ઉપર પાછી આપેલી ચોપડી જમા થયા વગર ચાલુ રહે તો તે માટે વાચક જવાબદાર ગણાશે.

અમેરિકાનાં કેટલાંક પુસ્તકાલય અમુક સંજોગમાં પ્રમાણપત્ર માટે આગ્રહ નથી કરતાં. વાચક થવા ઇચ્છનારનું નામ અને ઠેકાણું જો શહેરની ડિરેક્ટરીમાં હોય તો એટલું જ બસ ગણવામાં આવે છે. વધુ નાનાં શહેરો કે ગામડાંમાં તો એટલી જરૂર પણ પડતી નથી કેમકે ત્યાંના ઘણાખરા રહીશો એકબીજાને, અને ખાસ કરીને તો, ગ્રંથપાલ પોતાના ભાવિ વાચકને, ઓળખતા હોય છે. ત્યાં એવો રિવાજ પણ છે કે શહેરનો રહીશ ન હોય તેવા પ્રવાસી-વાચકને પણ, અમુક રકમ નામની અનામત તરીકે તેની પાસેથી લઇને પુસ્તકાલયનો ઉપયોગ કરવા દેવામાં આવે છે. અનામત કોઈ ઠેકાણે આખી જ પાછી અપાય છે અને કોઇ ઠેકાણે વહીવટને અંગે તે બાબતમા થએલો ખર્ચ અમુક નિર્ણીત ધોરણે કાપી લઇને જે વધે તે જ પાછું અપાય છે. વળી એક બીજી સગવડ પણ ત્યાં આપવામાં આવે છે. પુસ્તકાલયમાં નવા આવનાર વાચક પાસે જો બીજા કોઇ સામાન્ય પુસ્તકાલયનું વાચક તરીકેનું પત્તું હોય, તો આ પુસ્તકાલય માટે તેણે તેવું નવું પત્તું કઢાવવાની મહેનતમાં ઊતરવું પડતું નથી.

દરેક પુસ્તકાલયમાં વાચકોની કાલાનુક્રમે તેમજ વર્ણાનુક્રમે યાદીઓ-પત્તાંની પદ્ધતિથી-રાખવામાં આવે છે, જેથી કોઇ વાર તેને વિશેની વિગતો જોઇતી હોય તો તે ઓછામાં ઓછી મહેનતે મળી શકે. વાચકને પુસ્તકાલય તરફથી મળે છે તે વાચકપત્તાનો એક નમૂનો અહીં જોડ્યો છે.

| | |
|---|---|
| | વાચકના રજિ. નંબર |
| વાચકનું નામ | |
| સહીનો નમૂનો | |
| જામીનનું નામ | |

| પુસ્તકનું નામ ને નંબર | લીધા તા. | આપ્યા તા. |
|---|---|---|
| | | |

૨

પુસ્તકો બંધ કબાટમાં પુરાયલાં રહે એ સ્થિતિ પ્રાચીન પુસ્તકાલયોમાં આવશ્યક મનાતી, પુસ્તકો ખુલ્લા કબાટોમાં સર્વસુલભ રહે એ સ્થિતિ અર્વાચીન પુસ્તકાલયોમાં આવશ્યક મનાય છે. ખુલ્લા કબાટની પદ્ધતિ વડે વાચક અને પુસ્તકનો જ્યારે સીધો અને જીવંત સંબંધ બંધાય ત્યારે જ વાચકને પુસ્તકની પસંદગીમાં ખરો રસ પડે છે. આ સિદ્ધાંત ઘણાખરા અમેરિકન પુસ્તકાલયોમાં સ્વીકારાયો છે અને ત્યાંની પદ્ધતિએ ચાલતાં હિંદનાં પુસ્તકાલયોમાં—જેમકે રૉયલ એશિઆટિક સોસાયટીની મુંબાઈશાખામાં અને વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં—એ સિદ્ધાંતને અનુસરીને જ કાર્ય થાય છે.

ખુલ્લા કબાટની પદ્ધતિ અમેરિકામાં પણ તેના પક્ષકારોએ ચલાવેલી કેટલીક લડત પછી જ અમલમાં આવી શકી હતી. પદ્ધતિના વિરોધીઓની દલીલો સંગીન નહોતી અને તેથી ટકી પણ નહિ. તેમની દલીલો મુખ્યત્વે બે ભય પર રચાયલી હતી. પુસ્તકો ખુલ્લાં રાખવાથી એ ચોરાઈ જાય તેનું શું? અને તેની પર વારંવાર હાથ ફરવાથી અને સેળભેળ કરવાથી તેને

વધારે પ્રમાણમાં ઘસારો પહોંચી તેના સમારકામનો ખર્ચ વધશે તેનું શું? આ બંને સવાલોના સામા પક્ષે રદીઆ આપ્યા છે. તે પક્ષ એમ કહે છે કે ખુલ્લાં કબાટની પદ્ધતિ એકંદરે વાચકોના લાભમાં જ હોઇ, તેને અંગેનાં ઉપલાં બેઉ જોખમો પુસ્તકાલયે ઉઠાવવાં જ રહ્યાં. પુસ્તક બહુ ઘસાય તો તેને સમરાવી લેવું ને કેક ફાટે તો નવી પ્રત તેની લેવી. ચોરીની બાબતમાં એવી ગણતરી કરવામાં આવી છે કે અમુક મોટા પુસ્તકાલયમાં વાંચવા અપાયલાં દર ૧૦,૦૦૦ પુસ્તકોમાંથી માત્ર ૭ થી ૩૯ સંખ્યા જેટલી જ ચોરી અમુક એક વર્ષમાં થઇ હતી. વળી બને તેટલી તકેદારી પણ ચોરી અટકાવવા રાખી શકાય. પુસ્તકોને તેમની ક્રમવાર યાદી સાથે વારંવાર મેળવવાથી તથા લાંબે કે ટુંકે ગાળે તેને ફરીફરીને ગોઠવવાથી પણ પુસ્તકો ચોરાતાં અટકવાનો સંભવ છે. કોઇકોઇ પુસ્તકાલયમાં તો, વાચક પુસ્તક લઇને બહાર જાય ત્યારે, દરવાજે ઉભેલા તપાસનીસો, હાથમાંનું પુસ્તક તેણે પત્તામાં બરાબર દાખલ કરાવેલું છે કે એમ ને એમ જ ઉઠાવી જાય છે, તેની ખાતરી કરી લેતા. પણ આ રીત ખર્ચાળ છે; વળી દરેક વાચકની આબરૂ પર તેમાં સીધા આક્ષેપ જેવું રહેલું છે. તેથી, એ રીત સર્વસામાન્ય બની શકી નથી.

પણ દરેક ખુલ્લાં કબાટવાળા પુસ્તકાલયમાં એક વિભાગ એવો હોય છે જે દેખીતાં કારણોએ કાયમ બંધ કબાટમાં જ રખાય છે. બહુ મોટાં અને કીમતી પુસ્તકોનો અને નૈતિક કે રાજકીય કારણે સામાન્ય પ્રચાર માટે અયોગ્ય પુસ્તકોનો એ વિભાગ હોય છે.

દરેક વાચકને એક સાથે કેટલાં પુસ્તક આપવાં? આ સંબંધમાં સામાન્ય પ્રથા બે પુસ્તક આપવાની છે, જેમાંનું એક જ વાર્તાનું હોવું જોઇએ. કોઇ પુસ્તક એકથી વધુ ગ્રંથો તરીકે બાંધેલું હોય, તો તેના આખા ય સટને એક પુસ્તક જ ગણવામાં આવે છે. લાંબી રજાઓના સમયમાં બે પુસ્તકની નિર્ણીત સંખ્યાને મોટી કરવામાં આવે છે એટલે ફુરસદના વખતમાં લોકો વધારે પુસ્તકો વાંચી શકે. ઉપરાંત, જેઓ અમુક કોઇ વિષયનો ખાસ અભ્યાસ કરવામાં કે કોઇ મહત્ત્વના વિષયનું સંશોધન કરવામાં રોકાયલા હોય તેમને પણ વધુ સંખ્યામાં પુસ્તકો ધીરવામાં આવે છે.

## ૩

ઉપરના નિયમાનુસાર વાચકે પુસ્તક ખુલ્લા કબાટ પરથી લીધા પછી તે જેને "ચાર્જિંગ ડેસ્ક" કહે છે એ મેજ પાસે પોતાનું વાચકપત્તું લઇને

જાય છે (વાચકપત્રો પુસ્તકો પાછાં લેનાર કારકુનની પાસે વર્ણાનુક્રમે ગોઠવેલું પુસ્તકાલયમાં જ હોય, તે વાચકે પહેલું લેવાનું હોય છે) વાચકપત્તા પર તે દિવસની તારીખ અને પુસ્તકનું નામ તથા નંબર દાખલ કરીને પુસ્તક આપનાર કારકુન તે પોતાની પાસે રાખે છે પુસ્તકની અંદર છેલ્લા પુંઠાની સામે ડાબા હાથ પર એક ચિઠ્ઠી ચોંટેલી હોય છે તેમા પણ તે દિવસની તારીખનો રબરસ્ટેમ્પ લગાડાય છે આ તારીખનો ઉપયોગ એ છે કે, પુસ્તક કયારે પાછું આપવાનુ છે તે બાબતની વાચકે પોતાની યાદદાસ્ત પર આધાર રાખવા ન પડે, પણ એ ચિઠ્ઠી પરથી તારીખ ધ્યાનમાં રાખીને મુદત વીત્યે પુસ્તક પાછુ પુસ્તકાલયમા લાવી શકે

પરંતુ ઉપલા બે પત્તાના વિધિ સિવાય ત્રીજો વિધિ હજી બાકી રહે છે અને તે પુસ્તકપત્તાને લગતો આ પત્તુ પાછળના પુંઠાના અંદરના ભાગમા ચીટકાવેલી એક નાની કોથળીમા રાખવામા આવ્યુ હોય છે તેની પર ટુંકામા પુસ્તક તથા કર્તાના નામ અને પુસ્તકનો નંબર લખ્યો હોય છે ઉપરાંત, તેમા લીટી વડે ત્રણ ખાનાં પાડયા હોય છે એ ખાનામાના પહેલામા વાચક પોતાની સહી કરે તથા બીજામા કારકુન તે દિવસની તારીખ નાખે કે ત્રીજુ ખાનુ પુસ્તક પાછુ આવે તે દિવસની તારીખ માટે હોય છે આ પત્તુ પુસ્તક જ્યારે પુસ્તકાલયમા હોય ત્યારે તેની અંદર રહે છે અને બહાર જાય ત્યારે પણ પુસ્તકાલયમા જ, પણ તેને માટેના અલગ વર્ણાનુક્રમી અથવા તો કાલાનુક્રમી ખાનામા રાખવામા આવે છે આ અનુક્રમો પ્રમાણેની ગોઠવણીનો ઉપયોગ એ છે કે અમુક એક દિવસમા કયા પુસ્તકો કોને અપાયા તેની, અથવા તો કયા પુસ્તકો અમુક એક દિવસે પાછા આવવા જોઈએ તેની વિગત તે પરથી ગણ્ મહેલાઇથી મળી શકે છે આ પુસ્તકપત્તા પર વાચક પોતાની સહી કરે ને કારકુન તેમા તારીખ નાખી તે પોતાની પાસે રાખે એટલે વાચક પુસ્તક ઘેર લઈ જઈ શકે છે એ જ્યારે પાછુ લાવે ત્યારે તેણે જેને "ડિસ્ચાર્જિંગ ડેસ્ક" કહે છે તે મેજના કારકુન પાસે જઈને પુસ્તક તેને સોંપવાનુ હોય છે આ કારકુન તે દિવસની તારીખ વાચકના પત્તા પર તેની હાજરીમા નાખે એટલે તેની પુસ્તક માટેની જવાબદારી પૂરી થાય છે વાચકપત્તામા પુસ્તકને લગતી જે વિગતો ટુંકામા નોંધાય તે પરથી એક જ નજરે આપણને ખબર પડી આવે છે કે કયો વાચક કેવા પુસ્તકોનો વાચનાર છે

દરેક પુસ્તક રાખવાની મુદત સામાન્ય રીતે બે અઠવાડિયાની હોય છે

પુસ્તક તદ્દન નવું હોય ત્યારે આ મુદત ટુંકાવાય છે. બીજા વાચકો એજ પુસ્તકની માગણી કરતા ન હોય તો બીજાં બે અઠવાડિયાં માટે પુસ્તક ફરીથી લખાવીને સાથે જઇ શકાય છે. મુદત પછી પુસ્તક રાખનારે કેટલાંક પુસ્તકાલયમાં નાની રકમનો દંડ ભરવાનો હોય છે. આ દંડની રકમ ન્યુ યોર્કના મુખ્ય પુસ્તકાલયમાં અમુક વર્ષ દરમિયાન તો રૂ. પોણા લાખ જેટલી હતી. આ પરથી આપણે કલ્પી શકીએ કે તેના મુદત સાચવનારા ને ન સાચવનારા મળીને કુલ વાચકોની સંખ્યા કેટલી જબ્બર હશે.

ઉપર વર્ણવેલા પુસ્તકપત્તાનો નમૂનો અહીં આપીએ છીએ:

| | | |
|---|---|---|
| કર્તાનામ ગ્રંથનામ | પાછું આપ્યાની તા. | |
| | લીધા તા. | |
| ક્રમાંક વિષયાંક | વાચકની સહી | |

વાચક તેમજ પુસ્તકનાં પત્તાંની આ પદ્ધતિ વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં દાખલ થયેલી છે. પરંતુ તે એકંદરે ખર્ચાળ હોવાના કારણે રાજ્યનાં અન્ય પુસ્તકાલયોમાં તો 'પુસ્તકનોંધવહી' (ઇસ્યુ બુક), વાચકોની ખાતાવહી તથા પુસ્તકને છેડે ચોડેલી તારીખની પટ્ટીઓનો ઉપયોગ થાય છે. એના પરથી પણ પત્તાંની પદ્ધતિ જેટલી જ માહિતી જ્યારે જોઇએ ત્યારે મળી શકે છે ને કામ પણ એક માણસથી નભી શકે છે.

૪

મફત સાર્વજનિક પુસ્તકાલયોમાં વાર્તાગ્રંથોની માગણી ઘણી જ રહે છે ને આ કુદરતી છે. પણ તે માગણીને પહોંચી વળવું મુશ્કેલ છે. એને આસાનીથી પહોંચી શકાય એટલા માટે તેમ જ, કર દ્વારા પુસ્તકાલય પોષાવું હોવાથી, પ્રજાનો પૈસો તે રીતે જ વધારે વપરાય એ ઈષ્ટ છે એટલા માટે,

કેટલાંક પુસ્તકાલયોમાં આ સંબંધી એક વિશિષ્ટ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. તે એવી કે વાર્તાના ગ્રંથોનો એક વધારાનો સંગ્રહ રાખવામાં આવે છે. આમાંની વાર્તાઓ વાર્તાના રસિયાઓને એકથી વધુ સંખ્યામાં પણ અમુક લવાજમ ભરનારને આપી શકાય છે. આ સંગ્રહમાં કેટલીક વાર પ્રવાસ ચરિત્ર વગેરે બીજા વિષયોનાં પુસ્તકો પણ રાખવામાં આવે છે. લવાજમોથી થતી આવક આ સંગ્રહને વધારવામાં તથા નીભાવવામાં વપરાય છે. આ વિભાગમાંનાં અમુક પુસ્તકો વાચકોમાં ઓછાં વંચાતાં થાય ત્યારે તેને મફત ધીરવાના વિભાગમાં લઇ જવામાં આવે છે. Pay-duplicate કહેવાતી આ પદ્ધતિની ઇષ્ટાનિષ્ટતા ઘણી ચર્ચાઇ છે, પણ એકંદરે, અનુભવીઓ તેના લાભ સ્વીકારતા હોવાથી, ઘણાં અમેરિકન પુસ્તકાલયોમાં એ પ્રચલિત છે.

પુસ્તકો દ્વારા ઊડતા ચેપી રોગો ફેલાય નહિ તેની કાળજી પણ તેને વારંવાર સુકી ગરમીના પ્રયોગથી અથવા તો ફૉર્મેલ્ડેહાઇડ ગૅસ વડે સાફ કરીને રાખવામાં આવે છે. કેટલાંક પુસ્તકાલયો સુધરાઇની મદદથી, જે ચેપી રોગવાળાં ઘરોમાં પુસ્તકો જતાં હોય તેની સફાઇ કરાવવા પર પણ લક્ષ આપે છે. પણ પુસ્તકો દ્વારા બહુ રોગ પ્રચાર થતો નથી; વધુ જરૂર તો ચેપી રોગવાળા વાચકથી ચેતવાની રહે છે.

દરેક પુસ્તકાલય સવારસાંજ બને તેટલા વધુ કલાક ખુલ્લું રહેવું જોઇએ એટલે દરેક વર્ગ અને ધંધાના લોકો ત્યાં પુસ્તકો લેવા કે વાંચવા આવી શકે. અમેરિકામાં કેટલીક જગ્યાએ પૂરા બાર કલાક સુધી અને કેટલીક કોલેજોમાં તો ૧૪-૧૪ાા કલાક સુધી પુસ્તકાલય ખુલ્લું રાખવામાં આવે છે.[1] તહેવારો પણ બધા પળાતા નથી.

લોન ડેસ્ક એટલે પુસ્તકો જેમાંથી અપાય છે તે મેજ. ત્યાંના નોંધણીના કામને કેટલાક ગ્રંથપાલો હીણું ગણે છે કેમકે તેમની નજરે તો પુસ્તકાલયનાં વહીવટી કામો તથા ગ્રંથપાલીને લગતાં કામો વધારે મોભાદાર છે. પણ આ તેમની ભૂલ છે. પુસ્તકાલય વાચકના સીધા સમાગમમાં આવે છે તે આ

---

૧. આ બાબતમાં લંડન યુનિવર્સિટીનો રિવાજ એવો છે કે દરેક વિદ્યાર્થીને તેના વિષયના પુસ્તકાલયની ચાવી જ આપી રાખી હોય, જેથી દહાડે કે રાત્રે ગમે ત્યારે એ પુસ્તક લઇને વાંચી શકે. આને મળતી કોઇક સગવડ સાર્વજનિક પુસ્તકાલયોમાં રાખવાની સૂચના પણ થઇ છે. (રંગનાથન : પૃ. ૨૩)

મેજ પાસે જ. જ્યાં કબાટો ખુલ્લાં હોય છે ત્યાં અલબત્ત આ સ્થળે આવ્યા પહેલાં પણ વાચક પુસ્તકાલયના અધિકારીને મળે છે–પોતે યાદી તપાસતો કે પુસ્તક કબાટ પરથી પસંદ કરતો હોય ત્યારે. પણ આ મેજ સૌથી મહત્ત્વનું છે. ત્યાં ગ્રંથપાલ કે તેના મદદનીશો વાચકોની જરૂરતો જાણે છે અને તેની રુચિને કોઇ વાર સૂચના કે ભલામણથી અમુક દિશામાં વાળવી પડે તો વાળવાની તક પણ તેમને ત્યાં મળે છે.

અમેરિકાના વતની બની ગએલા પરભાષા બોલનાર યુરોપીઅનો માટે ત્યાંનાં પુસ્તકાલયોમાં ૧૯૦૦ની સાલ સુધી કશી સગવડ નહોતી. હવે એ મુખ્ય પરભાષાઓનાં પુસ્તકોના નોખા સંગ્રહો પણ રખાય છે. કેટલાંક પુસ્તકાલયો તો એવાં સ્ત્રીપુરુષો માટે તેમની જ ભાષામાં વર્ગો ચલાવીને તે દ્વારા તેમને અમેરિકન ઇતિહાસ અને સંસ્કૃતિનું જ્ઞાન આપી તેમનામાં અમેરિકનપણાની ભાવના ખીલવે છે.

ઉત્તર યુનાઇટેડ સ્ટેટસનાં રાજ્યોમાં કેળવાયલા હબસીઓને ગોરાઓનાં પુસ્તકાલયો વાપરવાની છૂટ હોય છે, પણ તેનો લાભ થોડા જ લે છે. દક્ષિણમાં એ રંગીન પ્રજા માટે જુદાં જ મુખ્ય કે શાખાનાં પુસ્તકાલયો હોય છે. એ પ્રદેશમાં તેમની વસ્તી વધુ હોવાથી આ માર્ગ લેવાતો હોય છે. શહેરના જે ભાગમાં તેમનાં રહેઠાણ વધુ સંખ્યામાં હોય તેને જ ઘણે ભાગે આવા પુસ્તકાલયના સ્થળ તરીકે પસંદ કરવામાં આવે છે.



# પ્રકરણ ૬ઠ્ઠું

## વાચનાલય, વાચનખંડ અને અધ્યયનખંડ

શરૂઆતમાં વાચનાલય અને વાચનખંડ વચ્ચેનો ભેદ સમજી લેવાની જરૂર છે. વાચનાલય એટલે આપણો—દેશી પ્રકારનો—રીડિંગ રૂમ. જે ખંડ અથવા મકાનમાં વાચકો આવીને વર્તમાનપત્રો તથા માસિકો વાંચી જાય, તે. એ કોઈ પુસ્તકાલય સાથે જોડાયલો હોય કે ન પણ હોય. પરંતુ પશ્ચિમના અર્વાચીન પુસ્તકાલયોનો વાચનખંડ તો પુસ્તકાલયનું જ એક અગત્યનું અંગ છે. વાચનખંડમાં બેસીને વાચક સામયિકો તેમ નાનામોટાં પુસ્તકો પણ વાંચી શકે છે. કોઈ સ્થળે દિવસનો મોટો ભાગ પણ વાચકો એ સ્થળે ગાળતા હોય છે. આ કારણથી ત્યાંના વાચનખંડો બધી રીતે સોઈદાર, (અને સોઈદાર જ નહિ કેટલેક ઠેકાણે તો સુશોભિત પડદા, ફૂલપાન વગેરેથી દિવાનખાનાની માફક શણગારેલા) હોય છે. એવા વાચનખંડને અનુરૂપ આરામથી બેસાય તેવી ખુરશીઓ, લેખનસામગ્રીવાળા મોટા ટેબલ, પુષ્કળ હવાપ્રકાશ અને વીજળીની બત્તી તથા પંખા. આ સર્વથી પણ એ ખંડો સુસજ્જ હોય છે. અમેરિકાની યેલ યુનિવર્સિટીમાં તો પાંચ પ્રકારના વાચકો માટે પાંચ જુદાજુદા વાચનખંડો છે. એક સર્વસામાન્ય વાચનખંડ, બીજો વિશિષ્ટ વિષયોના અનામત પુસ્તકોનો, ત્રીજો સામયિકોનો જ, ચોથો ઉપસ્નાતકો ('અંડરગ્રેજ્યુએટો') માટે, અને પાંચમો અધ્યયનના વધુ મહત્ત્વના

સંદર્ભગ્રંથોનો. એ પાંચેમાં મળીને એક હજાર વાચકોને બેસવાની સગવડ છે, અને તેમાં આશરે પોણો લાખ પુસ્તકો તથા બે હજાર ફાઇલો છે.[૧]

એ વાચનખંડ. ત્યારે અધ્યયનખંડ એટલે શું? જેમાં પુસ્તકાલયનો અધ્યયનવિભાગ રખાતો હોય ને જેમાં વાચન માટેની પણ પૂરતી વ્યવસ્થા હોય તે અધ્યયનખંડ. અધ્યયનખંડનું પુસ્તકાલયપ્રવૃત્તિમાં શું સ્થાન છે તેની વિગતોમાં ઊતર્યા પહેલાં, અધ્યયનવિભાગ એટલે શું તે ટુંકામાં સમજી લેવું જરૂરનું છે. આ બાબતમાં પુસ્તકાલયશાસ્ત્રના એક પ્રમાણપુરુષ, પ્રિન્સટન યુનિવર્સિટીવાળા મિ. ઇ. સી. રિચર્ડસનનો મત ટાંકીશું કેમકે તેમણે તેમાં એ વિભાગનો સ્પષ્ટ અને વિગતવાર ખ્યાલ આપ્યો છે. તેઓ કહે છે:

"પુસ્તકાલયમાંનાં પુસ્તકો અને બીજી સામગ્રીમાંનો જે ભાગ ઘેર વાપરવા માટે વાચકને આપવામાં આવે છે તે સિવાયની જેટલી સાધનસામગ્રી–જુદા-જુદા પ્રકારની–એ સંસ્થામાં હોય તેને અધ્યયનવિભાગ કહેવામાં આવે છે. તેનો વિશાળ અર્થ કરીએ ત્યારે એમ સમજવાનું છે કે અમુક ઘડીએ જે કે પુસ્તકાદિ પુસ્તકાલયમાં છે અને ઘરના ઉપયોગ માટે બહાર અપાયુ નથી, તે સર્વનો સમાવેશ અધ્યયનવિભાગમાં થઇ શકે; સંકુચિત અર્થ કરવો હોય તો એમ કહી શકાય કે જે ગ્રંથો રેફરન્સ માટે, અધ્યયન માટે જ નિર્માયા અને અલગ રખાયા હોય–જે અલગ રખાવટ હંગામી હોય કે કાયમી હોય –તે સર્વ સંદર્ભગ્રંથોને અધ્યયનવિભાગના ગણવામાં આવે છે."[૨]

આટલું એ વિભાગના સામાન્ય સ્વરૂપ વિશે. વિશેષ સ્વરૂપની વાત કરતાં આપણે એ વિચારવાનું રહે છે કે એ વિભાગમાં શું શું હોઇ શકે. આ સંબંધમાં સર્વમાન્ય રિવાજ એવો છે કે અધ્યયનવિભાગમાં મુખ્યત્વે શબ્દ-કોશો, વિશ્વકોશો, ગ્રંથયાદીઓ, નકશા, હાથપ્રતો, માસિકફાઇલો, છાપામાંથી કાઢેલી કાપલીઓની ફાઇલો, અને સરકારી પ્રકાશનો રાખવાં. આ ગ્રંથો વગેરે ખુલ્લાં કબાટોમાં મોટે ભાગે રાખવામાં આવે છે. માત્ર અતિકીમતી કલાગ્રંથો જેવી વસ્તુઓ દેખીતાં કારણોને લીધે ખુલ્લાં કબાટોમાં રખાતી

---

૧. રંગનાથન: પૃ. ૨૯ અને ૪૦૨.

૨. 'મેન્યુઅલ ઑફ લાઇબ્રેરી ઇકૉનોમી' ભા. ૧; પ્રે ૨૨: 'ધ રેફરન્સ ડિપાર્ટમેંટ.'

નથી જો પુસ્તકાલયનો અધ્યયનસંગ્રહ બહુ વિસ્તૃત હોય તો તેની યોજના એવી રીતે કરવામાં આવે છે કે અધ્યયનના સર્વસામાન્ય ગ્રંથો અધ્યયનના જ ખંડમાં રહે અને વિષયવિષયના તેવા ગ્રંથ તેતે વિષયવાળા ખંડમાં કે કબાટોમાં રખાય અને ત્યાંથી જરૂર પ્રમાણે સામાન્ય ખંડમાં લવાય આ સામાન્ય અધ્યયનખંડ ઘણી વાર વાચનખંડ તરીકે પણ વપરાય છે અને કોઇ વાર ઉપર વર્ણવ્યો તેવો વાચનખંડ પુસ્તકાલયના બીજા ભાગમાં જુદો પણ હોય છે અધ્યયનગ્રંથો વિશે જે છેલ્લી ચોખવટ કરવાની રહે છે તે એ, કે અમુક અર્થમાં તો પુસ્તકાલયમાંનો કોઇ પણ ગ્રંથ એ અધ્યયનનો ગ્રંથ છે નવનકથાઓનો જ દાખલો લઇએ 'સરસ્વતીચંદ્ર' કે 'ગુજરાતનો નાથ' નવલકથાઓ છે ને તેવી તરીકે મુખ્યત વાચવાની છે એ તો બરાબર પણ એવું યે બને કે કોઇ શિક્ષણસસ્થાના નાટ્યપ્રયોગો માટે કે શાળાના ગદ્યસંગ્રહ માટે તેમાંનો અમુક જ પ્રસંગ કે અમુક જ ફકરો ઉપયોગમાં લેવાનો હોય ને તેટલાપૂરતા એ ગ્રંથો સળંગ સામાન્ય વાચનના નથી પણ અધ્યયન એટલે કે રેફરન્સના છે આ કારણે પણ, અધ્યયનસંગ્રહની પૂર્તિ જરૂર પ્રમાણે પુસ્તકાલયના સામાન્ય સંગ્રહમાંના ઉપલા પ્રકારના પુસ્તકો અમુક સમય માટે અધ્યયનવિભાગને ધીરીને કરવામાં આવે છે

જૂના કાળમાં પુસ્તકાલયોમાંથી પુસ્તકો ઘણે ભાગે ખસેડી શકાતા નહિ તેથી અમેરિકામાં કેટલાક જૂના પુસ્તકાલયો આજે એવા છે કે તેની સ્થાપના વખતે તેમાંના પુસ્તકો બહાર ખસેડી ન શકાય, એટલે કે તે અધ્યયનસંગ્રહો જ રહે, એવી શરત તે પુસ્તકાલયના દાતાઓએ હમેશ માટે કરેલી તેથી એ પુસ્તકાલયોએ તેવા શરતી ફંડો સંબંધી તો એ પ્રમાણે જ કરવું પડે છે માત્ર, પાછળથી મળેલા ફંડો તે પ્રકારના ન હોવાથી તેના વ્યાજમાંથી તેઓ જેમાંના પુસ્તક ધીરી શકાય તેવા સંગ્રહો કરે છે

૨

કોઇ પણ સારા મોટા પુસ્તકાલયના અધ્યયનવિભાગના મુખ્ય ઉપયોગો ત્રણ છે કોઇ પણ વિષયને અંગે ઊઠેલા વિવાદ કે ચાલતી ચર્ચામાંના કૂટ પ્રશ્નોનો ઉત્તર શોધવો, જુદાજુદા વિષયોના મોટા પ્રમાણભૂત અને કદાચ અધરા પણ હોય તેવા ગ્રંથોમાંની સાધનસામગ્રીને નવા પુસ્તકો, લેખો કે નોંધોના રૂપમાં સરળતાથી એકત્રિત કરીને જ્ઞાનપ્રચાર કરવો, અને ઊંચા પ્રકારના વૈજ્ઞાનિક સંશોધન માટેના અભ્યાસને ઉત્તેજવો

આ ત્રણમાંની પહેલા પ્રકારની માહિતી અમેરિકામાં તો લોકો ઘણી વાર ઘેર બેઠાં ટેલીફોન દ્વારા પુસ્તકાલયમાંથી મંગાવે છે તથા ગ્રંથપાલ અને તેના મદદનીશો તે ઘણી ખુશીથી આપે છે. દેખીતું છે કે એ રીતે અથવા તો રૂબરૂ આવીને માહિતી માગનારને તત્કાળ અને ચોકસાઈથી જોઈતી માહિતી પૂરી પાડી શકાય તેટલાં જ્ઞાન અને ચાલાકી ગ્રંથપાલ તથા બીજા કાર્યકરોમાં હોવાં જોઈએ. તેમનામાં દરેક વિષયનું સર્વસામાન્ય જ્ઞાન હોવું જોઈએ તેમ જ અધ્યયનવિભાગમાંના કયા ગ્રંથમાંથી તે તુર્ત જ મળી શકે તેમ છે એની પણ તેમને ખબર હોવી જોઈએ. સ્વભાવે પણ તેઓ શરમાળ કે અતડા નહિ પણ મિલનસાર હોવા જોઈએ અને પુસ્તકાલયમાં આવેલા વાચકની કોઈ પણ પ્રકારની મુંઝવણ તુર્ત જ દૂર કરી તેને મદદ કરવાની હુશિયારી તેમનામાં હોવી જોઈએ. અમેરિકામાં કેટલેક સ્થળે તો વાચક પુસ્તકાલયમાં આવે તેની રાહ પણ અધ્યયનવિભાગના ચપળ કાર્યકરો જોતા નથી. તેમણે શહેરોનું લત્તાવાર વસ્તીપત્રક પોતાની જરૂર-પૂરતું તૈયાર કરી, કોને કઈકઈ જાતનાં પુસ્તકોમાં કેટલો ને કેવો રસ છે એ બધું જાણી લીધું હોય છે અને તેને આધારે લગભગ ઘરદીઠ પ્રબળ પ્રચારકામ–પત્રિકાઓ વગેરે દ્વારા–કરીને તેઓ વાચકોને પુસ્તકાલયના માત્ર અધ્યયનસંગ્રહ ભણી જ નહિ પણ સમસ્ત પુસ્તકસંગ્રહ ભણી આકર્ષતા હોય છે. વળી તે કાર્યકરોની બીજી પણ મહત્ત્વની જુદીજુદી ફરજો હોય છે જેમાંની મુખ્ય એક એ છે કે બધાં અગત્યનાં સામયિકોમાં છપાતા લેખો-માંથી ચુંટણી કરીને તેની યાદી છપાવવી જેથી વાચકો અને ગ્રંથપાલકોને સરળતા થાય. મુખ્ય પુસ્તકાલયે બહાર પાડેલી તેવી યાદીમાં શાખાપુસ્તકા-લયો પોતાની જરૂરત પ્રમાણે ફેરફાર કે ઉમેરો કરી લે છે. કેટલેક સ્થળે એક જ શહેરનાં જુદાં જુદાં પુસ્તકાલયો આ બાબતમાં સહકાર કરે છે જેથી કાર્ય વધારે પરિપૂર્ણ થાય.

અધ્યયનસંગ્રહનો બીજા પ્રકારનો ઉપયોગ એટલે જ્ઞાનપ્રચાર. સૂચિ પ્રવેશિકાઓ વગેરે તૈયાર કરવાનું આ કાર્ય કમજોર જવાબદારીના બદલ વિના એટલે કે પુસ્તકાલયનો પૂરો ઉપયોગ કર્યા વિના ઉપયોગપણે થાય છે તે બરાબર નથી. ઉપયોગ બરાબર થાય તો પુસ્તકાલયો જ્ઞાનપ્રચારનાં [illegible] સાધનો બની શકે. ઉપયોગનો બીજો પ્રકાર–વૈજ્ઞાનિક સંશોધનને [illegible] બીજાની સાથે સંકળાયેલો છે. કેમ કે, આ કામ માટે [illegible] સંગ્રહનો લાભ લેનાર, વિજ્ઞાનના વિષયમાં [illegible]

તે-ખાસ કરીને તો, એ નવો અભ્યાસી હોય ત્યારે-જાણવાની તક મેળવી શકે છે અને તેથી કોઈ વિષયમાં તેની મહેનત એળે જતી બચી જાય છે; કેમકે, સંભવ છે કે, તેણે ઉપાડેલી શોધખોળ ત્યાર પહેલાં જ કોઈ માસિક કે ત્રૈમાસિકના જૂના અંકમાં મોજૂદ હોય.

અધ્યયનવિભાગમાંની કોઈ હાથપ્રતની અભ્યાસીને જરૂર હોય તો તે બહાર તો મોકલી શકાતી નથી, પણ સગવડ અને માગણી પ્રમાણે તેની નકલ અથવા તો છબિ, માગણી કરનારને ખર્ચે કરાવી આપવાની જોગવાઈ દરેક મોટા અમેરિકન પુસ્તકાલયમાં હોય છે.

૩

અમુક પુસ્તકાલયના વાચક તરીકે પોતાનું વાચકપત્ર ધરાવનાર માણસ જ તેના અધ્યયનસંગ્રહનો ઉપયોગ કરી શકે એ દેખીતું છે. પણ આ નિયમ કેટલીક વાર ઢીલો કરવો પડે. નિત્યનો વાચક પોતે ન હોય અને તેથી પત્ર ન ધરાવતો હોય એવા કોઈ પણ આબરૂદાર માણસને તાત્કાલિક ઉપયોગ માટે અધ્યયનસંગ્રહમાં આવી તેમાંનાં પુસ્તકોમાંથી કશું ત્યાં જ જોઈ લેવું હોય તો તેની છૂટ તેને આપવી જોઈએ અને અપાય છે. તેને માટે પત્ર અને તેને અંગેનો વિધિ બિનજરૂરી છે.

પુસ્તકાલયોએ અને ખાસ કરીને નાનાં સ્થાનિક પુસ્તકાલયોએ પોતાના અધ્યયનવિભાગમાં ગામમાંની ઐતિહાસિક મહત્ત્વની જૂની હાથપ્રતો અને બીજી તેવી સામગ્રી જેમ રાખવી જોઈએ, તેમ જ ચાલુ જમાનાનો ઇતિહાસ લખનાર જે ભવિષ્યમાં પાકવાનો છે તેને ખપ લાગે તેવી વર્તમાનકાળના દૈનિક, સાપ્તાહિક, માસિક અને વાર્ષિક ઇતિહાસની સર્વ સામગ્રી પણ ભેગી કરવી જોઈએ. આ છેલ્લા પ્રકારની સામગ્રીમાં નીચેની વસ્તુઓનો સમાવેશ થઈ શકે: અગત્યનાં સ્થાનિક વર્તમાનપત્રો; વધુ અગત્યનાં ગણાય તેવાં સારી જાહેરખબરોનાં આકર્ષકપણે છાપેલાં હસ્તપત્રો, પત્રિકાઓ વગેરે; એ ગામના મુખ્ય સામાજિક પ્રસંગો મેળાવડાઓ વગેરેના કાર્યક્રમો; સ્થાનિક સંસ્થાઓના વાર્ષિક વૃત્તાંતો ઉપરાંત બને તો તેમાંની કેટલીકનાં મિનિટબુકો જેવાં દફતરો પણ, જે વાજબી શરતોએ મેળવી શકાય; સ્થાનિક મોટા વસ્તુભંડારના હિસાબની કિતાબો; સઘળી જરૂરી સ્થાનિક માહિતી પૂરી પાડનાર અબ્દકોશો ('ઈયર બુક્સ'); અને શહેર, ગામ કે જિલ્લાના સુપ્રતિષ્ઠિત ગ્રંથકારોના ગ્રંથોની મૂળ હાથપ્રતો, રોજનિશીઓ હોય તો તે, અને તેમનો પત્રવહેવાર.

આ સામગ્રી અધ્યયનવિભાગે ખંતથી એકઠી કરવી જોઇએ અને ઊંડા કર્તવ્યભાનપૂર્વક કાળજીથી સાચવવી જોઇએ. જૂની કે નવી હાથપ્રતોમાંની જે ફાટી ગઇ હોય તેને જરૂર પ્રમાણે ચીકણા પારદર્શક કાગળ ચોઢીને બને તેટલે અંશે વધુ ફાટતી અટકાવવી જોઇએ અને જે ઝાંખી થઇ જવા માંડી હોય તેની છબિ પડાવીને રાખવી જોઇએ. વળી, હવે બહુ લાંબું ટકી ન શકે તેવી અપ્રસિદ્ધ લખાણોની હાથપ્રતોને પુસ્તકાલય પોતાના કે બીજા સામયિકમાં છપાવી લે તો પણ ખોટું કૈં નહિ અને ઇતિહાસકારને લાભ ઘણો.

સર્વસામાન્ય તેમજ સ્થાનિક નાનામોટા સારા નકશાનો સંગ્રહ અને તેની જાળવણી એ અધ્યયનવિભાગનાં કાર્યોમાંનું એક વધુ અને ઉપયોગી કાર્ય છે.

વધારે મોટાં પાશ્ચાત્ય પુસ્તકાલયોની એક વધુ વિશેષતા એ છે કે તેઓ સંગીતનાં સ્વરલેખન ('નોટેશન્સ') પણ પોતાના સંગ્રહોમાં વાચકોના ઉપયોગ માટે રાખતાં હોય છે. તેવાં નવાં સ્વરલેખન ધીરનાર વિભાગમાં અને જૂનાં અધ્યયનના વિભાગમાં રખાય છે. એ સ્વરલેખનોની સાથે વાપરવા માટે પિયાનોની જરૂર પડે એ દેખીતું છે. આ ગોઠવણુ પણ સદરહુ પુસ્તકાલયોમાં હોય છે. 'સાઉન્ડ-પ્રૂફ' ઓરડાઓમાં તે રાખવામાં આવે છે, જેથી કરીને, પિયાનો વગાડાય ત્યારે મકાનના બીજા ભાગોનાં કાર્યોમાં વિક્ષેપ પડે નહિ.

મોટાં અમેરિકન શહેરોનાં જુદાંજુદાં પુસ્તકાલયોમાં એવું હોય છે કે શહેરનું દરેક પુસ્તકાલય જુદાજુદા વિષયના ખાસ અધ્યયનસંગ્રહો રાખે છે જેથી ખર્ચ બેવડાય નહિ અને જગ્યા તથા મહેનતનો બચાવ થાય. આ બાબતમાં ન્યુ યૉર્કના સાર્વજનિક પુસ્તકાલયે એવી રીતે કર્યું છે કે કાયદા અને વૈદક વિશેનાં પુસ્તકો તે શહેરનાં તે તે વિષયનાં પુસ્તકાલયોમાં સારી સંખ્યામાં હોવાથી ત્યાંના સાર્વજનિક પુસ્તકાલયમાં તે વિષયોનો ખાસ મોટો અધ્યયનસંગ્રહ રાખવામાં આવ્યો નથી.

વળી અમેરિકામાં તો જેને "ઇન્ટર-લાઇબ્રેરી લોન" કહે છે તે પદ્ધતિ પણ પ્રચલિત છે. એ પદ્ધતિ પ્રમાણે, અભ્યાસીની સગવડ માટે ત્યાં એવું કરવામાં આવે છે કે તેને જોઇતું પુસ્તક સ્થાનિક પુસ્તકાલયમાં ન હોય, તો જે પુસ્તકાલયમાં તે હોય ત્યાંથી સ્થાનિક પુસ્તકાલય પોતાને ખર્ચે અને જોખમે મગાવીને અભ્યાસીને તે વાપરવા આપે છે. આમાં અપવાદ એટલો જ કે જે પુસ્તકો પુસ્તકાલયમાંથી બહાર આપી જ શકાય તેમ ન હોય તે મોકલવાની ના પેલું પુસ્તકાલય પાડી શકે. આ પદ્ધતિ સરળતાથી ચાલે

એટલા માટે કેટલાક મોટા પુસ્તકાલય એક બીજાના સંગ્રહોની ગ્રંથયાદીઓ છપાવી રાખે છે અને વેચે છે આ યાદીઓ દરેક પુસ્તકાલયમાં હોય અને વાચકને તેને આધારે ખબર પડે કે અમુક પુસ્તક બહારના અમુક પુસ્તકાલયમા છે કે નહિ જો હોય, તો ઉપલી રીતે તે મોકલવામા આવે છે

બહાર આપી ન શકાય તેવી હાથપ્રત, ચોપડીનું પાનુ ચિત્ર કે નકશાની છબિ જો અધ્યયનવિભાગનો ઉપયોગ કરનારને જોઈતી હોય તો તે થોડી જ મિનિટોમા તેને ખર્ચે પડાવી આપવાની સગવડ પણ યુનાઈટેડ સ્ટેટ્સના કેટલાક પુસ્તકાલયોમા હોય છે

અધ્યયનના સંગ્રહનો ઘણે ઠેકાણે પૂરો ઉપયોગ થતો નથી આ સ્થિતિ સુધારવાનો એક ઉપાય એ છે કે ધીરનાર વિભાગના દરેક અભ્યાસપાત્ર વિષયના પુસ્તકમાં જ તેના પહેલા પ્રકરણની સામે, એ જ વિષયના અધ્યયનવિભાગમાંના પુસ્તકોની યાદી મૂકવામા આવે છે યાદીમાના નામો પરથી વાચક ઘણીવાર એ પુસ્તકો મેળવવા લલચાય છે અને અમુક સંજોગોમા તેવા પુસ્તક થોડી મુદત માટે ધીરવામા પણ આવે છે

૪

વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરીનુ વાચનાલય તથા તેનો અધ્યયનખંડ ખાસ કરી, અંગ્રેજીનો—આખા ય ગુજરાતમા અદ્વિતીય છે એમ અત્યુક્તિના કશા ભય વગર કહી શકાય

એ વાચનાલય મધ્યવર્તી પુસ્તકાલયની સાથે જ્યારે ખોલવામા આવ્યુ ત્યારે રૂ દોઢ હજાર જેવી સારી રકમ તેમા ખર્ચાયલી હોવાને લીધે પહેલેથી જ તેમા ૨૦૦થી ય વધુ સામયિકો, અનેક વિષયોને લગતા તથા અંગ્રેજી ગુજરાતી મરાઠી ને હિંદી ભાષાઓનાં, આવે છે જેનો ઉપયોગ હરકોઈ વિદ્યાપ્રેમી કશા લવાજમ વગર કરી શકે છે એ સર્વની રોજેરોજની ગોઠવણી તથા ફાઈલો સંબંધી વ્યવસ્થા પણ સારી છે રોજ પાંચસોથી ય વધુ વાચકો આ વાચનાલયનો લાભ લેતા હોય છે આ પરથી તેની લોકપ્રિયતા સહેજે દીસી આવે છે વળી તેનુ એક ખાસ અંગ એ છે કે દિવાલો પર જે દેશદેશના નકશા તથા ચાલુ બનાવોના ચિત્રો ટંગાય છે તે પણ લોકકેળવણીમા ઘણા મદદગાર નીવડે છે

સેન્ટ્રલ લાઇબ્રેરીના વિશાળ ઉજાસભર્યા અંગ્રેજી અધ્યયનખંડમા ફરવુ, તેના સહેજે સુલભ ગ્રંથો અને મહાગ્રંથોમા ડોકિયુ કરવુ કૈંક થોડુ વાચી

લેવું કે નિરાંતે ત્યાં બેસીને કલાકો સુધી કોઇક મહત્ત્વના વિષયનો અભ્યાસ કરવામાં મશગુલ થવું—આના કરતાં વધારે માનીતી મોજ કોઇ પણ સાહિત્યપ્રેમી માટે હોઇ શકે નહિ. અહીં તે જુએ છે કે ઑક્સફર્ડ ડિક્શનરી જેવા મહાન શબ્દકોશ અને એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકાની અદ્યતન ચૌદમી આવૃત્તિ જેવા મહાન જ્ઞાનચક્રથી માંડીને, હિંદીમરાઠી વિશ્વકોશોથી માંડીને, અનેક તરેહનાં બૌદ્ધિક આનંદ અને વિકાસ માટેનાં દુર્લભ સાધનો તેની સેવામાં મોજૂદ છે. વળી કોઇ બાબતની માહિતી તેને આપમેળે તુર્તમાં મળતી ન હોય તો તેને મદદ કરવા તે પુસ્તકાલયના ઉત્સાહી અને કાર્યદક્ષ કાર્યકરો હમેશાં ત્યાં હાજર જ હોય છે. તેઓ જેમ ત્યાં આવનારને દરેક પ્રકારની મદદ ખુશીથી આપે છે તેમ હિંદભરમાંથી, ને કોઇવાર તો યુરપ-અમેરિકાથી, માગવામાં આવતી હરકોઇ વિષયની માહિતી પણ તત્કાળ ટપાલ દ્વારા પૂરી પાડે છે. સર્વસામાન્ય પુસ્તકો ઉપરાંત પારિભાષિક વિષય તરીકે, પુસ્તકાલયશાસ્ત્રનાં નાનાંમોટાં પ્રમાણભૂત પુસ્તકોનો સંગ્રહ એ આ વિભાગની એક વિશેષતા છે. સર્વ જાણીતાં અંગ્રેજી સામયિકોની રીતસર બાંધેલી ફાઇલો, અનુક્રમણી સાથે, પણ અહીં રાખવામાં આવે છે અને સમકાલીન જગત વિશેની બહુવિધ વિગતો પૂરી પાડવાનાં તે ઉત્તમ સાધનો છે. વળી, કલાત્મક તેમજ કલાવિષયક કેટલાંક પુસ્તકો, અસલી યુરોપી છાપકામના વિરલ નમૂના, તથા ગીતા, કુરાન, શેક્સ્પીઅર વગેરેની દુર્મિલ આવૃત્તિઓ જેવી કૌતુકમય વસ્તુઓ પણ આ કીમતી સંગ્રહમાં રખાય છે.

ગુજરાતી અધ્યયનવિભાગનો કેટલોક બહુ કીમતી ભાગ ૧૯૨૫ની આગમાં બળી ગયો તેથી એ કાર્ય ત્યાર પછી નવેસર ઉપાડવું પડ્યું હોઇ, હજી ઊગતી દશામાં છે. પણ હવેથી દરેક ગુજરાતી પુસ્તક આ વિભાગ માટે લેવાનું ઠરાવવામાં આવેલ હોવાથી, તથા સંગ્રહ વધુ સલામત જગ્યાએ રખાયલો હોવાથી, ભવિષ્યમાં તે પણ ઉત્તમ નીવડવાની હરેક વકી રહે છે. સિવાય, મરાઠી પુસ્તકોનો પણ સ્વતંત્ર અધ્યયનવિભાગ છે.

# પ્રકરણ ૭મું

## મહિલાપુસ્તકાલય

મદ્રાસ ઇલાકાની પુસ્તકાલયપ્રવૃત્તિના એક અગ્રણી મિ. એસ. આર. રંગનાથને પુસ્તકાલયશાસ્ત્રનાં જે પાંચ મહાસૂત્રો રચ્યાં છે તેમાંનું બીજું એ છે કે Books for all—પુસ્તકો સૌ કોઇને માટે છે. સૌ કોઇને માટે એટલે સૌ પુરુષોને માટે તેમ સૌ સ્ત્રીઓને માટે પણ. સૂત્રનો આ અર્થ દેખીતો છે અને અમેરિકામાં તથા યુરપના દેશોમાં સાર્વજનિક પુસ્તકાલયોની જેજે પ્રવૃત્તિઓ ગયા છઆઠ દસકામાં થઇ છે તેમાં એ સ્વીકારાયોજ છે. આપણી પુસ્તકાલયપ્રવૃત્તિને પણ એ અર્થ માન્ય તો બેશક છે પણ તે કંઇક જુદા રૂપમાં અને આવી રીતેઃ પુસ્તકો સૌ કોઇ માટે ખરાં, સૌ પુરુષો માટે તેમ સૌ સ્ત્રીઓ માટેયે ખરાં; પરંતુ સૌ પુરુષો માટે એક સ્થળે અને સ્ત્રીઓ માટે બીજે સ્થળે. એટલે કે, સાર્વજનિક પુસ્તકાલયથી નિરાળું એવું મહિલાપુસ્તકાલય પણ દરેક સ્થળે નહિ તો મોટા કસ્બાઓમાં તો હોવુંજ જોઇએ. જે સ્ત્રીઓ સાર્વજનિક પુસ્તકાલયમાં આવી તેનો લાભ લેવા ઇચ્છે તેઓ અલબત્ત તેમ કરી શકે—જેમ ટ્રેનના સૌ કોઇ માટેના ડબ્બામાં સ્ત્રીઓ પણ બેસે છે તેમ. પણ હિંદની પરંપરાગત સમાજરચનામાં જ્યાં લગી અસાધારણ ફેરફારો ન થાય, ત્યાં લગી એવો લાભ લેનાર સ્ત્રીવર્ગ નાનોજ રહેવાનો. શિક્ષિત સ્ત્રીઓનો પણ ઘણો મોટો ભાગ—કદાચ હમેશ માટે—આપણા દેશમાં એવો રહેશે જેની જ્ઞાનપિપાસા છીપાવવા માટે

જિજ્ઞાસુઓએ તે અહેવાલ આખો વાંચવા જેવો છે. અહીં તો આપણે તેમાંથી સર્વસામાન્ય ઉપયોગના થોડા મુદ્દા તારવીને એટલું જ કહીશું કે ચાલુ સાર્વજનિક પુસ્તકાલય અઠવાડિયાના અમુક દિવસે અમુક કલાક લગી સ્ત્રીઓ માટે જ ખુલ્લું રખાય તો એ રીત સામે પુરુષો બળવો ઉઠાવશે એવો ભય કોઈ વાર આગળ કરવામાં આવે છે, તે નાપાયાદાર છે ઉલટું, આવે વખતે બન્ને જાતિઓ પરસ્પરનું હિત સચવાય તેમ સમજદારીથી વર્તતી હોય છે. બીજું, મહિલાપુસ્તકાલય માટે કાબેલ સ્ત્રીકાર્યકરો તૈયાર થાય ત્યાં લગી તેમની મદદમાં પુરુષોની સમિતિ રાખી હોય તો તેમાં પણ કંઈ ખોટું નથી. સ્ત્રીઓ કામનો બધો બોજો ઉઠાવી લે ત્યાર પછી પણ તેમને સૂચના જોઈતી હોય ત્યારે એ પુરુષસમિતિ જરૂર તેને ખપ લાગે છે. ત્રીજું, સ્વયંસેવકો ઘરના સ્ત્રીઓને પુસ્તકો આપવા આવે એ કેટલાક જૂનવાણી વડીલોને પસંદ પડતું નથી, તેવે વખતે એવી મુશ્કેલીથી કાયર બનવાની જરૂર નથી. પુસ્તકાલયોના કાર્યકરો ગામના પ્રતિષ્ઠિત માણસો જ હોય છે, તેઓ સંભાળપૂર્વક એવી બાબતમાં વચ્ચે પડી, યોગ્ય તે સમાધાન બને ત્યાં લગી કરી શકે છે અને જો તેઓથી તેમ ન બને, તો ઘરનો જુવાન વર્ગ ઘરનાં સ્ત્રીઓની પડખે ઊભો રહી તેમની વતી પુસ્તકો લેવામાં કે પુસ્તકાલયમાંથી તે લઈ આવવામાં તત્પર માલુમ પડે છે. ચોથું, વાંચનાર કન્યા ચોપડી ખોશે કે ફાડશે માટે તેને ચોપડી આપવી જ નહિ એવી બેહૂદી દલીલ કરીને કેટલાકો મહિલાપુસ્તકાલયની પ્રગતિને રૂંધે છે પણ એ જોખમ તો લેવું ને બને ત્યાં અટકાવવું યે જોઈએ. કન્યાએ આપેલી ચોપડી તેનાં મોટેરાંએ શોધીને પુસ્તકાલયને તે પાછી સુપરત કર્યાના દાખલા બન્યા છે; અને, સંભાળ રાખવાની ખાસ સૂચના છતાં તે ચોપડી કોઈ વાર ફાડે, તો આપણે એમ સમજવું જોઈએ કે તેનાથી હાનિ કરતાં લાભ વધારે છે જો કન્યાએ બધો વખત માત્ર ચોપડી ફાડવાનો ઉદ્યોગ કર્યો હોત તો નરી હાનિ તેના લગી ચોપડી પહોંચાડવામાં હતી. પણ તેણે ચોપડીને જાણેઅજાણે ફાડવા ઉપરાંત બોધ અને આનંદ પણ તેમાંથી લીધો જ હોય છે ને? અને જો એમ જ છે, તો પુસ્તકાલયે ફરિયાદ કરવાનું બહુ કારણ રહેતું નથી. તેની ફરજ થોડું નુકસાન ખમીને પણ ઘણું હિત પ્રજાનું કરવાની છે અને તે તેણે યથાશક્તિ બજાવવી જોઈએ. ચોપડી તેણે સમરાવી લેવી જોઈએ અને કન્યાને હવેથી વધુ સાવચેત રહેવાની તાકીદ કરવી જોઈએ. પણ તેનાથી ચોપડી આપવાની ના તો પડાય જ નહિ. ખરેખરા સંગીન કારણ વિના પુસ્તકાલય પુસ્તકનો

ઉપયોગ કરવા દેવાની ના પાડે, તેના જેવો મોટો દ્રોહ તેને માટે છે નહિ.

ગણદેવીના કાર્યકરોનો એક વધુ અનુભવ એ હતો કે તેમની યોજનાનો લાભ દુબળા, નાયકા તથા કાળી કોમનાં પણ બધાં મળી નવ સ્ત્રીઓએ લીધો હતો, જેમાંનાં એક તો અંગ્રેજીનાં જાણકાર હોઇ, તે ભાષાનાં પુસ્તકો લઇ જઇને વાંચતાં હતાં. આ હકીકત ખરેખર આનંદદાયક છે. અને એટલું પણ ચોક્કસ, કે ગણદેવીમાં જો આવો જુદો સ્ત્રીવિભાગ ખોલાયો ન હોત તો આ કોમનાં સ્ત્રીઓએ કદી પણ સાર્વજનિક પુસ્તકાલયનું પગથિયું ચઢવાની કલ્પના સરખી ન કરી હોત. આ કારણે સ્ત્રીઓને માટે જ્ઞાનની પરબ અલગ મંડાય એ જ આપણી હાલની દશામાં ઇષ્ટ છે.

કસ્બાતી શહેર કરતાં પાટનગર જેટલું વધારે મોટું અને પ્રગતિમાન, તેટલી ઓછી મુશ્કેલી પાટનગરનાં કાર્યકરોને પડે. આ ન્યાયે, વડોદરાનું મહિલાપુસ્તકાલય[1] મુકાબલે ઓછા શ્રમસમયના વ્યયથી આશરે બે દસકા પર સ્થપાયું હતું. શરૂઆતમાં તો ત્યાંયે સ્ત્રીસમાજમાં પેટીઓ લઇ જવી પડતી હતી. એ એકધારા પ્રચારકામની જતે દહાડે સરસ અસર થઇ. આજે તેમાં દસ હજારથી યે વધારે પુસ્તકો છે અને સેંકડો મહિલાવાચકો છે. તેનું વાર્ષિક ખર્ચ આશરે હજાર રૂપિયા છે.

રાજધાની બહાર વડોદરારાજ્યમાં અમરેલીએ પોતાને ત્યાં લાંબા વખતથી નાના પાયા પર ચાલતા મહિલા પુસ્તકાલય માટે, ખાતાની યોજનાનુસાર રૂ. ૨૧૦૦૦નું સ્વતંત્ર આલીશાન મકાન બંધાવી, રાજ્યમાંની મહિલા પુસ્તકાલયની પ્રવૃત્તિને ખૂબ વેગ આપ્યો છે. એનો દાખલો લઇ હાલ વસો, પેટલાદ, સોજીત્રા, ભાદરણ, ધર્મજ, પાટણ અને નવસારીમાં સ્વતંત્ર મહિલા-પુસ્તકાલયોની સ્થાપના થઇ ચૂકી છે. પાટણમાં તો અમરેલીની માફક રૂ. ૨૧૦૦૦નું સ્વતંત્ર મકાન બંધાવવાની પણ શરૂઆત થઇ ગઇ છે.

શ્રીમંતસરકારે પણ વડોદરારાજ્ય-પુસ્તકાલયપરિષદના ઠરાવને માન્ય રાખી પુસ્તકાલયખાતાની ભલામણ પરથી મહિલા તેમજ બાલપુસ્તકાલયોને સ્થાનિક સાર્વજનિક પુસ્તકાલયથી સ્વતંત્ર મદદ, ગ્રામપુસ્તકાલયના ધોરણે, આપી શકાય તે માટે ખાતાના અસલ નિયમોમાં જરૂરી સુધારા કરી આપ્યા છે.

*———

૧. તેની વધુ હકીકત 'વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ'ના ત્રીજા પ્રકરણમાં, તથા પાટણપુસ્તકાલયપરિષદ(૧૯૩૦)ના વૃત્તાંતમાંથી મળશે.

જે કસ્બાતી ગામમા આવુ સ્ત્રીઓ માટેનુ અલગ પુસ્તકાલય નથી, ત્યા પણ નીચેની બાબતો સબધી વ્યવસ્થા હોવી જોઇએ એવો મધ્યવર્તી પુસ્તકાલયખાતાનો આગ્રહ હમેશ રહ્યો છે (૧) સ્ત્રીઓ માટેનો જુદો પુસ્તકસગ્રહ હોવો જોઇએ (૨) અઠવાડિયાના અમુક દિવસે નક્કી થએલા કલાકો દરમિયાન ત્યાનુ સાર્વજનિક પુસ્તકાલય માત્ર સ્ત્રીઓ માટે ખુલ્લુ રહેવુ જોઇએ અને (૩) સાર્વજનિક પુસ્તકાલયનો પટાવાળો વાચનોત્સુક સ્ત્રીઓને પુસ્તકો ઘેરબેઠા પહોચાડે અને પાછા લઇ આવે તેવો બદોબસ્ત પણ હોવો જોઇએ

ખાતાની અતિમ મહેચ્છા તો એવી છે કે રાજ્યના દરેક શહેર તેમ ગામડામા કા તો સ્વતત્ર મહિલાપુસ્તકાલય સ્થાપવુ અથવા, ઓછામા ઓછુ એટલુ તો કરવુ જ કે દરેક સ્થળના સાર્વજનિક પુસ્તકાલયમા નિરાળો સ્ત્રીવિભાગ ચાલુ કરવો એ મુરાદ પાર પાડી શકાય ત્યા લગી હમણા દરેક કન્યાશાળાવાળા ગામના પુસ્તકાલયને માથે એટલી ફરજ તો રહેલી જ છે કે તે શાળાના તેમજ ગામના સ્ત્રીવર્ગમા પોતાને હસ્તકના સગ્રહમાના પુસ્તકો બહોળા પ્રમાણમા વપરાતા થાય તે માટે સતત પ્રયાસ કરતા જ રહેવુ

## ૩

આ વિભાગમા પ્રકરણના વિષયને લગતી એકબે જરૂરી બાબતોનો ઉલ્લેખ કરીને સમાપ્તિ કરીશુ

મહિલાપુસ્તકાલયમા સગ્રહવાના પુસ્તકો વિશે એક માન્યતા એવી છે કે તેમા ધર્મનીતિ પતિસેવા પાકશાસ્ત્ર અને ભરતગુથણના જ પુસ્તકો રાખવા જોઇએ પણ એ વાત બરાબર નથી હકીકત એ છે કે મહિલા પુસ્તકાલય સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિનુ જ એક અગ હોવાથી, એ પ્રવૃત્તિ જેમ સર્વપ્રકારના જ્ઞાનનો પ્રચાર કરે છે તેમ મહિલાપુસ્તકાલયે પણ કરવાનો છે અમુક વિષયો જે પરપરાથી સ્ત્રીઉપયોગી મનાયા છે, તેની જ સામગ્રી જો મહિલાપુસ્તકાલયમા ભરવામા આવે તો ભય છે કે તેનુ કાર્યક્ષેત્ર સકુચિત અને અધુરો જ લાભ આપનારૂ નીવડે તેથી, સર્વ વિષયોને લગતા ઉત્તમ હિતકારક અને પથ્ય વાચનવાળા પુસ્તકો તેમા રહેવા જોઇએ એ દીપીતુ છે આ વિષયમા, વિષયના એક વિચારશીલ લેખકના નીચેના શબ્દો ખાસ ધ્યાનમા રાખવા જેવા છે

"સ્ત્રીઓ માટે પુસ્તકોની પસંદગી કરતી વખતે [ આપણે ] તેઓ સ્ત્રીઓ છે તે વાત નહિ પણ કેટલા જ્ઞાનવાળી સ્ત્રીઓને ઉપયોગી પુસ્તકોની યાદી કરવાની છે, તે વાત ધ્યાનમા રાખવાની છે; અને તેમની ગ્રાહકશક્તિને અનુસરીને પુસ્તકોની પસંદગી કરવાની છે સ્ત્રીઉપયોગી કે પુરુષ-ઉપયોગી પુસ્તકોની યાદી જુદી નથી કરવાની પણ સામાન્ય જ્ઞાનવાળાને ઉપયોગી પુસ્તકો અને વિશેષ જ્ઞાનવાળાઓ માટેનાં પુસ્તકો એમ વિભાગો કરવાના છે. જે પુસ્તક [ ઉત્તમ ] છે તે સર્વને માટે ઉત્તમ છે"[1]

પણ સ્ત્રીઓ માટે અલાયદી ગોઠવણ અને ઉત્તમ પુસ્તકો, આટલામાં જ મહિલાપુસ્તકાલયનુ સર્વસ્વ આવી જતું નથી. એ ગોઠવણ અને એ પુસ્તકોનો વધુમાં વધુ લાભ તો લેવાશે, જો એ પુસ્તકાલય કોઇક સુશિક્ષિત, જ્ઞાનભક્ત, મિલનસાર અને કાર્યદક્ષ સન્નારીની દેખરેખ નીચે ચાલતું હશે. એ ગુણો તેનામાં હોવા જોઇએ, તેમ પુસ્તકાલયશાસ્ત્રનુ કેટલુંક સર્વસામાન્ય પણ પાકું જ્ઞાન પણ તેને હોવું જોઇએ ઉપરાંત, પુસ્તકોનો વધુમા વધુ પ્રચાર ઓછામાં ઓછી મહેનતે તથા સમયના દુર્વ્યય વિના કેવી રીતે થઇ શકે તે જોવાની આવડત પણ તેનામાં હોવી જોઇએ. સ્ત્રીઓ પુસ્તકાલયથી આકર્ષાય, તેમને વાચનમાં માર્ગદર્શન તેમજ બીજી સર્વ પ્રકારની મદદ મળે, રુચિ તથા જરૂરત પ્રમાણે દરેક વાચકને તેને યોગ્ય પુસ્તક અપાય, સ્ત્રીઓનું વાચકમંડળ ઉભું કરવુ તથા જેઓ ન વાંચનારાં હોય તેમને વાચક બનવાનો સંદેશ પુસ્તકાલયમાં આવનારા સ્ત્રીઓ માર્ફત પહોંચતો કરવો—આ સઘળું કરવાની ફરજ ગ્રંથપાલિની પર રહેલી છે તેના કાર્યમાં કોઇ વાર સુધરાઇ

૧. ત્રિમાસિક 'પુસ્તકાલય'ના પુ. ૧, પૃ. ૮મા પરના રા. કેશવપ્રસાદ છો. દેસાઇના લેખમાંથી આ ઉતારામાંના વિચારોની પૂર્તિરૂપે તથા તેના સ્પષ્ટીકરણ તરીકે બે મુદ્દા અહીં ઉમેરીએ તો કંઇ ખોટું નહિ: પહેલું તો એ કે, શિક્ષક જેમ શિક્ષણશાસ્ત્રને, ખેડુત ખેતીને તથા કારીગર કારીગરીને લગતાં પુસ્તકો વાંચે છે, તેમ સ્ત્રીઓ પોતાના કાર્યક્ષેત્ર વિશેનાં ખાસ પુસ્તકો વાંચે તેમાં કશી હાનિ નથી ને ઉલટો તેમને પોતાને તથા આર્યદે સમાજને લાભ જ છે; બીજું એ કે સ્ત્રીઉપયોગી પુસ્તકોની જે યાદીઓ તૈયાર કરવામાં આવે છે, તે જેઓ વાચનની શરૂઆત કરતાં હોય તેમના માર્ગદર્શન માટેજ મુખ્યત્વે હોય છે-એ યાદીઓનો એવો અર્થ તો નથીજ (અને તેથી એ અર્થ કોઇ ન કરે) કે સર્વસામાન્ય પુસ્તકસંગ્રહ વાપરવાની સ્ત્રીઓને કોઇ પણ રૂપે મનાઇ કરવામાં આવી છે.

જેવી સંસ્થા પણ અમેરિકાની એક વિશિષ્ટ રીતિએ મદદ કરી શકે. રા. રંગનાથને દાખલો આપ્યો છે તે મુજબ,[1] અમેરિકામાં કેટલેક સ્થળે એવો ધારો છે કે સુધરાઇખાતામાં બાળકનો જન્મ થયાનું નોંધાય ત્યારે તે ખાતું આ બનાવની જાણ, પૂરી વિગતો સાથે, સ્થાનિક પુસ્તકાલયને તુર્તાતુર્ત કરે છે અને પુસ્તકાલયનાં સંચાલક બાળસંભાળ તથા બાળઉછેર વિશેનાં પુસ્તકો એ જન્મવાળે ઘેર પોતાની મેળેજ પહોંચતાં કરે છે, જેનો ઉપયોગ બાળકની સર્વ પ્રકારની તંદુરસ્તી રક્ષવામાં–એમ કહો કે તેના સમસ્ત જીવનનો પાયો સરસ રીતે ચણવામાં, થાય છે. આવી રસમ આપણે ત્યાં દાખલ થવાની જરૂર તો અમેરિકાના કરતા પણ મોટી નથી?

અમેરિકામાં તો સાર્વજનિક પુસ્તકાલયો ચલાવવામાં અને તેનું શાસ્ત્ર યોજવામાં પણ સ્ત્રીવર્ગનો હિસ્સો મોટો છે. એવો દિવસ આપણે ત્યાં આવે કે નહિ, પણ એ વર્ગે પોતાપૂરતી તો આ પ્રવૃત્તિને સવેગ ધપાવવી ઘટે જ; જરૂર હોય ત્યારે પુરુષોએ પણ કર્તવ્યનિષ્ઠાપૂર્વક તેમાં તેમને અખંડ સાથ દેવો ઘટે.



---

૧. 'ફાઇવ લૉઝ': પૃ. ૧૦૬–૦૬.

# પ્રકરણ ૮મું

## બાલપુસ્તકાલય

યુરપના એક માનનીય પુસ્તકાલયમંડળે સ્વીકાર્યું છે કે "બાલપુસ્તકાલયનું કાર્ય એ તો સમસ્ત પુસ્તકાલયપ્રવૃત્તિના પાયારૂપ છે." આ વિધાન સો યે ટકા સાચું છે. બાળકો પ્રાથમિક શાળામાં વાંચતાંલખતાં શીખે ત્યારથી જ તેમને પુસ્તકાલય ભણી પદ્ધતિપૂર્વક વાળવામાં આવે તેના લાભો ઘણા અને દેખીતા છે: પહેલું તો એ કે બાળક પાઠ્યપુસ્તકની ગમે તેટલી આવશ્યક પણ આખરે સાંકડી દુનિયામાંથી નીકળીને સામાન્ય જ્ઞાનના વિશાળ પ્રદેશોમાં વિહરતું થાય છે; બીજું એ કે બાલોચિત રૂપમાં તેની પાસે રજુ થએલી રાષ્ટ્રનાં સાહિત્ય અને સંસ્કૃતિની વાનગીઓથી તેની અભિરુચિ હમેશ માટે વિશુદ્ધ બને છે; ત્રીજું એ કે પુસ્તકાલય કેમ વાપરવું તેની ટેવ નાની વયે પડી હોય તો તેનો વધુમાં વધુ ઉપયોગ તે પાકટ વયે કરી શકે છે. આ છેલ્લો હેતુ તો જ બર આવે જો બાલપુસ્તકાલય ખુલ્લાં કબાટની પદ્ધતિ પર યોજાયું હોય. એ પદ્ધતિ મોટેરાંને પણ આશીર્વાદરૂપ છે, તો પછી, જેને સર્વે સુંદર અને મનગમતી વસ્તુઓ પર ધસારો કરી તેની લુંટ ચલાવવી ગમે છે એવાં બાળકોને તો નાનકડાં પુસ્તકો અને મઝાનાં ચિત્રોની ચુંટણી સંગ્રહમાંથી કરવામાં ઓર આનંદ આવે જ તેમાં આશ્ચર્ય શું?

આવા અનેક પ્રકારના લાભો જેમાંથી પામી શકાય છે તેવું બાલ-પુસ્તકાલય આધુનિક પુસ્તકાલયપ્રવૃત્તિનો પાયો ગણાયો છે તે કુદરતી જ છે. આખી પ્રવૃત્તિની ખરી અને પૂરી સફળતાનો આધાર આ તેની અગત્યની ઉપપ્રવૃત્તિ પર જ રહેલો છે.

૨

બાલપુસ્તકાલયનું ક્ષેત્ર સંકુચિત નહિ પણ ઘણું વિશાળ છે. શહેર કે ગામડાના દરેક બાળક સુધી પહોંચી જવું એ તેનું ધ્યેય છે. તે ધ્યેયની પૂરેપૂરી સિદ્ધિ થાય એટલા માટે તેનું કાર્ય એ પુસ્તકાલયના મકાનમાં જ અને તેની દ્વારા જ થઈને અટકી રહેવું જોઈએ નહિ બાળકોનાં ઘરો અને નિશાળો કે બીજી બાલસંસ્થાઓ મારફત પણ એ થવું જોઈએ. આ પરથી સમજાશે કે, બાલપુસ્તકાલય એક સ્વયંપર્યાપ્ત વસ્તુ નથી, આસપાસના સંજોગોથી તે અલગ પડીને કામ કરી શકે તેમ નથી; તેણે તો સમાજનાં બીજાં બાલોપયોગી અને બાલસુધારક અંગોની સાથે સહકાર સાધીને કામ કરવાનું છે. તે એક એવો સાર્વજનિક પુસ્તકભંડાર છે જેમાંથી માબાપો, શિક્ષણકારો અને સમાજસેવકો પુસ્તકો, ભાવનાઓ તથા વિચારો પ્રાપ્ત કરે છે તથા તે પ્રાપ્તિનો ઉપયોગ બાળકો સાથેના પોતાના કાર્યને સબળ અને મર્મગામી બનાવવામાં કરે છે. આ રીતે બાલપુસ્તકાલય અથવા તો સાર્વજનિક પુસ્તકાલયનો બાલવિભાગ એ તો પ્રાથમિક શિક્ષણપદ્ધતિનું એક મહત્ત્વનું અંગ બની રહે છે.

આ બધું છતાં, એટલું તો ધ્યાનમાં રાખવું જોઈએ કે બાલપુસ્તકાલયની પહેલી ફરજ તો એ જ રહે છે કે મુખ્ય પુસ્તકાલયના સર્વસામાન્ય, પારિભાષિક તેમજ અધ્યયનના વિભાગો માટે ભવિષ્યના વાચકો તૈયાર કરવા. તેના પ્રયાસો હમેશાં એવા રહેવા જોઈએ જેથી બાળકોનું બધું ધ્યાન સમગ્ર પુસ્તકાલયસંસ્થાનો ઉપયોગ એવી રીતે કરવા પર એકાગ્ર થાય કે તેઓ તેમાંનાં પુસ્તકો વડે પોતાનું હાલનું તેમ હવે પછીનું હિત સાધવા શક્તિમંત થાય.

બાળકો ભાવિ વાચકો પણ છે એ દૃષ્ટિએ પહેલેથી જ કામ થાય એટલા માટે બાલવિભાગનો બને તેટલો સંબંધ અને સહકાર બીજા વિભાગો સાથે પણ હોવો જોઈએ. બાળકોને ઉત્તમ સાહિત્ય ઓળખીને વાંચતાં, વાંચીને વિચારતાં, વિચારીને જીવનમાં ઉતારતાં શીખવવું જોઈએ; વિશિષ્ટ વિષયોના વાચનની ટેવ પણ મોટી ઉમરનાં બાળકોમાં પોષવી જોઈએ. તેની જ રીતે,

કક્કાવાર અનુક્રમણી, નામાવલીઓ અને સાદા અધ્યયનગ્રંથો જેવાં પુસ્તકાલયનો વધુમાં વધુ ઉપયોગ ઓછામાં ઓછી મહેનતે કરાવી શકે તેવાં સાધનો વાપરતાં પણ બાળકોને શીખવી દેવું જોઈએ.[1] પુસ્તકાલયના નાનામોટા નિયમોની માહિતી પણ તેમને કુમળી વયે મળે તે સારું છે, કેમકે તેથી તેનું પાલન એ સહેલાઈથી હમેશની ટેવ બની જશે. વાચક તરીકેની આવી સર્વ પ્રકારની ઉત્તમ જરૂરી તાલીમ પામેલાં બાળકો મોટી ઉમરે પણ પુસ્તકાલયનો ઉપયોગ સરળતાથી, આનંદથી અને સ્વાશ્રયથી કરી શકશે એ દેખીતું છે.

૩

જગતનું સૌથી પહેલું બાલપુસ્તકાલય ૧૮૨૭ની સાલમાં અમેરિકાના એક શહેર લેક્સિંગ્ટનમાં સ્થપાયાનું નોંધાયું છે;[2] અને પુસ્તકાલયપ્રવૃત્તિએ સાર્વજનિક સ્વરૂપ ધરવા માંડયું તેવામાં જ એટલે કે ૧૮૫૦–૬૦ના ગાળા દરમિયાન, માન્ચેસ્ટરના પુસ્તકાલયમાં પણ બાલવિભાગ હતો જ. પરંતુ આવા છૂટક દાખલા જ આગલાં વર્ષોમાં બનેલા. બાલપુસ્તકાલયની પ્રવૃત્તિએ એક અગત્યની પ્રવૃત્તિ તરીકે જન્મ ધર્યો એ તો ૧૮૮૫ની સાલમાં અને ન્યુ યૉર્ક શહેરને વિશે. ત્યાર પછી, સૈકાના અંત લગીમાં, અમેરિકાનાં બીજાં શહેરો બોસ્ટન, ક્લીવલેંડ, બફેલો વગરેએ પણ બાલકો માટે જુદા ખંડ પોતાનાં પુસ્તકાલયોમાં શરૂ કર્યા. વીસમા સૈકાના પહેલા બે દસકા સુધીના સમયમાં આ પ્રવૃત્તિ કેટલી બધી આગળ વધી હશે તેનો ખ્યાલ આટલા પરથી આવી શકશે કે ૧૯૨૧ની સાલમાં ન્યુ યૉર્ક સાર્વજનિક પુસ્તકાલયના બાલવિભાગે ૩,૧૫,૦૦૦ પુસ્તકો પોતાના ૪૦,૦૦,૦૦૦ બાલવાચકોને વંચાવ્યાં હતાં.

અમેરિકન પુસ્તકાલયોની અસાધારણ અને મંગળકારી પ્રવૃત્તિથી પ્રેરણા પામેલા શ્રીમાન વડોદરાનરેશના રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે વડોદરામાં બાલવિભાગ[3] ૧૯૧૩થી ઉઘડ્યો છે. રાજ્યમાં અન્યત્ર—વસો, પેટલાદ, ભાદરણ

---

૧. શ્રી. રંગનાથને નોંધ્યા પ્રમાણે, પોલંડનાં બાલપુસ્તકાલયોમાં તો બાલ-શાસન જ ચાલે છે; બધી વ્યવસ્થા તેઓ જ કરે છે. ('ફાઇવ લૉઝ' પૃ. ૧૮૮)

૨. બોસ્ટવિક: 'અમેરિકન પબ્લિક લાયબ્રેરી'; પૃ. ૧૧.

૩. તેની વિગતો આ પ્રકરણમાં આગળ આપી છે.

અને અમરેલીમાં—પણ સારા બાલપુસ્તકાલયો ચાલે છે બ્રિટિશ ગુજરાતમાં પણ તે કેંદ્રે અને સત્વર ઉઘાડવાની ઘણી જરૂર છે

૪

પુસ્તકાલયપ્રવૃત્તિમા બાળકોને રસ લેતા કરવાના જે ખાસ પ્રયત્નો થયા છે તેના મુખ્ય પ્રકાર ચાર છે ચાલુ પુસ્તકાલયમા જ બાળકો માટે જુદાયરો 'ખુણો' કે તે ખડનો એક ભાગ રાખવો, જુદુ જ બાલપુસ્તકાલય વસાવવુ, ચાલુ પુસ્તકાલયમા બાળકો માટે માત્ર વાચનખડ અલગ રાખવો પુસ્તકો ઉપરાંત, બાળકો માટે રમતગમતના અને સસ્કારવિકાસનાં બીજા ઉપસ્કરો સહિતનો એવો હાનની વિશિષ્ટ પદ્ધતિએ ચાલતો બાલવિભાગ પુસ્તકાલયમા ખોલવો પુસ્તકાલય શાળાઓ સાથે જે સર્વ પ્રકારનો સહકાર કરે ને જેને વિશે એક બીજા પ્રકરણમા લખવામા આ યુ છે તેને પાચમા પ્રકાર તરીકે ગણાવી શકાય ઉપના ચાર પ્રકારનો વિમાસ કેવી રીતે થયો તે પણ વિગત વાર જાણવા જેવુ છે

બાળકોને પુસ્તકાલયમા દાખલ કરવામા આવ્યા તેવામા તો તેમને માટે તેમજ મોટા માટેના પુસ્તકો (વાર્તાગ્રથો સિવાયના) બધ કબાટમા ભેગાં રાખવામા આવતા આ પદ્ધતિને લીધે પુસ્તક લેતી વખતે ઘણીજ ગડબડ થતી અને મોટાને અગવડ પડતી આ સ્થિતિ ટાળવા માટે બાળકોના બધા પુસ્તકો અલગ કરવામા આવ્યા ત્યારપછી જે પ્રગતિ થઇ તે બેમાથી એક રીતે કા તો તેમના પુસ્તકો તેમ જ વાચનનો ખડ જુદો કરાયો અથવા, માત્ર વાચન માટે એમનો જુદો ખડ અને એમના કબાટો સર્વ સામાન્ય ખડમાં, એવી ગોઠવણ થઇ એવામા ખુલ્લા બારના કબાટો પુસ્તકાલયમા ચાલુ થયા એટલે તેનો લાભ પણ ઉપલી ગોઠવણ ઉપરાત બાળકોને મળવા લાગ્યો આખરે, બાળકો માટે જુદા જ પુસ્તકાલયો સ્થપાવા લાગ્યા

એ જુદા નવા બાલપુસ્તકાલયોમા તો, કુદરતી રીતેજ, બાળકો માટેના જુદા જ પુસ્તક, જુદી મર્યાદી, નોકરમડળ પણ તેનુ જુદુ, એવી વ્યવસ્થા હતી એ વ્યવસ્થાની અસર બાલવાચકોમા ઘણી સારી થઇ એ પણ એટલુ જ કુદરતી હતુ જે સાર્વજનિક પુસ્તકાલયમાથી હજી બાલપુસ્તકાલય આમ જુદા થયા નથી તેમાં ચોપડી લેવાદેવા વગેરેની વિધિ મોટાંનાનાની ભેગી જ થાય છે આવી જ રીતે કેટલાકની મર્યાદી હજી જુદી નથી અને નથી નોકરમડળ જુદુ જગ્યા કે પૈસાની તગીને લીધે આમ કરવુ પડે

વિષયોને લગતું પ્રદર્શન હોય કે ભાષણ અપાય. પરંતુ પ્રદર્શન અને ભાષણનો ઉપયોગ અમુક વાતાવરણ સરજવામાં અને વિષયમાં રસ ઉત્પન્ન કરવામાં જ થવો જોઇએ. પ્રદર્શન કે ભાષણ પૂરું થયા પછી, આ વિશે તમે ફલાણું પુસ્તક વાંચજો એમ સીધી સૂચના કરવી એ બરાબર નથી. તેથી તો ઉલટાં બાળકો કેટલીક વાર એ વિશે ઉદાસીન બને છે. તેવી જ રીતે, વિષયને લગતી વાર્તા કહ્યા પછી પણ ચોપડી વિશેનું સીધું પ્રત્યક્ષ સૂચન સારું ફળ આપનારું માલુમ પડયું નથી. વળી, પુસ્તકના વાચનમાં પણ બાળકને વધુપડતું માર્ગ-દર્શન હાનિકર છે. મોટાંની જેમ બાળકોનું મન પણ અમુક પુસ્તક કે તેમાંની બીનાની શોધ જાતે જ કરે તેનો આનંદ નોખો જ હોય છે માટે ખુલ્લાં કબાટવાળા પુસ્તકાલયમાં બાળકો સ્વેચ્છાથી ફરેહરે, ચોપડી આપમેળે ઉપાડે, જુએ અને જે ગમી જાય તે વાંચે, આ ક્રમ જ સૌથી વધુ સ્વાભાવિક છે.

બાલપુસ્તકાલયમાં વાર્તાકથનના લાભ કે અલાભ શાશા છે તે વિશે નિષ્ણાતોમાં મતભેદ છે અને તેની તેમણે ચર્ચા પણ ઘણી કરી છે. તેની વિગતોમાં ઊતર્યા વિના એટલું તો કહી શકાય કે યોગ્ય વાર્તા કહેનાર હોય અને તે લગભગ સરખી ઉમરનાં બાળકોની ટુકડીઓને જો કળાપૂર્વક વાર્તાઓ કહી શકે તો તે કામ કરવા જેવું જરૂર છે; બાળકોમાં ગ્રંથપ્રચાર એથી વધે છે. કહેવાની વાર્તાની પસંદગી બાળકોના શિક્ષક પર પણ છોડી શકાય—જો વાર્તાવિષયને બાળકે શીખવાના પાઠો સાથે પણ સબંધ હોય તો.

બાલપુસ્તકાલયમાં વાંચવાની ટેવ પાડનાર બાળકો શાળાના અભ્યાસ પર પૂરતું ધ્યાન કદાચ આપી ન શકે એવો ભય કેટલાક શિક્ષકો રાખે છે. પણ તે બરાબર નથી. ઉલટું, આ યુગમાં બાલમાસિકોરૂપે તથા પુસ્તકોરૂપે જે બાલસાહિત્ય પ્રગટ થાય છે તે તો અભ્યાસનાં પાઠ્યપુસ્તકોને વધારે સમજવામાં મદદ કરનારું હોય છે. આવા હિતકારક અને પરિપૂરક વાચનથી જો બાળકોની જ્ઞાનતૃષા છીપાવવામાં ન આવે તો તે મરી જાય એવો સામો ભય રહેલો છે. આ બાબતમાં સંભાળ રાખવાની હોય છે, પણ તે જુદી રીતે: શાળા, રમતગમત અને પુસ્તકાલય, એ ત્રણની વચ્ચે સમયની વહેંચણી એવી રીતે થવી જોઇએ કે એક બીજા વચ્ચે વિરોધ આવે નહિ તથા રમતનો વખત પણ પુસ્તકાલયમાં ગાળવાની તક મળે નહિ.

૬

હવે બાલપુસ્તકાલયને લગતી કેટલીક પ્રકીર્ણ હકીકતો રજુ કરીશું.

એ પુસ્તકાલયમાં શિરત ખાસ કડકાઇથી પળાવવાની ન હોય. જેને

'પુસ્તકાલય ગડબડ' કહેવામાં આવે છે તે તો ત્યાં થવાનીજ. બાળકો પુસ્તક પસંદ કરે, જુએ, તેની કૈંક વાત અંદરઅંદર કરે, પછી ઉત્સાહભેર તે કારકુન પાસે લખાવી જાય–આ સર્વને અંગે ત્યાં કેટલીક એવી ગડબડ થવાની, જે મોટાંના પુસ્તકાલયમાં હોતી નથી. પણ એ ગડબડ અનિવાર્ય હોઇ, નભાવી લેવાની. તે ગડબડ પ્રમાણસરની હોવી જોઇએ એ દેખીતું છે. અમેરિકાનાં બાલપુસ્તકાલયમાં તો એવો રિવાજ હોય છે કે સભ્ય થતી વખતે દરેક બાળક હું આ સંસ્થાના નિયમો પાળીશ એ મતલબનું પ્રતિજ્ઞાપત્ર સૌની સમક્ષ વાંચી સંભળાવી તે પર સહી કરે છે આ વિધિની અસર પણ તેમના મન પર સારી થાય છે અને તેઓ અવાજ કરવામાં સામાન્યતઃ બહુ આગળ વધી જતા નથી. વળી, એ નિયમો પાળવા માટે તથા એકંદર સદ્કાર માટે તેઓ અંદરઅંદર નાનાં મંડળો પણ રચે છે. તેની પર કાર્યદક્ષ ગ્રંથપાલ કે ગ્રંથપાલિનીનો પરોક્ષ જેવો અંકુશ પણ હોય છે. પણ અંકુશો, મધળી ક્રિયાવિધિઓ અને નિયમો બાલપુસ્તકાલયમાં જરૂરજેમાં જ હોવાં જોઇએ. બને ત્યાં સુધી બાળકોના પુસ્તકાલયમાંનું વાતાવરણ તેમને પોતાના ઘર જેવું લાગે તેમ કરવું એ ઇષ્ટ છે.

બાલપુસ્તકાલયનાં પુસ્તકોની પસંદગી વિશે લખતાં 'લાઇબ્રેરી વર્ક'ના એક લેખક નીચે પ્રમાણે કહે છે:

"બાળકોનાં પુસ્તકો પસંદ કરતી વખતે પ્રથમ નીતિ, પછી રૂપક વાતાવરણ અને શૈલી સંબંધી વિચાર કરવો જોઇએ. દરેક બાળકને સ્વાભાવિક રીતે વાર્તારૂપ પુસ્તક જોઈએ છીએ. ધર્મોપદેશ સારો છે પણ તેમને માટે નથી–એ કે ધર્મના સંસ્કારો તો બાળપણથી જ હોવા જોઇએ. બાળકોને કોઇ પણ પ્રકારે સંસારના ક્રૂર બનાવોથી ભરપૂર પુસ્તકો આપવાં નહિ. તેવાં પુસ્તકો માટે [આગળ ઉપર] તેમને ઘણો વખત છે જીવનનો તાજો આનંદ અને તેની મીઠાશ તેમને અનુભવવા દેવાં જોઈએ અને તેમના તારુણ્યને ખીલવા દેવું જોઇએ."

બાળકોના પુસ્તકાલયનું કાર્ય કરનારનાં બીજાં કર્તવ્યોમાં નીચેની એ ત્રણ બાબતો પણ ગણાવી શકાય: બાલોપયોગી પુસ્તકોની બને તેટલી સાદી અને વર્ણનાત્મક યાદીઓ તૈયાર કરીને બહાર પાડવી; બાલપુસ્તકાલય શાળા ઉપરાંત વ્યાયામમંદિરમાં રમતગમતના સ્થળે તથા સ્કાઉટોનાં રહેઠાણમાં પોતાના ગ્રંથપાલને પુસ્તકપેટી સહિત મોકલીને બાલશિક્ષણની વૃદ્ધિ કરી શકે; સાર્વજનિક પુસ્તકાલય તથા શાખાપુસ્તકાલયો સાથે બાલપુસ્તકાલયોનો

સંપૂર્ણ એકરાગ હોવો જોઈએ, જેથી કરીને એ સંસ્થાઓનો પણ જરૂર પડ્યે લાભ બાલવાચકોને મળે.

૭[1]

વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયનો બાલવિભાગ, ઉપર કહ્યું તેમ, ૧૯૧૩થી શરૂ થયો છે. તેમાં બાળકોને સહેજે જુદાજુદા પ્રકારનું જ્ઞાન મળે અને આનંદ મળે તેવાં રમતગમતનાં સાધનો તથા જુદીજુદી ભાષાનાં માસિકો અને પુસ્તકો રાખવામાં આવ્યાં છે.

નાની ઉંમરનાં બાળકોને માટે એક ખાસ બાલખંડમાં તરેહતરેહની રમતોની જુદી ગોઠવણ રાખવામાં આવી છે. રોજનાં ૬૦-૭૦ બાળકો તેનો લાભ લે છે. અવારનવાર વાર્તાકથન જેવો પ્રસંગ હોય ત્યારે તેને માટે શાળાઓમાંથી આખા વર્ગોને ખાસ તેડાવવામાં આવે છે. એક સંસ્કારી સુશિક્ષિત અને કાર્યદક્ષ દક્ષિણી સન્નારીની દેખરેખ નીચે આ વિભાગનું કાર્ય સરસ રીતે ચાલે છે. આ વિભાગ પુસ્તકાલયના મુલાકાતીઓને પણ આખા પુસ્તકાલયમાં સૌથી વિશેષ આકર્ષક લાગ્યો છે.

❧

---

૧. આ વિભાગ મિ. ન્યૂ. મો. દત્તકૃત 'બરોડા એન્ડ ઇન્ડસ લાઇબ્રેરીઝ' (૧૯૨૮)ને (પૃ. ૧૭-૧૯) આધારે લખ્યો છે.

# પ્રકરણ ૯મું

## પુસ્તકાલય અને શાળા

સાર્વજનિક પુસ્તકાલય એ સાર્વજનિક કેળવણીના અંગરૂપ વસ્તુ હોવાથી, એ પુસ્તકાલયનો શાળાઓ સાથેનો સંબંધ ગાઢ હોવો જોઇએ, એ દેખીતી વાત છે. અમેરિકાનાં કેટલાંક શહેરોનાં પુસ્તકાલયને કેળવણીખાતા હેઠળ મૂકવામાં આવ્યાં છે પણ તેમાંનાં કેટલાંકમાં આ ગોઠવણ સફળ થઇ નથી કેમકે કેળવણીખાતામાં એક વધારાના અંગ તરીકે ઉમેરાયલા એવા પુસ્તકાલયવિભાગને ખાતું સાવકા સંતાન જેવું ગણે તો તેમાં આશ્ચર્ય નથી. આ કારણે, દરેક સાર્વજનિક પુસ્તકાલયને પોતાનું સ્વતંત્ર જુમ્મેદાર-પંચ 'બોર્ડ ઑફ ટ્રસ્ટીઝ' હોય એ જ ઇષ્ટ છે એવું ત્યાં મનાયું છે. આમ એકવાર ખાતાં જુદાં થયા પછી બેઉ એક બીજા સાથે બરાબર સહકાર કરે એ જરૂરનું છે. જેમ કેળવણીખાતાએ તેમ તેના હાથ નીચેની શાળાઓએ પણ સાર્વજનિક પુસ્તકાલયનો લાભ સહકારના જ ધોરણે લેવો જોઇએ એ સ્પષ્ટ છે. શાળા અને પુસ્તકાલય, દરેક કાર્ય તો લોકકેળવણીનું જ કરે છે. એ વચ્ચે જો કૈં ફેર છે તે એટલો કે શાળાનું કામ ઔપચારિક 'ફોર્મલ' ફરજિયાત અને સમયમર્યાદાવાળું હોય છે અને પુસ્તકાલયનું કામ અનૌપચારિક, ઐચ્છિક અને લગભગ મર્યાદા વિનાનું છે. માણસ વિદ્યાર્થીદશા પછી પણ જે અનેક રીતો વડે જાણેઅજાણે પોતાની કેળવણી

ચાલુ રાખે છે, તેમાં તેને શાળાથી બીજે નંબરે પુસ્તકાલયની મદદ વધુમાં વધુ મળે તે ઉત્તમ છે. એથી ઉલટું, પુસ્તકોને જે માત્ર શાળાનાં ઓજાર જેવાં માનવામાં આવે, તો એ ઓજારોનો ઉપયોગ તો વિદ્યાર્થી શાળા છોડે એટલે ખલાસ થઈ જાય. પરંતુ આ પરિસ્થિતિ હિતાવહ નથી. ઉલટું, અર્વાચીન સંસ્કૃતિને વધારે અનુરૂપ સ્થિતિ તો એ છે કે બાલક કે બાલિકા શાળામાં હોય ત્યારથીજ પુસ્તકાલયનો વધુમાં વધુ અને સારામાં સારો ઉપયોગ કરવાની ટેવ તેને પાડવી જોઈએ એટલે મોટી ઉમરે લાયક નાગરિક તરીકેની ફરજો તે સરસ રીતે બજાવી શકે.

પુસ્તકાલય શાળા દ્વારા જે કાર્યો કરી શકે તેમ છે, તેમાંનાં મુખ્યનો નિર્દેશ એક વિચારકનો અભિપ્રાય અહીં તારણરૂપે રજુ કરીને કહીશું કે પુસ્તકાલયે પોતાના મકાનમાં તેમજ શાળાના મકાનમાં અને શાળાસમય દરમિયાનજ જ્ઞાનની ઉપયોગિતા, જ્ઞાનના વિશિષ્ટ વિષયોની રૂપરેખા, તથા તેવું જ્ઞાન પુસ્તકાલયમાંથી કઈ રીતે પામવું–આ વગેરે વિષયો પર ભાષણો અપાવવાં જોઈએ; આ કાર્યમાં જે કૈં થોડો ખાસ ખર્ચ–પુસ્તકો, બીજાં સાધનો વગેરેનો–થાય તે શાળાખાતાએ મંજુર કરવો અને આપવો જોઇએ; પુસ્તકાલયખાતાએ યોગ્ય તે વ્યવસ્થાપૂર્વક પોતાનાં પુસ્તકો શિક્ષણની સંસ્થાઓમાં મોકલવાં જોઇએ; સ્થાનિક ઇતિહાસ અને ભૂગોળના અભ્યાસ માટે પુસ્તકો અને બીજાં જરૂરી સાધનો પુસ્તકાલયે પોતાના ગ્રંથસંગ્રહમાંથી તેમજ સંગ્રહસ્થાનમાંથી શાળાઓને પૂરાં પાડવાં જોઇએ: શાળાના આખા વર્ગો કોઇ વાર કોઇ ખાસ ઉચ્ચતર વિષયનો અભ્યાસ પુસ્તકાલયનાં પુસ્તકોની મદદથી કરવા માટે પુસ્તકાલયમાં આવે ત્યારે તેને દરેક જાતની સગવડ પુસ્તકાલયખાતાએ આપવી જોઇએ; તથા, બની શકે ત્યારે પોતે પણ, શાળા ખાતાની સાથે મળીને, તેવા ખાસ વર્ગોની યોજના પણ કરવી જોઇએ.[1]

અમુક શહેર કે ગામડાના પુસ્તકાલય અને શિક્ષણસંસ્થાઓને માથે એક બીજી ફરજ રહેલી છે તે એ કે કાર્ય બેવડાય નહિ, તેની સંભાળ રાખવી. નાનામાં નાની શિક્ષણસંસ્થાથી માંડીને મોટાં વિદ્યાપીઠો સુધી સર્વને પોતાનું પુસ્તકાલય તો હોવાનું જ. સંસ્થાનું પુસ્તકાલય શરૂઆતમાં તો કદાચ બહુ મોટું ન હોય, પરંતુ વખતના વહેવા સાથે જ્યારે તેનો સંગ્રહ મોટો બને ત્યારે તેવી સંસ્થા અને સાર્વજનિક પુસ્તકાલય, એ બેના

૧. એ. મેન્સબ્રિજ: 'લાઇબ્રેરી વર્ક' પૃ. ૨૨૩.

કાર્યક્ષેત્રની મર્યાદા સુનિર્ણીત હોય એ જરૂરનું છે. બનતાં સુધી, તેમાંના એક સંગ્રહમાં હોય તેવાં પુસ્તકો બીજાએ વસાવવાં ન જોઇએ. સંસ્થા અને પુસ્તકાલય વચ્ચે જો અખંડ સહકાર હોય તો જ આ બની શકે. આ સંબંધમાં ન્યુ યોર્ક પરગણાના બફેલો શહેરની પદ્ધતિ જાણવા જેવી છે. ત્યાંનું સાર્વજનિક પુસ્તકાલય પોતાના સંગ્રહમાંનાં અમુક વિષયનાં પુસ્તકો શહેરની શાળાના પુસ્તકાલયમાં અમુક સમય માટે મૂકે છે. આવી સગવડ શાળાને મળતી હોવાથી, તેના ચાલકો એ પુસ્તકો ખરીદતા નથી અને છતાં તેનો મનમાન્યો ઉપયોગ તો કરી જ શકે છે. આ યોજનાને લીધે શાળા એ પુસ્તકાલયનું ન્યાસ—સ્થાનક એટલે કે 'ડીપોઝીટ સ્ટેશન' અથવા તો વહેચણી માટેનું મથક એટલે કે 'પોઈંટ ઑફ્ ડિસ્ટ્રિબ્યુશન' પણ બને છે.

સહકારની એક વધુ રીત એ છે કે શહેરનું સાર્વજનિક પુસ્તકાલય તેની માધ્યમિક વગેરે શાળાઓના પુસ્તકાલય માટે, પોતાના જ્ઞાનઅનુભવને આધારે, પુસ્તકો પસંદ કરી આપે તથા શાસ્ત્રીયતાપૂર્વક તેનાં વર્ગીકરણ વગેરે પણ કરે. વળી, ઓહીઓ, ડર્હામ વગેરે શહેરોની યુનિવર્સિટીઓમાં એવો રિવાજ છે કે યુનિવર્સિટીની સાથે કશો સીધો સંબંધ ધરાવતા હોય નહિ તેવા શહેરીઓને પણ તે પોતાના પુસ્તકાલયનો ઉપયોગ કરવા દે છે. આથી, શહેરે જુદું સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવા, નિભાવવા કે ચલાવવાની જરૂર પડતી નથી.

## ૨

શિક્ષક અને ગ્રંથપાલના સંબંધનો વિચાર આ વિભાગમાં મુખ્યત્વે કરીશું.

દરેક ગ્રથપાલ એવી ઊંચી ભાવનાથી પ્રેરાયલો હોવો જોઇએ કે મારે માથે પણ સમાજના શિક્ષણની ફરજ અને જવાબદારી રહેલી છે; અને દરેક શિક્ષકને પુસ્તકોનો ઉપયોગ વાજબી રીતે અને મોટા પ્રમાણમાં કરતાં આવડવું જોઇએ. જે વ્યક્તિને પુસ્તકોનું ઉપલકિયા જ્ઞાન હોય તે સારો શિક્ષક થઇ શકે નહિ, તેમ જ બાહ્યસ્વભાવથી બિનમાહિતગાર માણસ ગ્રંથપાલ તરીકે હોય તો તે પોતાની શક્તિઓનો કે જીવ જેવો લાભ શાળાઓને આપી શકે નહિ આથી, જરૂરનું છે કે શિક્ષકમાં કેટલુંક સાચું ગ્રંથપાલત્વ હોવું જોઇએ અને ગ્રથપાલમાં આદર્શરૂપ શિક્ષકના ગુણો હોવા જોઇએ. આવું સુપરિણામ આવી શકે માટે, એવી સૂચના[1] પણ કરવામાં આવી છે કે

*———

૧. એ. એચ. ચેમ્બર્લેન: 'લાઇબ્રેરી વર્ક' પૃ. ૨૨૬.

ગ્રંથપાલની તાલીમ લેનારને જેમ શાળાને ઉપયોગી કઈ રીતે થવાય તેની તાલીમ પણ અપાય છે, તેવી જ રીતે, શિક્ષકની તાલીમમાં પણ પુસ્તકાલયને ઓછામાં ઓછા શ્રમમમયના વ્યયથી અને વધુમાં વધુ ફાયદાથી કેમ વાપરવું, એ વિષયને સ્થાન હોવું જોઈએ. આના અનુસંધાનમાં પુસ્તકાલયશાસ્ત્રના બીજા વિશારદ મિ. જે. એમ. બ્રાન્ટાની સૂચના પણ વિચારવા જેવી છે. તેમણે કહ્યું છે[1] કે શિક્ષણાનુભવશાળાના વિદ્યાર્થીઓના એટલે કે ભાવિ શિક્ષકોના અભ્યાસક્રમમાં પુસ્તકાલયમાંનાં પુસ્તકોની નામાવલીઓ અને અનુક્રમણીઓ કેમ વાપરવી તેના તથા શાળાની નજીકમાં નજીકના પુસ્તકાલયમાં કેવો સંગ્રહ છે તેના જ્ઞાનનો સમાવેશ થવાની જેમ જરૂર છે, તેમ, ગ્રંથપાલત્વની તાલીમ લેનાર એવો જે ભાવિ ગ્રંથપાલ, તેની પાસે પણ અમુક સમય માટે શાળામાં રીતસરના શિક્ષકનું જ કામ કરાવવું જોઈએ કે જેથી કરીને બાળકો અને કિશોરોનાં જીવનનો તથા જરૂરતોનો તેને એવો નિકટનો પરિચય થાય, જેવો આજના ઘણાખરા ગ્રંથપાલોનો છે નહિ.

શિક્ષક અને ગ્રંથપાલ બીજી જે બાબતોમાં પરસ્પરની સંસ્થાને ઉપયોગી થઈ શકે તે નીચે પ્રમાણે:

શિક્ષકોએ પ્રકાશકોની ગ્રંથયાદી તથા સામયિકોમાંનાં ગ્રંથાવલોકનોને આધારે, જે જે પુસ્તકો પોતાને તથા પોતાના વિદ્યાર્થીઓને ઉપયોગી જણાય તે સાર્વજનિક પુસ્તકાલયમાં મંગાવવાનું ગ્રંથપાલને સૂચવવું જોઈએ. આ બાબતમાં દરેક વિષયનો શિક્ષક બીજા સર્વની સાથે મળીને કામ કરે એ જરૂરનું છે. નહિ તો, કોઈ એક જ વિષયને કે અમુક જ વિષયોને પુસ્તકાલયમાં વધુપડતું મહત્ત્વ મળી જવાનો ભય રહે છે.

એવું પણ બને કે પુસ્તકાલયમાં શિક્ષકને ઉપયોગી પુસ્તકો ક્યાં ક્યાં છે તેની પૂરતી માહિતી શિક્ષકને પોતાને જ ન હોય. તેથી, ગ્રંથપાલે અભ્યાસક્રમથી અને શિક્ષકો તથા શિષ્યોની જરૂરતોથી વાકેફ રહેવું જોઈએ અને દરેક સત્રના આરંભમાં શિક્ષકોને ગ્રંથપાલે વ્યક્તિરૂપે કે સમૂહમાં બોલાવીને આગલા સત્રમાં તથા રજાઓ દરમિયાન તેમને ઉપયોગી જે નવાં પુસ્તકો આવ્યાં હોય તેની માહિતી વિશેષપણે તથા કાયમી સંગ્રહની સામાન્યપણે આપવી જોઈએ. શિક્ષકોનું પુસ્તકાલયમાંના પોતાને ઉપયોગી સાધનોનું જ્ઞાન

[1] 'લાઇબ્રેરી વર્ક'માં પૃ. ૨૩૫.

આમ વારંવાર તાજું થતું રહેવાથી તેઓ પોતાનો વિષય શીખવતી વખતે, અથવા તો પોતાના અભ્યાસ માટે, પુસ્તકાલયનો છૂટથી ઉપયોગ કરી શકશે તેવો ઉપયોગ પૂરતા સંતોષપૂર્વક તેઓ કરી શકે તે માટે સર્વસામાન્ય પુસ્તકોનો તથા અભ્યાસક્રમના વિષયો ઉપરાંત શિક્ષણના શાસ્ત્ર અને કલા વિશેનાં પુસ્તકોનો અદ્યતન સંગ્રહ પણ પુસ્તકાલયમાં હોવો જોઇએ.

૩

હવે પુસ્તકાલય અને શાળાના પરસ્પર સંબંધ તથા કામકાજ વિશેના થોડા પરચુરણ મુદ્દા જ વિચારી જવાના રહે છે.

શાળાની કેળવણી દરમિયાન જ છોકરો કે છોકરી પુસ્તકાલયથી પરિચિત થાય તથા તેનો બરાબર ઉપયોગ કરતાં શીખે, તેનો એક બીજો લાભ એ છે કે નિયમબદ્ધ શાળાશિક્ષણની બહારના પ્રદેશોનું સાહિત્ય તેના વાંચવામાં આવવાથી, જગત અને જિંદગી વિશેનું તેનું દૃષ્ટિબિંદુ વિશાળ થાય છે અને તેથી, ભવિષ્યમાં નોકરીધંધો પસંદ કરવામાં, પોતાની વૃત્તિ અને વલણ કઇ બાજુએ છે તેની સમજ તેને ઓછી, મહેનતે તથા વધુ ચોકસાઇથી પડવા લાગે છે. આવું આત્મભાન તેને શાળામાં જે જૂથશિક્ષણ અપાય છે, તેમાંથી પ્રગટવાનો સંભવ નથી

વિદ્યાર્થીઓને આપવાનું પુસ્તકાલયના ઉપયોગનું શિક્ષણ કોણે આપવું તે વિશે બે મત છે. કેટલાક કહે છે, કે પોતાના આખા વર્ગોને શિક્ષક પુસ્તકાલયમાં લાવીને તેવું શિક્ષણ આપે તેમાં કંઈ ખોટું નથી. બીજો મત એવો છે કે શિક્ષકનો વિદ્યાર્થીઓ સાથેનો સંબંધ અમુક રીતે અનિવાર્યપણે મર્યાદિત હોવાથી, અને તેવો સંબંધ આવા જ્ઞાનપ્રદાનમાં કંઇક અંશે આડે આવે તેમ હોવાથી, સ્થાનિક ગ્રંથપાલે જ જરૂર પ્રમાણે શાળામાં આવીને કે વિદ્યાર્થીઓને પુસ્તકાલયમાં બોલાવીને સદરહુ શિક્ષણ આપવું તે વધારે સારું છે. એકંદરે આ બીજો મત વાસ્તવિક લાગે છે.

કેટલાંક અમેરિકન પુસ્તકાલયો શાળાને જે મદદ આપે છે તેમાંની મુખ્ય આટલી છે: શાળામાં શીખવાતા વિષયો સંબંધી ચિત્રો અને અન્ય સાહિત્યો પુસ્તકાલયમાં પ્રદર્શિત કરવામાં આવે છે; વિદ્યાર્થીઓ કે શિક્ષકોને અભ્યાસ માટે અલાયદા ખંડ પુસ્તકાલયમાં અપાય છે; ફરતાં પુસ્તકાલયો માફક ૫૦–૫૦ પુસ્તકોથી ભરેલી પેટીઓ પુસ્તકાલયોમાં તૈયાર કરીને,

શાળાઓમાં એક વર્ષની મુદત માટે મોકલવામાં આવે છે, જેમાંથી શિક્ષકો બાળકોને ઘેર વાંચવા પુસ્તકો આપી શકે છે; શિક્ષકોને બીજાઓ માટે ઠરાવેલી સંખ્યા કરતાં વધારે પુસ્તકો મળે તેવી વ્યવસ્થા હોય છે.[1] કોનેકટિકટના એક ગ્રામપુસ્તકાલયની પદ્ધતિ પણ આપણે ત્યાં સ્વીકારવા જેવી છે. ત્યાંનાં ગ્રંથપાલિની પોતાના જિલ્લાની દરેક શાળામાં દર વર્ષે ઓછામાં ઓછું એક વાર જઇ આવે છે અને વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તકો વિશે વાતચીત તેમની સાથે કરે છે તથા પુસ્તકના લેખક, તેનું રહેઠાણ અને તેના પુસ્તક વિશેનાં ચિત્રો તેમને બતાવે છે. ઉપરાંત, બાળકોએ વાંચેલાં પુસ્તકો વિશે પત્રો તેઓ તેની પર પાછળથી લખી મોકલે એવી યોજના પણ હોય છે, જેને પરિણામે બંને પક્ષ એકબીજાને વધુ ઓળખનાર અને ઉપયોગી થાય છે.[2]

દરેક રાત્રિશાળાને પણ પોતાનું પુસ્તકાલય[3] હોવું જોઇએ એ દેખીતું છે. પણ તેમાંના પુસ્તકોની પસંદગી હમેશાંજ, જે મોટી ઉમરના વિદ્યાર્થીઓ ત્યાં આવવાના હોય છે, તેમની જરૂરતો—તેમનો માનસિક વિકાસ, વહેવારૂ જ્ઞાન, આશાઓ અને આકાંક્ષાઓ એ બધું—ધ્યાનમાં રાખીને કરી હોય તોજ તેનો હેતુ પૂરેપૂરો બર આવે, એ સ્વયંસિદ્ધ છે.



---

૧. 'પબ્લિક લાઇબ્રેરીઝ'માંથી ('પુસ્તકાલય', ૧; ૧૧૭-૧૮)

૨. સી. એમ. હુઇન્સ: 'લાઇબ્રેરી વર્ક' પૃ. ૨૩૫-૩૬.

૩. 'રાઇવર્સ હેન્ડઝ' પૃ. ૧૬૧.

## પ્રકરણ ૧૦મું

### ફરતાં પુસ્તકાલયો

" પહાડ જો મહમ્મદ પાસે ન આવે તો મહમ્મદે પહાડ પાસે જવું જોઇએ." આ જાણીતી કહેવત પાછળ જે ખ્યાલ છે, તે જ ફરતા પુસ્તકાલય પાછળનો ખ્યાલ છે. જો વાચકો પુસ્તકોની પાસે ન આવે તો પુસ્તકોએ વાચકોની પાસે જવું જોઇએ. પુસ્તકોને એ રીતે વાચકોની પાસે જતાં કરવાં—એટલે કે, ફરતા પુસ્તકાલયો ખોલવાં—એ આ યુગની પુસ્તકાલય-પ્રવૃત્તિનું મહત્ત્વનું અંગ છે. એક દૃષ્ટિએ એમ કહી શકાય કે આપણા દેશમાં તો, એ પ્રવૃત્તિનાં બીજાં અંગો કરતાં આ અંગ વધારે તાકીદે આપણું ધ્યાન રોકે એ ખાસ જરૂરનું છે. ગામડાંના તેમજ શહેરોના આમવર્ગોમાં કેળવણીનો જે કૈં થોડો પ્રચાર થયો છે તે એળે ન જાય માટે, ત્યા સ્થાવર પુસ્તકાલય જો તુર્તમાં કાઢવાનું ન બની શકે તો આવાં નાનાંનાનાં જંગમ પુસ્તકાલયો તો સત્વર અને વ્યવસ્થાપૂર્વક ચાલુ કરી દેવાં જોઇએ. આને પરિણામે, પ્રાથમિક શાળામાં મેળવેલું જ્ઞાન તાજું અને નિત્યતરું રહેશે. ઉપરાંત તેમાં વારંવાર ઉમેરો થતો રહેશે. વાચન માટેની અભિરુચિ આમ કેળવાતાં સ્વતંત્ર અને ઉંચા વિચારો કરવાની ટેવ પણ પ્રજાજનોને પડશે જેને પરિણામે તેમનાં જીવન વિશુદ્ધ અને ઉન્નત થશે. એક વિચારક[1] તો

*————

૧. એડના બુલોક: 'મેનેજમેંટ ઓફ ટ્રાવેલિંગ લાઇબ્રેરીઝ' પૃ. ૧૦.

સ્પષ્ટ શબ્દોમાં એમ જ કહ્યું છે કે ફરતાં પુસ્તકાલયોની પેટીમાં વાર્તાગ્રંથો સિવાયનાં જે પુસ્તકો મૂકવામાં આવે છે તેનો ઉદ્દેશ એવો હોવો જોઈએ કે લોકોને તે પુસ્તકો વિચાર કરવાને પ્રેરે એટલું જ નહિ પણ કંઈક હેતુસર વિચાર કરવા પ્રેરે. એવાં પુસ્તકો વડે લોકજીવનને વિચારશીલ તથા વાર્તાનાં પુસ્તકો વડે આનંદી કરવું એ ફરતાં પુસ્તકાલયોનાં મુખ્ય કર્તવ્યોમાંનું એક છે. તેનાં બીજાં કર્તવ્યોમાં આ બે પણ ગણાવી શકાય: જ્યાં પુસ્તકાલયો બિલકુલ ન હોય ત્યાં આ સહેલા અને સસ્તા સાધન દ્વારા લોકોની વાચન-તૃષા ઉદ્દીપાવવી; અને, જ્યાં નાનાં પુસ્તકાલયો હોય ત્યાં ફરતાં પુસ્તકાલય-માંનાં નવાંનવાં તથા ઉપયોગી પુસ્તકોના વાચન વડે પેલા ચાલુ પુસ્તકા-લયની પૂર્તિ કરનારની ગરજ સારવી

૨

હિંદમાં જોકે ફરતાં પુસ્તકાલયોની સંસ્થા (વડોદરારાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિને અંગે) આશરે એક પચીસી પર દાખલ થઈ, પણ તેનો સમગ્ર ઈતિહાસ તો લગભગ પાંચ પચીસી જેટલો જૂનો છે. દુનિયાનું પહેલું ફરતું પુસ્તકાલય સને ૧૮૧૦ની સાલમાં સ્કોટલંડના ઈસ્ટ લોધિયન પરગણામાં ધર્મપ્રચાર માટે ચાલુ કરવામાં આવ્યું હતું. ત્યાર પછી ૭ વર્ષે એ જ દેશના એક બીજા પરગણા હેડિંગ્ટનવાળા સેમ્યુઅલ બ્રાઉન નામે ઉત્સાહી વિદ્યાપ્રેમીએ એ પરગણાંનાં ગામડાંમાં ૫૦–૫૦ પુસ્તકોની પેટીઓ વાચનનો શોખ વધારવા મોકલવા માંડી અને તેનો ઉપયોગ સારા પ્રમાણમાં થયો. પણ ૧૮૩૯માં બ્રાઉનનું મરણ થયા પછી એ સંસ્થા અટકી પડી. ત્યાર પછી એ સંસ્થા વિશે ગ્રેટબ્રિટનને લગતી માહિતી મળે છે તે એ જ, કે ઓગણીસમી સદીમાં ઓક્સફર્ડે પોતાની વિદ્યાપ્રચાર–વ્યાખ્યાનમાળાને (યુનિવર્સિટી એક્સ્ટેન્શન લેકચર્સ) અંગે કેટલાંક ફરતાં પુસ્તકાલય ચાલુ કરેલાં. અમેરિકામાં, છેક ૧૮૦૦ની સાલથી ફરતાં પુસ્તકાલયો નાના પાયા પર શરૂ થયાં હતાં ને તે તેનાં યોર્ક કિટરી અને મેઇન પરગણાંઓ વચ્ચે ફરતાં. ઉપરાંત, જે જિલ્લાઓમાં શાળા હોય તેમાં તથા સીમેન્સ ફ્રેંડ સોસાયટીએ પોતાના સભ્યોમાં પણ ફરતાં પુસ્તકાલયથી કેટલોક જ્ઞાનપ્રચાર કર્યો હતો. પછી ન્યુયોર્ક પ્રાંતના રાજ્યતંત્રે અમેરિકામાં જુદેજુદે સ્થળે સ્થાનિક જરૂરત પ્રમાણે શિક્ષણના શાસ્ત્ર અને કળા વિશેનાં પુસ્તકોની પેટીઓ મોકલવા માંડી હતી. ૧૮૮૮ તથા ૧૮૯૨માં આ વિશેના કાયદા અમેરિકાની તેમજ

તેના પ્રાંતોની ધારાસભાઓએ પસાર કરી, પ્રવૃત્તિને વધારે સ્થાયી રૂપ આપ્યું. ૧૮૯૭માં, "ન્યુ યૉર્ક મફત સાર્વજનિક પુસ્તકાલય જે કેટલાંક વર્ષો થયાં પોતાની શાખાઓમાંથી શાળાઓમાં પુસ્તકો મોકલતું હતું, તેણે ખોલેલું ફરતાં પુસ્તકાલયોનું ખાતું હજી પણ ચાલુ છે. ઘણું કરી, આખી દુનિયામાં આ દિશામાં સૌથી વિશેષ કાર્ય કરનાર એ ખાતું જ છે."[૧] મિ. બૉસ્ટવિક આ વિષયના આંકડા આપતાં કહે છે કે ન્યુ યૉર્ક સાર્વજનિક પુસ્તકાલયના આ વિભાગમાં ૮૫,૦૦૦ પુસ્તક છે, જેનો વહીવટ ૨૮ મદદનીશો દ્વારા થાય છે. ૧૯૨૭માં તે વિભાગે ૬,૩૫,૦૦૦ પુસ્તકોનો પ્રચાર કર્યો હતો.[૨]

સ્કૉટલંડે શરૂ કરેલી પ્રથાનો ઑસ્ટ્રેલિયાએ પણ વચગાળામાં સારો લાભ લીધો હતો. ૧૮૭૭માં તેના મેલ્બોર્ન સાર્વજનિક પુસ્તકાલયે જેની બેવડી નકલ પોતા પાસે હતી તેવાં ૫૦-૫૦ પુસ્તકોવાળી પેટી ૧૮ સ્થળે મોકલીને ૮૦૦૦ પુસ્તકો વંચાવ્યાં હતાં. આપણા સમયમાં, અમેરિકા ઉપરાંત ઇટલી અને રશિયાએ આ ક્ષેત્રમાં અસાધારણ કાર્ય કરી બતાવ્યું છે. ફૅસિસ્ટ ઇટલીએ પોતાનાં ગામડાંમાં ગયા દસકા દરમિયાન જ ૨,૦૦૦ ફરતાં પુસ્તકાલયો સ્થાપી દીધાં છે તથા અનેક વિષયોમાં હિમ્મતભેર નવો ચીલો પાડનાર સોવિયેટ રશિયાએ ૧૯૨૯ સુધીની પોતાની બાર વર્ષની ટુંકી કારકિર્દીમાં જ ૫૦,૦૦૦ ફરતાં પુસ્તકાલયો દ્વારા જનતાની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવાનો મહાપ્રયોગ સફળતાથી આદર્યો છે.[૩]

ફરતાં પુસ્તકાલયની પ્રવૃત્તિની પહેલ હિંદમાં સને ૧૯૧૧ના મે માસમાં વડોદરારાજ્યે કરી, જેની વિગતો આપણે હવે પછી જોઇશું. યુક્તપ્રાંતોની સરકારે આ અખતરો પોતાના ચાર જિલ્લાઓ પર ૧૯૨૫-૨૭ દરમિયાન કર્યો છે જે એકંદરે ફત્તેહમંદ થયાનું નોંધાયું છે.[૪]

૩

ફરતું પુસ્તકાલય સંજોગાનુસાર રાજ્ય કે મોટા સાર્વજનિક પુસ્તકાલય તરફથી, અથવા તો કોઇ વિદ્યાસેવી સંસ્થા કે ખાનગી વ્યક્તિ તરફથી, ચાલુ

*

૧. 'પુસ્તકાલય' પુ. ૧, પૃ. ૬૮; રા. મુન્શીનો લેખ 'ફરતું પુસ્તકાલય.'
૨. 'અમેરિકન પબ્લિક લાઇબ્રેરી' પૃ. ૧૨૩.
૩. રંગનાથન: 'ફાઇવ લૉઝ'; પૃ. ૨૦૮ અને ૧૯૩.
૪. રંગનાથન: 'ફાઇવ લૉઝ'; પૃ. ૨૨૩.

કરી શકાય છે એ સ્થાપતા ધ્યાનમા રાખવાનું એટલુ જ કે જેઓ તે ગામના ચાનુ પુસ્તકાલયનો લાભ લઈ શકતા હોય તેમના વપરાશમાં ફરતુ પુસ્તકાલય આવવુ જોઈએ નહિ, પણ વાચનના સાધન વિનાના સ્થળમાં એ પુસ્તકોનો પ્રચાર કરવો જોઈએ આ કારણે, જ્યાં મોટુ સારૂં સાર્વજનિક કે બીજુ પુસ્તકાલય હોય ત્યા ફરતા પુસ્તકાલયની પેટીઓ મોકલવાની જરૂર નહિ કેમકે મોકલવાથી નાહક ખર્ચ, મહેનત અને કામનો વખત ખેવડાય. વ્યક્તિએ ચાલુ કરેલા ફરતા પુસ્તકાલયથી આવી ખેવડનો ભય રહે છે તેથી બને ત્યા સુધી આ કામ પુસ્તકાલયની કે બીજી કોઈ સમાજસેવી સસ્થાઓ માથે લે તેજ ઉત્તમ છે

ફરતા પુસ્તકાલયોના ચાર પ્રકારના સગ્રહ મિસ એડના બુલૉકે ગણાવ્યા છે[1]

૧ મુકરર અથવા સ્થાયી સગ્રહ

૨ 'ખુલ્લા કમાડ'નો સગ્રહ, (પણ આને સ્થિતિસ્થાપક કહેવો વધુ ઉચિત છે એવો મિ એ સ્ટવિકનો મત છે ને તે ખરો લાગે છે)

૩ ખાસ અભ્યાસ માટેનો સગ્રહ

૪ ધીરવાનો વિશિષ્ટ સગ્રહ

આમાના પહેલા પ્રકારમા એવુ હોય છે કે પેટી મોકલનાર સસ્થા પોતે જ કયાં ને કેવા પુસ્તકો મોકલવા તે નક્કી કરે બીજા એટલે કે સ્થિતિ-સ્થાપક પ્રકારની પદ્ધતિ જુદી હોય છે તેમા, વાચકોની જેવા પુસ્તકો માટે માગણી હોય તેવાને રાખવામા આવે છે એ માગણીનો અમલ કરવા પહેલા, અલબત્ત મોકલનારે એટલુ તો જોવાનુ જ કે માગણી બધી રીતે વાજબી છે, એટલે કે બધા-પેટીમા મૂકી શકાય તેટલા બધા-પુસ્તકો વાર્તાના જ સામો પક્ષ માગે તો તે ન જ આપી શકાય એ દેખીતુ છે આવો કેટલોક અકુશ અનિવાર્ય છે અને વાચકોનો હિતસાધક પણ છે અકુશવાળા હોવા છતા, જે ફરતા પુસ્તકાલયો સ્થિતિસ્થાપક હોય છે તે સ્થાયીના કરતાં વધારે લોકપ્રિય માલુમ પડ્યા છે આમ બને તે સ્વાભાવિક છે, કેમકે પુરાતન કાલથી કહેવાતુ આવ્યુ છે તેમ, 'ભિન્નરુચિર્હિ લોકા ' લોકો એક બીજાથી ભિન્ન રુચિવાળા હોય છે અને દરેકને તે જ પુસ્તકનુ આકર્ષણ સાચુ અને લાભકારી નીવડે છે જે તેના મનને ભાવી ગયુ હોય છે આ મન અને

---

૧ જુઓ 'મેનેજમેટ ઑફ ટ્રાવેલિગ લાઇબ્રેરીઝ, પૃ ૧

આ રુચિ સારા સંસ્કાર પામેલાં હોવાં જોઇએ એ કહેવાની જરુર ભાગ્યે જ રહે છે.

ખાસ અભ્યાસ માટેના–ત્રીજા પ્રકારના–સંગ્રહમાં અમુક વિષય કે વિષયોને લગતાં નિર્ણીત પુસ્તકો હોય છે અને ચોથા પ્રકારનો સંગ્રહ પાછો સ્થિતિસ્થાપક હોય છે; તેમાં એવાં પુસ્તકો ગંભીર અભ્યાસ માટે મૂકેલાં હોય છે જેવાંની માગણી વિદ્યાભક્તોનાં મોટાં કે નાનાં મંડળો કે શાળાઓ તર્ફથી થતી હોય છે.

૪

ફરતું પુસ્તકાલય આ ચારમાંથી કોઈ પણ એક કે વધુ પ્રકારનું ભલે હોય, પણ તેની સફળતાનો આધાર માત્ર સારા સંગ્રહ પર નથી. સારા ગ્રંથસંગ્રહ ઉપરાંત બીજાં ત્રણ લક્ષણો તેવા દરેક પુસ્તકાલયમાં હોવાં જોઇએ: લાયક ગ્રંથપાલ; પુષ્કળ જાહેરાત; સગવડભર્યું મથક. ફરી એક વાર મિસ ણુલોકના શબ્દો વાપરવાની છૂટ લઈએ તો, ગ્રંથપાલમાં "અવિરત ઉત્સાહ હોવો જોઇએ; તેને સ્થાનિક પરિસ્થિતિનો તથા સ્થાનિક પ્રજાનો ગાઢ પરિચય હોવો જોઇએ; તેનામાં અસાધારણ પ્રમાણમાં શોધક બુદ્ધિ [ કંઈ નવીનવી રીતે પુસ્તકપ્રચાર કરવો તે વિશેની ] હોય; અને તેને જાહેરાતના સિદ્ધાંતનું સંપૂર્ણ જ્ઞાન પણ હોવું ઘટે."[૧] આ મતની પૂર્તિરૂપે આ વિષયનાં એક બીજાં શાસ્ત્રજ્ઞ મિસ હ્યુટી સ્ટર્ન્સનો મત પણ જાણવા જેવો છે. તેઓ 'ટ્રાવેલિંગ લાઇબ્રેરીઝ ઈન વિસ્કોન્સિન'માં[૨] આ મુદ્દા પર જે કહે છે તેનો સારાંશ આ પ્રમાણે છે: "શહેરના ગ્રંથપાલ કરતાં જે વધુ લાભ ફરતાં પુસ્તકાલયના ગામડાવાસી ગ્રંથપાલને મળે છે તે એ છે કે તે દરેક વાચકના અંગત સમાગમમાં રહી શકે છે. જે વાચકને જે ચોપડી આપવી ઘટે તે જ તેને આ ગ્રંથપાલ આપી શકે છે. વળી તેને માથે એ ફરજ પણ રહેલી છે કે પોતાના હાથ પરનાં પુસ્તકોની પૂરતા પ્રમાણમાં જાહેરાત ઘટતાં સાધનો દ્વારા કરીને તેનો લાભ વધુમાં વધુ માણસોને આપવો. પુસ્તકોની ભલામણ તે પોતાના ગણતર પાડોશીઓ કે ઓળખીતાઓને જ કરીને બેસી રહે એ બરાબર નથી. જો તે એમ કરે તો, તેના પાડોશીઓ વગેરે શિવાયના

---

૧. 'મેન્યુઅલ ઓફ ટ્રા. લા.' પૃ. ૪.

૨. જુઓ તે પુસ્તકનાં પૃ. ૭, ૮.

ગામલોકો કાં તો વાચનથી જ વંચિત રહેશે અથવા તો કચરાપટ્ટી લખાણો વાંચશે. આમ બને તે ખોટું. ફરતા પુસ્તકાલયના ગ્રંથપાલે તો, માયાળુપણે તેમજ ચતુરાઇથી ગામના હરેક શિક્ષિત જન લગી પોતાની પાસેની જ્ઞાન-સમૃદ્ધિ પહોંચાડવી જ રહી."

ફરતા પુસ્તકાલયની પેટી ગામમાં રાખવી કયાં? આ સવાલના જવાબમાં જુદાજુદા જવાબો અપાયા છે. નકારવાચક બે જવાબો એવા છે કે ખાનગી ઘરમાં કે શાળામાં એ પેટીઓ હોવી જોઇએ નહિ; કારણ, કોઇના પણ ખાનગી ઘરમા જતાં વાચકોને સંકોચ થવા સંભવ છે, અને, શાળા સાંજને વખતે તથા રજાઓમા બંધ હોવાથી ત્યાંની પેટીનો પૂરતો લાભ પ્રજાને ન યે મળે વળી, ઉમરે પહોંચેલાં માણસોને ઘણી વાર શાળાનું પગથિયું પણ ચઢવું ગમતું નથી, એ આ પદ્ધતિની બીજી એક મોટી મર્યાદા છે. ત્યારે એ પેટી કયાં રાખવી? કોઇ જાહેર કે અધજાહેર જગ્યાએ—ગામની મુખ્ય દુકાને કે ટપાલઑફિસમાં—તે રાખી શકાય તે ઉત્તમ. અમેરિકામાં તો કોઇ સ્થળે એ પેટી જેમ ખાધાખોરાકી વગેરેના મોટા સ્ટોરમાં કે ટેલીફોન એક્સચેંજના મકાનમાં તેમજ હેરકટિંગ સલુનમાં, ફર્નિચરવાળાની કે મૈયત સામાનવાળાની દુકાને પણ રાખવામાં આવે છે. આપણે ત્યાં આ પ્રવૃત્તિને માટે ગામડાનું મંદિર, ચોરો કે જાહેર દવાખાનું હોય તો તે વધારે ફાવે એમ લાગે છે; નહિ તો છેવટ, શાળામકાન તો છે જ. કોઇ પણ સંજોગમાં, એ મથક હોવું જોઇએ એવું કે લોકોને પોતાના ઘરથી તે બહુ દૂર પડે નહિ ને ત્યાં દાખલ થતાં તેમને કશો સંકોચ રહે નહિ.

મધ્યસ્થ સંસ્થાના કાર્યવાહકો ફરતાં પુસ્તકાલયના ગ્રંથપાલોને સમસ્ત પુસ્તકાલયપ્રવૃત્તિથી વાકેફગાર રાખે એ પણ જરૂરનું છે. તેમણે એ ગ્રંથ-પાલોને વારંવાર સૂચનાત્મક પરિપત્રો તથા પોતાની સંસ્થાનું સામયિક મોકલવું જોઇએ. તેમને મુખ્ય પુસ્તકાલયપરિષદમાં આમંત્રવા જોઇએ તેમજ તેમની પાસે જિલ્લાનાં સ્થાનિક પરિષદમંડળો પણ રચાવવાં જોઇએ કે જેથી તેઓ એકમેકના અનુભવમાંથી બોધ લે તથા પોતાના કાર્યની મુશ્કેલીઓ વિચારીને તેનો તોડ કાઢી શકે.

આ વિભાગમાં આપણે જે છેલ્લી વાત કહેવાની રહી તે પુસ્તકોની પસંદગી વિશેની. ફરતા પુસ્તકાલયની પેટીઓમાં પુસ્તકોના બે પ્રકાર હોવા જોઇએ અને તે દરેકનો પેટાપ્રકાર પણ ખરો: પ્રકારો તે, ઉમરે પહોંચેલાં

માણસો માટેનાં પુસ્તકો અને બાળકો માટેનાં; આ દરેકનો પેટાપ્રકાર એટલે વાર્તાનાં તેમજ ઇતર વિષયોનાં પુસ્તકો. વાર્તાઓ પથ્ય વાચન પૂરું પાડનારી હોવી જોઇએ તે તો દેખીતું છે. ઇતર વિષયોમાં, સરળ અને વિવિધતાવાળાં પુસ્તકો હોય એ ઇષ્ટ છે. આમાં કોઇ વાર એકાદબે અધ્યયનવિભાગનાં પુસ્તકો પણ–'ગાંધીવિચારદોહન' કે 'ગુજરાત મર્ત્સંગ્રહ' જેવાં–મુકાય તો પણ ખોટું નહિ. વળી અમેરિકામાં તો, જ્યાં પેટી મોકલવાની હોય ત્યાંની પ્રજાનો વિચાર પણ થાય છે. એ પ્રજા ધર્મપ્રધાન છે કે ખેતીપ્રધાન, વેપારધંધો ત્યાં વધુ ચાલે છે કે હુન્નરઉદ્યોગ, આ હકીકતો વિચારી, તેના પ્રકાશમાં તેતે વિષયનાં પુસ્તકો ત્યાં ખાસ કરીને મૂકવામાં આવે છે ને તેથી એવું ફરતું પુસ્તકાલય એ લોકોમાં ઘણું માનીતું થાય છે. આ પદ્ધતિ આપણે ત્યાં પણ શક્ય હોય ત્યારે અદ્ભુ કરવા જેવી છે–જો કે હજી કેટલાંક વર્ષ લગી તો આવાં વિશિષ્ટ ક્ષેત્રોની શક્યતા દેખાતી નથી. ગુજરાતમાં તો અત્યારે ફરતાં પુસ્તકાલયો દ્વારા કરવાનું જે મુખ્ય કાર્ય તે એ કે ગ્રામવાસીઓના ભણતરને કટાતું અટકાવવું અને નિયમિતપણે ઉત્તમ સરળ વાચન તેમને પૂરું પાડીને, તેઓ પોતાને ત્યાં કાયમી સાર્વજનિક પુસ્તકાલયની માગણી કરે એવી સ્થિતિ ઊભી કરવી.

૫

ઉપર કહ્યું તેમ, વડોદરારાજ્યે ૧૯૧૧થી ફરતાં પુસ્તકાલયનું કામ, પોતાની સમગ્ર પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે, હાથ ધર્યું છે. એ વર્ષમાં ખાતાના ત્યારના સંચાલક મિ. બોર્ડને આ વિભાગ માટે રૂ. ૬,૦૦૦ની મંજુરી માગી હતી. તે મળતાં, ફરતાં પુસ્તકાલયોની ૧૫૦ કબાટપેટીઓ તૈયાર કરાવવામાં આવી હતી. એ પેટીઓ ત્યારથી માંડીને હમણાં સુધી, રાજ્યના માગણી કરનાર હરકોઇ શહેર કે ગામડામાં મોકલવામાં આવે છે, જ્યાં શાળાશિક્ષક કે સ્થાનિક સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી કે યુવકમંડળ તેને લગતો બધો વહીવટ કરે છે. આ ઉપરાંત, રાજ્યની હરકોઇ સ્થાનિક સંસ્થાને તેમજ વડોદરા શહેરના મહોલ્લાઓ કે છાત્રાલયો કે કારખાનાંમાં પણ માગણી થયેથી પેટી મોકલવામાં આવે છે. પેટી દૂર મોકલવાની હોય ત્યારે બને વખતનું ખર્ચ, છેલ્લા રેલવેસ્ટેશન સુધીનું, વડોદરાસરકાર આપે છે.

આ પેટીને કબાટપેટી કહી છે કેમકે તેનું કદ પેટી જેવડું–લાવ લઇ જામાં સવળતા પડે તેવડું–છે અને તેનો અંદરબહારનો દેખાવ નાના

કબાટ જેવો છે. તે ત્રણ કદની-ચાર ચૌદથી માંડી, પાંત્રીસેક પુસ્તકો રહે તેવડી; રૂ. ૩થી ૭ સુધીના ખર્ચમાં તૈયાર થઇ શકે તેવી-હોય છે અને જ્યાં જેની જરૂર હોય ત્યાં તે મોકલાય છે. પેટીમાં વાંચવાનાં પુસ્તકો ઉપરાંત, પુસ્તકોની યાદી, તે વંચાવા જાય તેને લગતી નોંધવહી ( ઇશ્યુ બુક ) વગેરે સાધનો પણ સામેલ રહે છે. આ દરેક ફરતા પુસ્તકાલયનો વહીવટ કરનારને માથે તેવા કાર્યની સર્વસામાન્ય જવાબદારી ઉપરાંત, વાચકોની વારંવારની માગણી ખાતાને લખી જણાવવાની તથા પેટી ત્રણ માસ આખરે ખાતાને પોતે પરત કરે ત્યારે, ત્યાર સુધીના પેટીના ઉપયોગની હકીકતો પણ લખી જણાવવાની વિશેષ જવાબદારી પણ રહે છે.

ઉપર આપણે જે ચાર પ્રકારના સંગ્રહો વર્ણવ્યા તેમાંના પહેલા બે પ્રકારના એટલે કે મુકરર ને સ્થિતિસ્થાપક સંગ્રહો આ ફરતાં પુસ્તકાલયોમાં રખાય છે ને જ્યાં જે ઘટે ત્યાં તે મોકલાય છે. મુકરર સંગ્રહની વિશેષતા એ છે કે ખેતી વૈદક વગેરેના, સ્ત્રીઉપયોગી, ચઢઉતર ઉમરનાં બાળકોને ઉપયોગી, અંગ્રેજીના પ્રારંભિક વિદ્યાર્થી માટે, આવા આવા ખાસ સંગ્રહો રાખેલા હોય છે. ગુજરાતી ઉપરાંત અંગ્રેજી, મરાઠી, હિંદી કે ઉર્દૂ પુસ્તકો પણ જેઓ માગે તેઓને મોકલાય છે.

ખાતાના આ વિભાગમાં ૧૯૩૧ના જુલાઇની આખરે કુલ ૨૦,૨૨૮ પુસ્તકો હતાં, જેમાંનાં ૧૫,૨૬૨ પુસ્તકોનો પ્રચાર, ૭૦૦૧ વાચકોમાં ૩૬૬ પેટીઓ ને ૧૪૭ મથકો દ્વારા, ઉપલી તારીખે પૂરા થતા વર્ષ દરમિયાન કરવામાં આવ્યો હતો. એ વર્ષમાં આ વિભાગનું કુલ ખર્ચ રૂ. ૧,૪૭૧ તથા નવાં પુસ્તકોનું ખર્ચ રૂ. ૮૯૬-૧૨-૮ હતું.

વડોદરા રાજ્યની આ યોજનાનું અનુકરણ ૧૯૧૨માં મુંબાઇની સોશ્યલ સર્વિસ લીગે તથા તે પછી કેટલાંક જ્ઞાતિ અને સમાજમંડળોએ પોતપોતાના વિભાગમાં કર્યું છે. તેવાં સંખ્યાબંધ વધુ અનુકરણો માટે હજી ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાં પુષ્કળ અવકાશ છે, તેની કોણ ના કહી શકશે?

# પ્રકરણ ૧૧મું

## પુસ્તકાલય અને ધંધાદારી

પુસ્તકવાચન ત્રણ પ્રકારનું છે. અથવા એમ કહીએ કે, તે જુદાજુદા ત્રણ પ્રકારના હેતુથી કરવામાં આવે છે: આનંદ માટે, અભ્યાસ માટે, કેવળ માહિતી મેળવવા માટે. આ ત્રીજા પ્રકારમાં, બીજી બાબતો ઉપરાંત, વેપાર-ઉદ્યોગ અને કારીગરીને લગતા વાચનનો સમાવેશ પણ થાય છે. પ્રસ્તુત પ્રકરણમાં આપણે આ ધંધાદારી માણસો અને પુસ્તકાલય સાથેના તેમના સંબંધનો વિચાર કરવાનો છે.

વેપારઉદ્યોગ અને કારીગરીનાં ઝાઝાં પુસ્તક ગુજરાતીમાં નથી. પણ અંગ્રેજી ભાષામાં તો તે સાહિત્યનાંજ આખાં સ્વતંત્ર રીતસરનાં અલાયદાં પુસ્તકાલયો હોય છે. હાલ માટે આપણે તેવાં પુસ્તકાલયની વાત કરવાની નથી. પણ એ સાહિત્ય તેમજ તેની સાથે સંબંધ ધરાવનાર એવા [illegible] વિજ્ઞાન, દેશસ્થિતિ અને ધંધાના ઇતિહાસ વગેરેના સાહિત્યને સાર્વજનિક પુસ્તકાલયમાં જે સ્થાન છે તેનોજ સંક્ષેપમાં વિચાર કરીશું.

ખુદ અમેરિકામાં પણ આ વિષયને લગતાં પુસ્તકો [illegible] વખતે તો થોડાંજ હતાં અને તે થોડાંની પણ ભાગ્યે વેપારી [illegible] ગરોને નહોતી. પણ એક તરફથી, વિજ્ઞાનનો વિકાસ [illegible] વધવા સાથે એ પુસ્તકો સ્થાન પામ્યાં અને બીજી [illegible]

પુસ્તકાલયપ્રવૃત્તિ અર્વાચીન ઢબે ખીલવા માંડી, તથી એવી સાહિત્યરચનાને તેમજ તેના ઉપયોગને ઘણો વેગ મળ્યો. પરંતુ આ વેગ મળ્યો ત્યાર પહેલાં આ આખી યે વસ્તુ બે મુશ્કેલીભરી દશામાંથી પસાર થઈ હતી એ પણ ઉમેરવું જોઈએ. પહેલી મુશ્કેલી તે એ કે વેપારધંધાનું સાહિત્ય રચાવા માંડ્યું અને પ્રજામાં અમુક અંશે તે પ્રચાર પણ પામ્યું, તેથી તેની માગણી પુસ્તકાલયો પાસે થવા માંડી એ ખરું; પણ એ માગણી અસાધારણ છે તેની જાણ પુસ્તકાલયોના કાર્યકરોને ઠેઠ મોડી પડી. આ કારણે તેમનામાંના ઘણાએ આ પારિભાષિક વિષયોના ખાસ મોટા મદદ પહેલાં તો વસાવ્યા નહિ; જો કે પાછળથી આ ગજાની સગવડ લેવામાં આવી હતી. બીજી મુશ્કેલી એ કે વેપારીઓ અને કારીગરોમાંના ઘણા એવા હતા જેમને પોતાના ધંધાને અંગે ઊભા થતા પ્રશ્નો કે મુઝવણોનો નિકાલ પુસ્તકો દ્વારા થઈ શકશે એ ક્યા લગી તો સૂઝતું જ નહોતું. તેમની માન્યતા તો એવી જ કે પુસ્તકાલયમાં તો વાર્તાઓ, નાટકો, દેશોના ઇતિહાસ અને પ્રવાસવર્ણનો એવુંએવું જ હોય. કઈ જમીનમાં કેવું વાવેતર કરવું, કે અમુક તરેહનો સામાન પૅક કરતાં શીશી વાતની કાળજી રાખવી જોઈએ, આ સવાલોનું નિરાકરણ કરવામાં પુસ્તકો કૈં પણ મદદ કરી શકે એવો ખ્યાલ તેમને સહેજે ન આવે. આ બાબતમાં તેઓ ક્યાં સુધી તો છાપવાનો હુન્નર શોધાયો ત્યાર પહેલાંની દશામાં હતા; એટલે કે, પરંપરાથી ચાલતી આવેલી રીતોનો આશ્રય લઈ, એકબીજા પાસેથી જાણી લઈ, પોતાનું કામ ચલાવ્યે જતા.

હવે એ સ્થિતિ બદલાઈ છે. હવે તો, અમુક ધાન્ય કેમ ઉગાડવું, અમુક સ્થળે જઈને કારીગરે વસવું છે માટે ત્યાંની વેપારધંધાની સ્થિતિ કેવી છે, જાહેરખબરો કેમ લખવી, માલ વેચવાની રીતો અને સાધનો કેવાંકેવાં હોય શકે, અમુક દૂરની જગ્યાએ સલામતીથી પહોંચે તેવી રીતે માલ કેમ મોકલાય — આ સઘળી બાબતોને લગતી માહિતી તે દરેકને લગતાં નાનાં કે મોટાં પુસ્તકોમાંથી આજના પાશ્ચાત્ય વેપારી, દુકાનદાર કે કારીગર સાર્વજનિક પુસ્તકાલયમાંથી સહેલાઈથી મેળવી શકે છે.

પરંતુ સાર્વજનિક પુસ્તકાલયથી નિરાળાં એવાં વેપારધંધા, કારીગરી અને ઉદ્યોગવિજ્ઞાનના વહેવારુ વિષયોનાં વિશિષ્ટ પુસ્તકાલયો — 'સ્પેશ્યલ લાઇબ્રેરીઝ' — પણ પશ્ચિમના દેશોમાં હોય છે. એવા વિષયોને સાર્વજનિક પુસ્તકાલયોમાં જે સ્થાન આપવામાં આવે છે અને તેની પર જે ધ્યાન અપાય છે તે તો સામાન્ય વાચકોમાંના આવા વિષયના રસિકની દૃષ્ટિએ જ.

તેથી, એ વિષયોની બને તેટલી સંપૂર્ણ સાધનસામગ્રીવાળાં ખાસ જુદાં પુસ્તકાલયની જરૂર દેખીતી છે.

વિશિષ્ટ પુસ્તકાલયના હેતુ સંબંધી પુસ્તકાલયશાસ્ત્રના બે નિષ્ણાતોએ[1] જે મત આપ્યો છે તે ખરો જ છે કે સાર્વજનિક પુસ્તકાલયનો અધ્યયન-વિભાગ જો વિચારકો અને વિદ્વાનો માટે છે, તો વિશિષ્ટ પુસ્તકાલય ધંધાદારીઓ તથા બીજા વ્યવહારૂ કાર્યકરો માટે છે. આ લોકોને સંશોધનમાં ઊતરવાનો સમય નથી. તેમને તો જોઈતી માહિતી તે જ ઘડીએ મળે તો કામનું. આ વર્ગમાં જેમ વેપારઉદ્યોગમાં રોકાયલા માણસોનો તેમ ધારા ઘડનારાઓ તથા શહેરસુધરાઈના કાર્યમાં સક્રિય ભાગ લેનારાનો પણ સમાવેશ થાય છે. તે જ રીતે, વિશિષ્ટ પુસ્તકાલયો નીચેના વિષયોને લગતાં હોય શકે છે: વેપારઉદ્યોગ અને ઉદ્યોગવિજ્ઞાન; કાયદો, શહેર સુધરાઈનાં જુદાંજુદાં અંગો અને નાગરિકતાનું શાસ્ત્ર ('સિવિક્સ'); સરાફી અને નાણાંવહેવારનું શાસ્ત્ર; કારખાનાંમાં બનાવાતી બનાવટો; વીમાપ્રવૃત્તિ, ઇજનેરી વિદ્યા અને ખેતીવાડીનાં અંગઉપાંગો. આ વિષયો પરનાં પુસ્તકો જ નહિ, પણ તેનાં સામયિકો, નાનીમોટી છૂટક પત્રિકાઓ, અહેવાલો, હસ્તપત્રો, કાપલીઓ વગેરે પણ, પદ્ધતિસરના વર્ગીકરણ પ્રમાણે ગોઠવેલાં અને સાચવેલાં, વિશિષ્ટ પુસ્તકાલયોમાં રાખવામાં આવે છે. પુસ્તકાલય જે વિષયનું હોય તે પ્રમાણે આ સામગ્રી પણ જુદાજુદા પ્રકારની હોય એ સમજી શકાય તેવું છે. અહીં વિગતોમાં ઊતરવાની જરૂર નથી પણ સર્વસામાન્ય દૃષ્ટિએ એટલું કહી શકાય કે હિમાળકામ કે સગડીના જ્ઞાનકોશો, જુદાજુદા સ્થળના અબ્દકોશો, (ઇયર બુકસ) પરદેશી પારિભાષિક અને વ્યાપારી શબ્દકોશો, હુંડિયામણના ભાવોની પત્રિકાઓ, રેલવેનાં ટાઇમટેબલો, જુદાજુદા પ્રકારના નકશા અને ગૅઝેટીઅર, આંકડાનાં વાર્ષિકો, તારો કરવાના 'કોડ'નાં પુસ્તકો અને આ સર્વ સાથે સંબંધ ધરાવતી છબિઓ પણ: આવી અને આને મળતી સામગ્રી વિશિષ્ટ પુસ્તકાલયોમાં સંઘરવાનો રિવાજ છે.



---

૧. ન્યુ યૉર્ક સિટીની ઇજનેરી સંસ્થાઓના ગ્રંથપાલ મિ. ડબ્લ્યુ. પી. કટર અને વિસ્કૉન્સિન ફ્રી લાઇબ્રેરી કમીશનવાળા મિ. એમ. એસ. ડડ્જન.

## પ્રકરણ ૧૨મું

### કલાસંગ્રહ

જૂનાં પુસ્તકાલયોમાં તો, લલિત કલાઓના અભ્યાસ માટેનાં સાધન-સામગ્રી જેવું કંઈ ખાસ હતું નહિ. આજનાં પુસ્તકાલયોમાં અને તેટલો સંપૂર્ણ કલાવિભાગ, એ તેનું એક આવશ્યક અંગ મનાય છે. અમેરિકામાં તો માત્ર સિદ્ધાંતદષ્ટિએ તે વિભાગની અગત્ય સ્વીકારાય છે એમ નથી, પણ પ્રજાનો અમુક ભાગ તેની ખાસ માગણી કરે છે—પોતાના વ્યવહારૂ જીવનમાં તેનો ઉપયોગ કરવા માટે; તેથી, તેનાં મોટાં શહેરી પુસ્તકાલયોમાં તો કલાવિભાગનો એક આખો અલગ ખંડ જ રખાય છે અને ચિત્રોનો તથા કલાવિષયક પુસ્તકોનો સંગ્રહ ત્યાંનાં ઘણાંખરાં પુસ્તકાલયમાં છે.

પુસ્તકાલયના કલાવિભાગના ઉદ્દેશો જાણીતા પુસ્તકાલયશાસ્ત્રી મિ. સી. એ. કટરે[1] નીચે પ્રમાણે ગણાવ્યા છે:

"કલાવિભાગ મનોરંજન આરામ અને આનંદ માટે છે; તે જ્ઞાનનો પ્રકાશ અર્પે છે, જ્ઞાનની ભૂખ ભાંગે છે; તે આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધે છે; તે આપણને પ્રેરે છે, આપણામાં પ્રાણ પૂરે છે."

આ વિભાગનાં સાધનોની પસંદગી વિશે એ જ લેખક કહે છે કે પુસ્તકાલયનો ઉપયોગ કરનાર પ્રજાવર્ગને ચોક્કસ પ્રકારની કલા માટેની અભિરુચિ

---

૧. 'લાઇબ્રેરી વર્ક' પૃ. ૨૦.

છે કે કેમ, તેને કલાનું જ્ઞાન છે કેમ, કલાના અભ્યાસ અને પ્રણાલિકાની બાબતમાં તેની રુચિ કેવી છે—આ વગેરે સવાલોનો નિર્ણય થવો જરૂરી છે આ સબંધમા એક બીજી વાત ખાસ લક્ષમા રાખવા જેવી એ છે કે દરેક પુસ્તકાલયમા સ્થાનિક તત્ત્વને પ્રાધાન્ય આપવુ જોઇએ તે પુસ્તકાલયવાળા શહેર કે ગામડાના કે તેની આસપાસના શિલ્પસ્થાપત્યના અવશેષો, ત્યાના આગળ-પડતા સ્ત્રીપુરુષોના પરાક્રમ વર્ણવતા તેમના ચરિત્રો, તેઓ અર્વાચીન કાળમા થયા હોય તો તેમની તથા તેમના રહેઠાણની છબિઓ, સ્થળની જોવાલાયક જૂનીનવી જગ્યાની પણ છબિઓ—આ સર્વને પણ કલાવિભાગમા સ્થાન હોયજ—જેમ, સર્વસામાન્ય કલાના સર્જન અભ્યાસ કે પ્રચાર માટેના પુસ્તકો ચિત્રો વગેરેને પણ તેમા સ્થાન હોય વળી, અમેરિકાની જેમ દિવાલ ચિત્રો વગેરે ચિતરનાર ધધાદારી કલાકારો તથા મકાન બાધનારાઓને પણ પોતાના કાર્યમા જેમાના ચિત્રો કે વર્ણનો ઉપયોગી થાય તેવા પુસ્તકો આ વિભાગમાં રહેવા જોઇએ લલિત કલાના કલાકારો તથા અભ્યાસીઓને માટે પણ સૂચનો અને પ્રેરણા મળે તેવી ઐતિહાસિક કે સમકાલીન સાધનસામગ્રી આ વિભાગમા હોવાની જરૂર દેખીતીજ છે

પુસ્તકાલયનો મુખ્ય પુસ્તકસગ્રહ પણ આ વિભાગનો પૂરક બની શકે જૂના સમયનુ ચિત્ર પાડવા માટે કોઇ વિદ્યાર્થી કે કલાકારને તે સમયના પોશાક કે સ્થાપત્યના વર્ણનવાળા પુસ્તકની જરૂર પડે ત્યારે, કે કોઇ ફૂલ કે પ્રાણીના ચિત્ર માટે તેને વિષયના વર્ણન સહિતનું પુસ્તક વાપરવુ હોય ત્યારે, મુખ્ય સગ્રહના તે તે વિષયના પુસ્તકો ઘણા ઉપયોગી થઇ પડે

કલાવિભાગના કાર્યકરોની એક બીજી ફરજ તે, પોતાની પાસેના ચિત્રો છબિઓ વગેરેની યોગ્ય રીતે જાહેરાત કરવી એ છે એ વસ્તુઓને બધ કબાટમા ખડકી રાખવાને બદલે, જ્યારેજ્યારે શક્ય હોય ત્યારે લાકડાના ઘોડા કે પડદા પર પ્રદર્શિત કરવી જોઇએ એટલે લોકો તે જોવા અને તે વિશે વધુ જાણવા આકર્ષાય મળી શકે ત્યારે એવી કલાવસ્તુઓ કોઇ ધનવાન કે કલાભક્ત પાસેથી ઉછીની આણીને અમુક સમય માટે તે પ્રદર્શિત કરવાની પદ્ધતિ રહી શકે તોપણ સારૂ

કલાવિભાગમા ચિત્રોનુ મહત્ત્વ કેટલુ બધુ છે તેનો ખ્યાલ નીચેના ઉતારા પરથી આવશે

"પુસ્તકાલય ચિત્રોનો સગ્રહ અને તેની સભાળના કામને ઉવેખે તે લગભગ અશક્ય છે ખરેખર, એ બાબતમા બેદરકાર રહેનાર પુસ્તકાલયને

પુરેપૂરું અર્વાચીન કહી જ ન શકાય ચિત્રોનું મૂલ્ય શિક્ષણવિષયક છે—શિક્ષણમાં તે અગત્યનો ભાગ ભજવે છે સૂક્ષ્મ નિરીક્ષણની આધુનિક વૈજ્ઞાનિક ભાવના અને પદ્ધતિ આપણને ચિત્રોનો શિક્ષણમાં ઉપયોગ કરવા પ્રેરે છે. ચિત્રો વડે ઐતિહાસિક બનાવો જીવંત બને છે, દૃશ્ય ખડાં થાય છે અને સર્વ કાળની રીતભાત તથા રિવાજોનો પણ તાદૃશ ચિતાર આવી શકે છે આ કારણને લીધે હવે ઘણા પુસ્તકાલયોમાં પુસ્તકોની માફક જ ચિત્રોની સંભાળ અને સંગ્રહ પણ રીતસરની યાદીઓ, વર્ગીકરણ વગેરેની મદદથી રાખવામાં આવે છે, જેથી તે પ્રજાને વધુમાં વધુ લાભકારક નીવડે"[1]

આમ સંપૂર્ણ શાસ્ત્રીયતાથી ચલાવવામાં આવતા કલાવિભાગને પ્રતાપે અમેરિકન પ્રજાના સાંસ્કારિક જીવનને અનેક પ્રકારના પ્રત્યક્ષ લાભો થયા છે એ રીતે ત્યાં અમરકારક જાહેરખબરો લખાઈ છે ઉત્તમ નાટકો ભજવાયાં છે, ઐતિહાસિક નમૂનાના મકાનો ચણાયાં છે અને નમૂનેદાર બાગબગીચા પણ રચાયા છે એવો જ પ્રભાવ ગુજરાતના સંસ્કારજીવન પર ગુજરાતના પુસ્તકાલયો કેમ ન પાડી શકે? તેઓ પણ પોતાના અભ્યાસીઓને તથા કલાકારોને આ પ્રકરણમાં સૂચવેલી પદ્ધતિ પ્રમાણે પોતાનો કલાવિભાગ આરંભી અને ખીલવી શકે છેલ્લા કેટલાક વર્ષોથી ગુજરાતમાં કલાનો પ્રેમ અને પ્રચાર વધ્યો છે તેને શક્ય તે હરેક સાધન વડે પોષવો એ બીજી સાર્વજનિક સંસ્થાઓની તેમ પુસ્તકાલયોની પણ ફરજ છે આપણે આશા રાખીએ કે ગુજરાતી પુસ્તકાલયો એ બજાવવામાં જરાય ઓછાં નહિ ઉતરે[2]



---

1 એ કનિંગહામ: 'લાઇબ્રેરી વર્ક' પૃ ૩૧૦.

2 આ વિષય આટોપતાં તેને લગતી થોડી વિશેષ માહિતી ઉમેરવાની જરૂર લાગે છે: (૧) ગ્રેટબ્રિટનનું સૌથી મોટું કલા–પુસ્તકાલય લંડનના વિક્ટોરિયા અને આલ્બર્ટ મ્યુઝીઅમમાં આવેલું છે તેમાં ૧૮૩૭થી અત્યાર લગીમાં ૧,૫૦,૦૦૦ પુસ્તકો અને ૨,૫૦,૦૦૦ છબિઓનો સંગ્રહ થયો છે કલાકારો અને કલાપ્રેમીઓને ઉપયોગી એવી સર્વ ઉત્કૃષ્ટ સામગ્રી ત્યાં છે અને ઉપયોગ માટે બધી સવળતા પણ અપાય છે (૨) વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં કલાવિષયક ગ્રંથોનો એક નાનો પણ સરસ સંગ્રહ છે (૩) અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠનું પુરાતત્ત્વમંદિર પણ, ખાસ કરીને પ્રાચીન ભારતીય કલાના સચિત્ર ગ્રંથોનો એક સારો સંગ્રહ ધરાવે છે.

# પ્રકરણ ૧૩મું

## પુસ્તકોની પસંદગી

પુસ્તકાલય માટે પુસ્તકો પસંદ કરવાની સર્વોત્તમ રીત કઈ હોઈ શકે? આ સવાલનો જે જવાબ 'ફાઇવ લૉઝ ઑફ ધ લાઇબ્રેરી સાયન્સ'ના વિદ્વાન કર્તા આપે છે તે વહેવારૂ તો નથી, પણ કાર્યની વ્યાપકતા અને મુશ્કેલીઓનો ખ્યાલ આપનાર હોઈ, જાણવા જેવો છે. સને ૧૯૧૧ની સાલમાં એક ફ્રેંચ લેખકે બહાર પાડેલા આંકડાનો ઉલ્લેખ કરીને રા. રંગનાથન કહે છે કે કેક્સટને દુનિયાનું પહેલવહેલું પુસ્તક આશરે પાંચસો વર્ષ પર છાપ્યું, ત્યારથી માંડીને હમણાં (૧૯૧૧) લગીમાં જે જુદાજુદા પ્રકારનાં અઢી કરોડ પુસ્તકો દુનિયામાં છપાયાં અને બહાર પડ્યાં છે તેનો સંગ્રહ જે પુસ્તકાલયમાં હોય તેને આપણે આદર્શરૂપ પુસ્તકાલય કહી શકીએ. તેઓ વળી એમ પણ ઉમેરે છે કે એ જે જબ્બર સંખ્યા સૂચવવામાં આવી છે, તેમાં એક જ પુસ્તકની વિવિધ આવૃત્તિઓ અને વધારાની નકલોનો તથા નકશા, નિવેદનો, છાપાંની ફાઇલો, પંચાંગો વગેરેનો સમાવેશ તો થતો જ નથી. એ બધાંને પણ આદર્શરૂપ પુસ્તકાલયમાં આવકાર આપવાનું નક્કી કરીએ તો કુલ સંખ્યા ત્રણ કરોડની તો સહેજે થઈ જાય. આવું ત્રણ કરોડ પુસ્તકોનું આદર્શરૂપ પુસ્તકાલય એ અશક્ય પુસ્તકાલય પણ હોવાથી જગતમાં કશે તે હસ્તી ધરાવતું નથી. પણ આ હકીકતો

આપણે એટલું તો સમજી શકીએ કે પુસ્તકાલયમાં પુસ્તકોનો સારો સંગ્રહ કરવાની શકયતાઓ તેમજ મર્યાદાઓ કેટલી બધી છે અને કેટલી મોટી છે.

આપણે જે મફત સાર્વજનિક પુસ્તકાલયોનો વિચાર આ પુસ્તકમાં કરીએ છીએ તેમને માટે જ્યારે આ કરોડોની સંખ્યા બહુ મોટી પડતી આપણે જોઈએ છીએ, ત્યારે બીજો માર્ગ જે રહ્યો તે એ કે આપણા પુસ્તકાલયનાં પુસ્તકો જે સમાજને માટે હોય તેની આ વિષયમાં ઇચ્છાઓ શી છે અને તેની જરૂરતો કયા પ્રકારની છે તેનો તથા ખર્ચ માટેની ગુંજાશનો વિચાર કરીને પુસ્તકાલયમાં પુસ્તકો વસાવવાં જોઈએ. સમાજની ઇચ્છા કેવાં પુસ્તકો વાંચવાની છે તેનો ખ્યાલ તો તેને પોતાને પણ ઘણે ભાગે હોયજ છે અને પુસ્તકાલયના કાર્યકરો તે ઇચ્છા સહેલાઈથી જાણી પણ શકે છે. પણ સમાજને પોતાની જરૂરતોનો એટલોજ સ્પષ્ટ ખ્યાલ સામાન્ય રીતે હોતો નથી અને તે બાબતમાં કાર્યકરો કુશળતાપૂર્વક પૂરતી તપાસ કરે ત્યારેજ તેમને લોકોની ખરી જરૂરતોની ખબર પડે છે. કુશળતાની જરૂર તો પુસ્તકોના પ્રચારમાં ડગલે ને પગલે પડતી હોય છે. દાખલા તરીકે, વાચકસમાજનું વલણ ક્ષુદ્ર બિનજરૂરી અને અયોગ્ય પુસ્તકો ભણી છે એમ જ્યારે દેખાય ત્યારે ઝાઝી આવડત વિનાનો ગ્રંથપાલ ઘણાં શિષ્ટ મનાયલાં પણ અઘરાં અને લોકપ્રિય ન થાય તેવાં જથ્થાબંધ પુસ્તકો તેમને માટે પોતાની અભરાઈઓ પર સંઘર્યા કરે છે. તે આમ કરે છે તે એવી આશાથી કે લોકો નઠારાં પુસ્તકોને બદલે તેને પોતાને મતે આ સારાં છે તે પુસ્તકો વાંચે. પણ એ આશા પાર નથી પડવાની. ગ્રંથપાલે જે કરવું ઘટે તે એ કે, સાહિત્ય તરીકે અથવા નીતિની દૃષ્ટિએ જે પુસ્તકો ખરાબ હોય તે તો નજ લેવાં, પણ જે લેવાં તે લોકોની વાચન પચાવવાની શક્તિ કઈ કક્ષાની છે તથા કેટલી છે, તેનું બરાબર માપ કાઢીને લેવાં. આ પદ્ધતિને અમલમાં મુકનાર ગ્રંથપાલ જેમ ઉપયોગી તેમ પથ્ય વાચનનો પ્રચારક પણ થઈ શકે છે.

૨

ઘડીક પહેલાં આપણે મોટી પુસ્તકસંખ્યાની વાત કરી. પણ ખરી વાત તો એ છે કે સંખ્યામાં અને તેથી કદમાં જે મોટું હોય તે પુસ્તકાલય જ સારૂં એવી માન્યતા જો કોઈ ધરાવતું હોય તો તે બરાબર નથી. આપણે જે ભાર દેવાનો છે તે પુસ્તકોના ગુણ પર, સંખ્યા પર નહિ. ખર્ચની હદમાં રહીને તથા જુદાજુદા પ્રકારના વાચકોને ધ્યાનમાં રાખીને જે

પુસ્તકાલય રચાયું હોય છે તે નાનું કે મધ્યમ કદનું હોય તોપણ નમૂનેદાર પુસ્તકાલય નીવડશે. લંડન યુનિવર્સિટીવાળા મિ. ઇ. એ. બેકર 'ધ યુસીસ ઑફ લાઇબ્રેરીઝ'માં[1] કહે છે તેમ, "ચોપડીઓના ઓરડા ને ઓરડા ભર્યા હોય તે તો માત્ર એક ચોપડીભંડાર કહેવાય, પુસ્તકાલય નહિ; ઉલટ પક્ષે, અમુક હેતુ ધ્યાનમાં રાખીને તથા વ્યવસ્થિત રીતે, વર્ગોનો પરસ્પર સંબંધ જળવાય તેવી રીતે, જે પુસ્તકો ચુંટાયાં અને ગોઠવાયાં હોય તેનો સંગ્રહ જ પુસ્તકાલય નામને પાત્ર છે." તેઓનો મત એવો પણ છે કે આ પ્રમાણે વિશિષ્ટ સંગ્રહો એકત્રિત કર્યા હોય તો તે એકબીજાના પૂરક નીવડે છે તથા તેમાં પુસ્તકો નિરર્થક ખેવડાવાનો ભય બિલકુલ રહેતો નથી.

પુસ્તકોની પસંદગી વિશે આટલું સર્વસામાન્ય દષ્ટિએ કહ્યા પછી હવે આપણે તે વિષયની વિગતોમાં ઉતરીએ. આ સંબંધી પણ મિ. બેકરે અન્યત્ર[2] જે સિદ્ધાંતો ઘટતા લંબાણથી અને પૂરી ચોખવટથી તેમજ પુસ્તકાલયનું ખરૂં ધ્યેય બરાબર લક્ષમાં રાખીને સમજાવ્યા છે, તેનો જ આધાર લેવો ઠીક પડશે. 'બુક સીલેકશન: ફંડામેન્ટલ પ્રિન્સિપલ્સ ઍન્ડ સમ ઍપ્લિકેશન્સ' નામના એ લેખમાં તેમણે આ વિષયનું જે નિરૂપણ કર્યું છે તેનો સાર નીચે પ્રમાણે છે:

પુસ્તકાલય માટે પુસ્તકોની પસંદગી કરવામાં આપણે કયા સિદ્ધાંતોથી દોરાઇએ છીએ તેનો આધાર પુસ્તકાલયના ધ્યેયની આપણી કલ્પના શી છે, તેની પર રહેશે. પુસ્તકાલય કેવું હોય અને તેનો હેતુ શો હોઇ શકે તે વિશેના ઉલટાસુલટા ખ્યાલો બરાબર તપાસ્યા પછી આપણને માલુમ પડે છે કે આ વિષયમાં બે પ્રકારના મત પ્રવર્તે છે: એક મત ઉપયોગિતાનો, અને બીજો સંસ્કારપોષકતાનો. આ બન્ને દષ્ટિબિંદુઓનો સમાવેશ આપણી પુસ્તકાલયની ભાવનામાં થવો જોઇએ. એટલે કે પુસ્તકાલય જેમ સામાજિક કાર્યકરો, પત્રકારો, શિક્ષકો, ધંધાદારીઓ અને કારીગરોને જોઇતી માહિતી પૂરી પાડનારૂં ખાતું હોવું જોઇએ, તેમ જ, જેઓ જ્ઞાનને ખાતર જ જ્ઞાન પ્રાપ્ત કરવા ચાહે છે, સ્થૂળ ઉપયોગની દષ્ટિ રાખ્યા વિના, તેની પ્રાપ્તિથી હૃદય અને આત્માને મળતા સંતોષ માટે, જીવનને સંસ્કારમય કરવા માટે,

---

૧. પૃ. ૭.

૨. 'લાઇબ્રેરી વર્ક' પૃ. ૪૧.

તલસતા હોય છે, તેઓને તેવી જ્ઞાનપ્રાપ્તિ કરાવનારું સરસ્વતીમંદિર પણ હોવું જોઈએ. આ બેમાંથી કયા પ્રકારનાં પુસ્તકો પુસ્તકાલયમાં રાખવાં તથા ઉપયોગલક્ષી કેટલાં રાખવાં અને સંસ્કારપોષક કેટલાં, તેનો આધાર હમેશાં સ્થાનિક સમાજ કેવા માણસોનો બનેલો છે તેની પર જ રહેશે. ગ્રંથપાલે પોતાના પુસ્તકાલયમાં આ બેમાંના કયા પ્રકારને કેટલું પ્રાધાન્ય આપવું તે નક્કી કરવા માટે તેણે સ્થાનિક સમાજનો સતત અને ઝીણવટભર્યો અભ્યાસ કરવો જોઈએ, તેમજ દરેક પુસ્તકની તેને ઉપલક નહિ પણ વિગતવાર માહિતી હોવી જોઈએ.

મિ. બેકરના આ અગત્યના વિચારોની પૂર્તિરૂપે અહીં રા. રંગનાથનનું એક મહત્ત્વનું મંતવ્ય પણ રજુ કરી દઈએ કે દરેક અર્વાચીન પુસ્તકાલયનો અધ્યયનવિભાગ બને તેટલો સર્વાંગસંપૂર્ણ અદ્યતન અને સુવ્યવસ્થિત હોય એ ઇષ્ટ છે, કેમકે માહિતી શોધનારાં વાચકો જે આ જમાનામાં ઘણાં હોય છે તેમને એકદમ સંતોષે તેવો એ હોવો જોઈએ.

૩

પુસ્તકાલયના અધિકારીઓએ વાર્તાનાં પુસ્તકોની પસંદગી કયા ધોરણે કરવી ઘટે તેનો વિચાર આ વિભાગમાં કરીશું.

વાર્તાનાં જે પુસ્તકો ભાષામાં શિષ્ટપદે આરૂઢ થયાં હોય તે તો દરેક સારા પુસ્તકાલયમાં હોવાં જ જોઈએ, જેમકે: 'કરણઘેલો', 'ગુલાબસિંહ', 'સરસ્વતીચંદ્ર' અને 'ઉપાકાન્ત.' પણ આ છેલ્લી નવલકથાના લેખકે લખી છે તેવી ઘણી વાર્તાઓ જ્યારે કોઈ પણ શિષ્ટ વાર્તાકારે લખી હોય ત્યારે તેની મોટી સંખ્યામાંથી અમુકની જ પસંદગી ખર્ચ તેમ જ સ્થળની દૃષ્ટિએ ગ્રંથપાલે કરવી જોઈએ. ત્રીજું એ કે વાર્તાનું જે કોઈ પુસ્તક—પછી તે શિષ્ટ મનાતા ગ્રંથકારનું હોય તોપણ—નીતિ અને સદાચારના બહુમાન્ય નિયમોનું ઉલ્લંઘન કરતું હોય તેને તો મફત સાર્વજનિક પુસ્તકાલયમાં હરગેજ સ્થાન ન હોવું જોઈએ.

એ વાત તો થઈ શિષ્ટોની. પણ જે શિષ્ટપદારૂઢ હજી થયા નથી એવા સમકાલીન વાર્તાનવેશોનું શું? આ વિષયમાં એકેકથી ઉલટાં એવાં બે પ્રકારનાં મંતવ્ય પુસ્તકાલયશાસ્ત્રના વિશારદોમાં જોવામાં આવે છે. એક પક્ષ એમ માને છે કે સમકાલીન નવલકથાઓમાં ક્ષણજીવી તત્ત્વ ઘણું હોવાનું અને તેવા તત્ત્વ વિનાની એટલે કે ચિરંજીવ કઈ કથાઓ થશે તે આજે

કેમ કહી શકાય? માટે, પુસ્તકાલયે જાહેર ખર્ચે આજકાલની જેવીતેવી નવલકથાઓ સંઘરવી અને વંચાવવી એ યોગ્ય નથી. બીજો પક્ષ એમ કહે છે કે કથા એક ક્ષણ જીવશે કે અનેક વર્ષો જીવશે તેની સાથે આપણે નિસ્બત નથી અથવા ઓછીજ છે; મુદ્દાની બાબત એજ છે કે સાહિત્ય તરીકે તે સારી કે સાધારણસારી કથા છે કે નહિ અને નીતિવિષયમાં તે ખાસ હાનિ કરનારી છે કે નહિ. જો સાહિત્ય તરીકે તે કમ ઊતરે તેવી હોય—વાહીયાત અશક્ય બીનાઓથી ભરેલી હોય અથવા તો ઢંગધડા વિનાની આછકલી શૈલીમાં લખાયલી હોય—તો દેખીતુંજ છે કે તે પુસ્તકાલયમાં રાખવી ન જોઇએ. વળી નીતિની દૃષ્ટિએ જોતાં જે વાર્તા ઉઘાડા શૃંગાર કે અશ્લીલ વર્ણનોવાળી હોય તેને પણ સાર્વજનિક પુસ્તકાલયમાંથી તિલાંજલિજ દેવી જોઈએ એ નિર્વિવાદ વાત છે. પણ જે વાર્તા આ દોષોથી મુક્ત હોય તેને તો—પછી ભલે તે સાક્ષરમાં ન ખપતા લેખકની હોય તો પણ—પુસ્તકાલયે વસાવવીજ જોઇએ. આવી ભલામણ કરવાનું કારણ એ છે કે આવા મધ્યમ કોટિના નવલકથાકારોની કથાઓમાં ઘણી વાર ચાલુ સમયનાં સામાન્ય માણસોના જીવનનું હૂબહૂ પ્રતિબિંબ પડેલું હોય છે તેથી તે કથા સામાન્ય વાચકોમાં ઘણી લોકપ્રિય થાય છે. અને સામાન્ય વાચકોને નિર્દોષ હિતકર વાચન પૂરું પાડવું એ અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયનાં આદ્ય કર્તવ્યોમાંનું એક છે.

વાર્તાઓની પસંદગી સંબંધી આ સિવાય જે બીજી એકબે હકીકતો ધ્યાનમાં રાખવાની છે તે એ કે સમકાલીન વાર્તાઓમાંની કોઇકોઇ આધુનિક કે સામાજિક સિદ્ધાંતના પ્રચાર માટે—'પચાસ વર્ષ પછી' એ વાર્તાની જેમ—લખાઇ હોવાથી, તથા બીજી કેટલીક વાર્તામાં રૂપનીજ હોય પણ વિષયમાં પ્રવાસ કે ચરિત્રની હોય છે તેથી, માત્ર સમકાલીન સમયમાં પ્રગટ થએલી વાર્તાઓ છે, તે કારણેજ ભડકવું એ જવાબદાર પુસ્તકાલયને પરવડે તેવું નથી.

બીજા વિષયનાં પુસ્તકો કરતાં વાર્તાનાં પુસ્તકોનો ઉપાડ બહુ મોટો થાય છે અને તે ઇષ્ટ નથી એમ કેટલીક વાર કહેવામાં આવે છે. અલબત્ત, વાચકોની વૃત્તિ ગંભીર વિચારમય વાચન ભણીથી દૂરજ થઇ જાય તે તો બરાબર નથી. પણ વાર્તાઓ વધુ પ્રમાણમાં વંચાતી દેખાવાનાં એક કરતાં વધુ કારણો છે. પહેલું તો એ કે જેઓ પુસ્તક ખરીદવાની સ્થિતિમાં હોય છે તેઓ ઘણી વાર એ નાણાં વાર્તાઓમાં નહિ રોકતાં અભ્યાસનાં પુસ્તકોમાં

રોકે છે કેમ કે આ પુસ્તકોની તેમને ફરીફરીને જરૂર પડતી હોય છે, જ્યારે વાર્તાઓ તો સામાન્ય રીતે એક વાર વાંચીને નાંખી મૂકવાની હોય છે. એ રીતે એક વાચન પછી નિરુપયોગી થનારું પુસ્તક—વાર્તાપુસ્તક—પુસ્તકાલયમાંથી લેનારાની સંખ્યા મોટી હોય તેમાં આશ્ચર્ય જેવું શું છે? બીજું એ કે સાર્વજનિક પુસ્તકાલયમાંથી અભ્યાસનાં ગંભીર અને આનંદ માટેનાં અગંભીર એમ બેઉ પ્રકારનાં પુસ્તકો ઉપાડાતાં હોય છે. આમાંનાં જે ગંભીર હોય છે તે વંચાઇને પૂરાં થતાં વાર લાગે છે અને અગંભીર ઝડપથી પૂરાં થતાં હોય છે. પરિણામે, વર્ષઆખરે આંકડા તારવવામાં આવે ત્યારે વાર્તાનાં આનંદદાયક પુસ્તકોની સંખ્યાનો આંકડો અભ્યાસનાં ગંભીર પુસ્તકોના આંકડા કરતાં મોટો આવે જ ને? ત્રીજું એ કે ગંભીર નાનામોટા ગ્રંથોનો ઉપયોગ પુસ્તકાલયના મકાનમાં જ ઘણા મોટા પ્રમાણમાં થતો હોય છે—તેના અધ્યયનવિભાગમાં. આંકડા નક્કી કરતી વખતે જો આ વિભાગમાંના વપરાશનું ટકાપ્રમાણ પણ ધ્યાનમાં લેવાય તો ગંભીર વાચન પહેલી નજરે જેટલું થોડું લાગે છે તેટલું નથી એમ સહેલાઇથી બતાવી શકાય. આ હકીકત જ્યાં લગી ધ્યાનમાં લેવાય નહિ ત્યાં લગી વાર્તાવાચનનું પ્રમાણ મોટું દેખાય એ કુદરતી છે. અને છેલ્લું એ કે એક બાજુથી આપણામાં વાચનની વૃત્તિ વધે છે, પણ બીજી બાજુથી, વેપારી, દુકાનદાર, કારીગર, ખેડૂત અને મજૂરઃ આ સર્વને પોતપોતાના કામધંધામાં પ્રત્યક્ષ ઉપયોગનાં થાય તેમાં પુસ્તકો જ્યાં લગી ભાષામાં તૈયાર ન થાય ત્યાં લગી આ વર્ગના વાચકો સારી કે સાધારણ કે નરસી પણ વાર્તાઓ ભણી જ આકર્ષાય તેમાં તેમનો શો વાંક?

૪

પુસ્તકોની પસંદગી કોણ કરે અને કઇ પદ્ધતિથી કરે એ પ્રશ્નની વિચારણા હવે આપણે હાથ ધરવાની છે.

અમેરિકામાં કાં તો પુસ્તકાલયનું જુમ્મેદારપંચ આ કામ કરે છે અથવા તો તેણે નીમેલી નાની સમિતિના ફરજમાં એ ગણાય છે. વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીમાં પણ આ કામ તેની ખાસ કાયમી સમિતિ—જે પ્રોફેસરો, બીજા વિદ્વાનો અને પુસ્તકાલયના મુખ્યાધિકારીની બનેલી છે, તે—કરે છે. પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે કોઇ પણ સંજોગોમાં પુસ્તકોની પસંદગીનો બોજો મુખ્યત્વે મુખ્યાધિકારી અથવા તો ગ્રંથપાલની પર રહેવાનો; કારણ,

વાચકોની સાથે સીધા સંપર્કમાં જેટલો એ હોય, છે તેટલા પંચના કે સમિતિના સભ્યો હોતા નથી. ગ્રંથપાલ પોતે એક વાર પસંદ કરેલાં પુસ્તકની યાદી તૈયાર કરે પછી તેને બહાલી મંજુર સભ્યોએ આપવાની રહે એ તો દેખીતું છે. અને યાદી ખર્ચની હદમાં તથા પુસ્તકાલયોની એકંદર કાર્યનીતિની હદમાં રહીને ગ્રંથપાલે કરી હશે તો સભ્યોની બહાલી જેવી રજુ થઇ હોય તેવી યાદીને કે થોડા ફેરફાર કરીને માત્ર એક આવશ્યક વિધિ તરીકે મેળવવાની રહેશે. ગ્રથપાલની રસવૃત્તિ અને વિવેકશક્તિમાં જો સમિતિસભ્યોને આટલો વિશ્વાસ હોય તો જ ગ્રંથપાલ પોતાનું કાર્ય ઘટતી બેફિકરી અને સ્વમાનથી કરી શકે.

પરંતુ કોઇ ગ્રથપાલ સર્વજ્ઞ ન હોય એ પણ સ્પષ્ટ છે. તે અલબત્ત જેજે સાધનો પોતાને મળી શકે તેનો—જુદાજુદા પ્રકાશકોની અવારનવાર પ્રગટ થતી યાદીઓ, જાહેરખબરો, સારા સામયિકોમાંનાં અવલોકનો વગેરેનો —ઉપયોગ તો કરતો હશેજ. પણ તે સિવાય તેણે આ બાબતમાં વાચકોનો સહકાર પણ શોધવા ને પામવાનો હોયજ છે. સહકાર સંબંધી તેણે વાચકોને જે સવળતા આપવાની તે એવી રીતે કે તેઓ જે પુસ્તકનો ઉમેરો પુસ્તકાલયમાં કરાવવા ઇચ્છતા હોય તેનાં નામ, લેખક, પ્રકાશક, કિંમત, તે વિશે કોઇ પ્રતિષ્ઠિત વિવેચક કે સામયિકના અભિપ્રાયમાંથી ઉતારા,— આ સર્વે માહિતી નોંધવા માટે ખાસ જુદી નોંધપોથી અથવા તો પત્તાં ગ્રથપાલે પૂરાં પાડવાં જોઇએ. તેમાંની વાચકોએ કરેલી સૂચના તાજાં પુસ્તકો માટેની હોય તેમ જૂનાંને લગતી પણ હોય કોઇ પણ સંજોગોમાં આ સૂચનાઓ ગ્રંથપાલને ઘણી માર્ગદર્શક થઇ પડે છે. સૂચનાઓનો ઉપયોગ અલબત્ત તે વિવેક વાપરીનેજ કરશે. તેણે ધ્યાનમાં રાખવાનું છે કે સૂચનાઓ તેને બંધનકારક નથી પણ સૂચનાઓને તેણે પોતે બે પ્રકારની મર્યાદાનાં બંધને બાંધવાની છેઃ ખર્ચની મર્યાદા અને પુસ્તકાલયની કાર્યનીતિની મર્યાદા આ મર્યાદાઓમાં રહીને વાચકોની સૂચનાઓનો ઉપયોગ કરનાર ગ્રંથપાલ જેમ પુસ્તકાલયનું હિત સાધી શકશે તેમ વાચકોના મોટા ભાગને પણ ઘણો સંતોષ આપી શકશે.

વાચકોની આ પ્રકારની સીધી સૂચનાઓ અને ઉપર કહી તે પ્રકાશક યાદીઓ વગેરે સાધનો ઉપરાંતનાં જે કેટલાંક સાધન ગ્રંથપાલ વાપરી શકે તે આ પ્રમાણેઃ વંચાવા ગએલા પુસ્તકોની બીજા વાચકો માગણી કરે ને તેમને માટે જે અનામતયાદી ('રીઝર્વ લિસ્ટ') રખાય છે, તેમાંનાં

પુસ્તકોના પ્રકાર અને સંખ્યા; પુસ્તકાલયમાંના જુદાજુદા વિષયનાં પુસ્તકોમાંથી કયાં વધુ વંચાય છે તેના વરસઆખરે કાઢવામાં આવતા આંકડા; સ્થાનિક સમાજની પ્રવૃત્તિઓ, કામધંધો વગેરે કેવાં છે તેની તપાસ; પોતાના ગામ કે શહેરમાં જે વિદ્યાપ્રેમી સજ્જનો હોય તેમની સાથેના મેળાપ વખતની પુસ્તકો વિશેની વાતચીત; રાષ્ટ્રીય કે સ્થાનિક અગત્યનો કોઇ પ્રસંગ—કોઇ ગ્રંથકારની જયંતી કે શતાબ્દિ જેવો—નજીકના ભવિષ્યમાં બનવાનો હોય તો તે વખતે ઊભી થનારી માગણીને ધ્યાનમાં રાખવી તે; અને, પ્રકાશકો જો અંગત સંબંધને આધારે કે બીજી રીતે પણ તેને પુસ્તકો તપાસવા માટે જાંગડ આપે તો તે તકનો લાભ લેવો તે. આવાંઆવાં સાધનો પણ ગ્રંથપાલ ઉત્તમ પુસ્તકો વડે પુસ્તકાલયને સમૃદ્ધ કરવામાં વાપરી શકે.

૫

પહેલી નજરે તો કેટલાકને સખેદાશ્ચર્ય ઉપજાવે તેવા આંકડા મિ. બૉસ્ટવિકે પોતાના ગ્રન્થના પુસ્તકપસંદગી વિશેના પ્રકરણમાં એક સ્થળે આપ્યા છે. ૧૯૧૩ની સાલ વિશે લખતાં તેઓ નોંધે છે કે એ વર્ષમાં અમેરિકન પુસ્તકાલયોનો કુલ ખર્ચ આશરે દોઢ કરોડ ડૉલર હતો, જેમાંના ભાગ્યે જ ત્રીસ લાખ ડૉલર પુસ્તકો ખરીદવામાં વપરાયા હશે. આનો અર્થ એ કે કુલ ખર્ચનો માત્ર એક પંચમાંશ ભાગ પુસ્તકોમાં વપરાય છે, જ્યારે ચાર પંચમાંશ બીજાં ખાતાંઓ ખાઇ જાય છે. જેઓએ પુસ્તકાલયની અર્વાચીન પદ્ધતિ વિશે સંગીન માહિતી મેળવી નથી તેમને આ આંકડા ખેદ અને આશ્ચર્ય કદાચ ઉપજાવશે. તેઓ તીક્ષ્ણતાથી કદાચ એમ પૂછે કે પુસ્તકાલય તો પુસ્તકો માટે જ છે ને? તો પછી ખર્ચના વીસ જ ટકા તમે લોકો તે ખાતે ઉધારો એ તે કયાંનો ન્યાય? આ સવાલ પહેલી નજરે ઘણો કુદરતી અને વાજબી લાગે છે પણ વસ્તુસ્થિતિથી જેઓ વાકેફ છે તેઓને તે જો અસ્થાને નહિ તો ગંભીર અજ્ઞાનભરેલો તો જરૂર લાગે છે; કેમ કે પુસ્તકોની ખરીદીમાં મુકાબલે ઓછી રકમ વપરાય છે તે નીચેનાં કારણસર:

સૌથી પહેલું તો એ કે પુસ્તકાલય જે એક સંસ્થા તરીકે ચાલતું હોય છે, તેની ફરજ દર વર્ષે પોતે ખરીદેલાં પુસ્તકોની સાચવણી અને પ્રચારમાં જ આવી રહેતી નથી. સંસ્થા સ્થપાઇ ત્યારથી તે હમણાં સુધી

જે પુસ્તકસંગ્રહ તેને હસ્તક થયા કર્યો હોય છે, તેની સાચવણી અને તેનો પ્રચાર પણ તેણે કરવાનો હોયજ છે. આ હેતુ માટે મકાન, નોકરમંડળ, ફાટેલાં પુસ્તકની ફરી બાંધણી વગેરે ખાતે ખર્ચ કર્યા વિના તેનો છૂટકો નથી. ને આ સર્વમાં જેટલો આવશ્યક ખર્ચ કરવો પડે તેટલો નવી ખરીદીમાં ઓછો જ થાય એ દેખીતું છે. આ હકીકત ધ્યાનમાં લઇને અમેરિકામાં એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે અમુક વર્ષમાં પ્રચાર પામેલા પુસ્તકદીઠ ત્યાં બધો મળીને જે ખર્ચ આવે છે, તે ૩ થી ૧૦ સેંટ હોય છે. બીજો મુદ્દો જે આ બાબતમાં ધ્યાનમાં રાખવાનો તે એ કે જો વાચકો હવાપ્રકાશવાળાં મકાન, કાબેલ કામદારો, પુસ્તકાલય ખુલ્લું રહેવાના વધારે લાંબા કલાક, બાળકો માટે નિરાળી સગવડ: આ બધું ચહાતા હોય તો તેમણે એ દરેકને અંગે જે ખર્ચ કર્યા વિના ચાલે તેમ નથી તે ધ્યાનમાં રાખવું ઘટે. તેઓ તેમ કરે તો નવાં પુસ્તકો પર જે પ્રમાણમાં ઓછો ખર્ચ થાય છે તે વિશે તેમને ફરિયાદનું કારણ ન રહે.

૬

ઠીક ઘસાયલું, બહુ ફાટેલું કે ખોવાયલું પુસ્તક નવું વસાવવાનો તથા અમુક પુસ્તકની એકથી વધુ, અને કેટલી વધુ, નકલો રાખવી: આ પ્રશ્નો પણ ટુંકી છતાં સ્પષ્ટ ચર્ચા માગી લે તેવા છે.

કેટલાંક જરૂરી પુસ્તકો તદ્દનજ ઘસાઇ કે ફાટી ગયાં હોય, ફરીથી બંધાવીજ ન શકાય તેવી હાલતમાં હોય, તો તેની નવી નકલ વસાવવી જોઇએ. આવું પુસ્તક જો કોઇ સંમાન્ય શિષ્ટ ગ્રંથકારનું હોય તો તો તેવી નકલ અવશ્ય લેવી જોઇએ. બીજી બાજુ, ગ્રંથપાલે એ સમજવાનું કે એ પુસ્તક જો તેવા ગ્રંથકારનું ન હોય, તેને માટે હવે છૂત જેવી માગણી વાચકો તરફથી થતી ન હોય, અથવા તો તે કોઈ એવી વાર્તાનું પુસ્તક હોય કે જેની સામું પણ જોવાની દરકાર આ જમાનામાં કોઇ ન કરે, તો પછી, તે પુસ્તક એક વખતે પુસ્તકાલયમાં હતું ને હવે ફાટયું કે ખોવાયું માટે નવું લેવુંજ જોઈએ, એવો આગ્રહ ધરવાની પણ કશી જરૂર નથી. જો માગણી હોય અને પુસ્તક કાલાતીત થઇ ગયું ન હોય, તોજ તેની પર નવો ખર્ચ કરવો.

અમુક પુસ્તકની બે અથવા વધુ નકલોનો પ્રશ્ન ઉપલા પ્રશ્ન જેટલો સહેલો નહિ પણ કંઈક અટપટો છે. જો લેખક ઘણો લોકપ્રિય હોય

પુસ્તકોની તો સંખ્યાબંધ નકલો અમેરિકામાં શાખાપુસ્તકાલય માટે અને આપણે ત્યાં મધ્યવર્તી સાર્વજનિક કે ફરતાં પુસ્નકાલયો માટે રાખવાની હોય છે. બીજું, ત્યાં સ્કોટડિકન્સ જેવા લેખકોનાં અને આપણે ત્યાં પ્રેમાનંદ, ગોવર્ધનરામ કે 'કાન્ત' જેવા લેખકોનાં પુસ્તકો પાઠ્યપુસ્તકો તરીકે ચાલતાં હોવાથી, એવાં પુસ્તકોની માગણી વિદ્યાર્થી વાચકો તરફથી ઘણી આવવાની અને તે કારણે તેવા દરેક લેખકના તેવા પુસ્તકની બને તેટલી વધુ જ નકલો પુસ્તકાલયે વસાવવી ઘટે. વળી આ વર્ગનાં પુસ્તકો તો એવાં છે કે વિદ્યાર્થી ઉપરાંત સામાન્ય વાચક પણ 'રીઝર્વ લિસ્ટ' દ્વારા તેની માગણી વારંવાર કરતો જણાય છે. આ કારણે પણ કોઇ પણ સારૂં પુસ્તકાલય આ પુસ્તકોની એકાદબે નકલથીજ ન ચલાવી શકે. નકલોની સંખ્યા તો, અલબત્ત, દરેક સ્થળની સ્થાનિક જરૂરત તેમજ ખર્ચની જોગવાઇને લક્ષમાં રાખીને નક્કી કરવી જોઇએ. તે વિશે કોઇ અચળ નિયમ સ્થાપી નજ શકાય.

૭

પુસ્તકપસંદગીના ધોરણ તથા સર્વસામાન્ય નિયમોના આટલા નિરૂપણ પછી આ વિષયમાં છેલ્લું કહેવાનુ રહે છે તે, એ પસંદગીના વિધિની વિગતો સંબંધી.

ગ્રંથપાલે સૌથી પહેલાં તો, વધુમાં વધુ સાધનોને આધારે ખરીદવાનાં પુસ્તકોની એક પ્રાથમિક વિસ્તૃત યાદી, ઉપલા સિદ્ધાંતોને ધ્યાનમાં રાખીને, કરવી જોઇએ. આ યાદીની પર તેણે પોતે પહેલાં તો પુસ્તકાલયની જરૂરતો તથા નાણાંસવડની દૃષ્ટિએ બારીકીભરી નજર ફેરવી જવાની. પછી તે પુસ્તકોની વરદી આપનાર ખાતા—ઑર્ડર ડીપાર્ટમેંટ—સાથે મસલત કરે, કેમકે ફાજલ નાણાં વિશેની ખરી ખબર તો એ ખાતાને હોય છે તેટલી બીજા કોઇને હોતી નથી. વાત આટલે સુધી આવ્યા બાદ ગ્રંથપાલે મધ્યવર્તી તેમજ બીજાં પુસ્તકાલયો માટે વિષયવાર અને દરેક માટે સંખ્યાવાર આખરી યાદી તૈયાર કરવી. તે યાદી, પોતાના પુસ્તકાલયનો જેવો રિવાજ હોય તે પ્રમાણે કાં તો માત્ર વિધિપૂરતી ('ફોર્મલ') સંમતિ માટે યા તો આખરી પસંદગી માટે, પુસ્તકાલયની પુસ્તકસમિતિ સમક્ષ રજુ કરવી. કેટલેક સ્થળે એવું હોય છે કે સમિતિની મંજુરી પણ યાદીને આધારે નથી મળતી—સભ્યો પુસ્તક પ્રત્યક્ષ જોવા ઇચ્છતા હોય છે. તેમની આ ઇચ્છા

બની શકે ત્યારે ખરુ આણવામાં દેખીતા લાભ છે. એટલું જ નહિ પણ ગ્રંથપાલ પોતે પણ જો પુસ્તક ખરીદ્યા પહેલાં તેનાં રૂપરંગ, ટકાઉપણું, સારા કાગળ અને ચોખ્ખા અક્ષર: આ વગેરે બાબતોનો પાકો નિર્ણય કરવા માટે તેને પહેલેથી તપાસવાની તક લઈ શકે તો તેણે તે જરૂર જ લેવી જોઇએ.

પુસ્તકને ઉપલક નજરે જોયા ઉપરાંત, કોઇકોઇ સમિતિ સભ્યો તે નિવૃત્તિથી જોવાવાંચવાનો અથવા તો એ કામ માટે પુસ્તકાલયે નીમેલા સ્વયંસેવી ગૃહસ્થો પાસે તે વંચાવવાનો આગ્રહ પણ રાખે છે. જ્યાં આ પ્રથા હોય ત્યાં ગ્રંથપાલે પ્રકાશકો પાસેથી પુસ્તકો બજગંડ મેળવવાની તજવીજ રાખવી જોઇએ. આ રીતે પુસ્તક વાંચ્યા પછી સમિતિના ગૃહસ્થોએ તે વિશે જે વિગતવાર અભિપ્રાય આપવાનો, તેના મુદ્દાવાળાં છાપેલાં પત્રકો પણ અમેરિકાનાં પુસ્તકાલયોમાં રાખવામાં આવે છે.

પુસ્તકોની પસંદગી વર્ષના આરંભમાં એકદમ થઈ જાય ને બધાં નાણાં એ રીતે ખર્ચાઇ જાય, તેના કરતાં પસંદગી દર મહિને બહાર પડતાં પુસ્તકોને આધારે થાય તો તેમાં વાચકોની તાજા સાહિત્ય માટેની માગણી વધુ સંતોષી શકાય છે.

જ્યાં શાખાપુસ્તકાલયો કે બીજા પ્રકારનાં સ્થાનિક પુસ્તકાલયો હોય તેના ગ્રંથપાલોની મદદ જો પસંદગી વેળા લેવામાં આવે તો તે પણ તેતે સ્થળના વાચકોને સંતોષવાનો એક વધુ માર્ગ છે.

૮

આ પ્રકરણના હમણાં સુધીના સાત વિભાગોમાં જે કૈં પુસ્તકપસંદગી માટે કહેવામાં આવ્યું છે તેમાંનું જેજે આપણે ત્યાંના સ્થિતિ અને સંજોગોને અનુકૂળ હોય તે સઘળું વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યમાં સ્વીકારવામાં આવ્યું જ છે. તે ઉપરાંતની આ પ્રવૃત્તિને અંગેની જે પદ્ધતિ રાજ્યનાં પુસ્તકાલયોમાં ચાલુ છે તેની મુખ્ય વિગતો હવે આપીશું.

રાજ્યના દરેક પુસ્તકાલયની બાબતમાં જે સૌથી પહેલો અને સોનેરી નિયમ માન્ય રાખવામાં આવ્યો હોય છે તે એ કે કોઇ પણ પુસ્તકાલયમાં કોઈ પણ પુસ્તક એકાદ વ્યક્તિ કે નાના વર્ગના જ ઉપયોગ માટે નથી મંગાવાતું. પુસ્તકાલયની સાર્વજનિકતા હમેશાં જ દષ્ટિસમીપ રાખેલી હોવાથી જેમ વાચક વર્ગનો વિકાસ તેમ તેઓના મોટામાં મોટા ભાગની જરૂર-

ખ્યાલ હમેશાં પહેલો રાખવામાં આવે છે. આ કારણેજ, કોઇ પણ સ્થળની વ્યવસ્થાપક સમિતિના સભ્યો માત્ર પોતાને કે પોતાના એક કે બે લાગતાવળગતાઓને જ કામના એવાં ભારે કિંમતનાં પુસ્તકો ન મગાવે તે માટેની સાવચેતી રખાની હોય છે.

સેંટ્રલ લાઇબ્રેરી માટે પુસ્તકસમિતિ છે એવો ઉલ્લેખ ઉપર આવી ગયો જ છે. એ સમિતિમા નીચેના હોદ્દાના ગૃહસ્થો સભ્ય તરીકે કાર્ય કરતા હોય છે: અંગ્રેજી પુસ્તકો માટે, રાજ્યના વિદ્યાધિકારી અને ક્યુરેટર ઑફ્ લાઇબ્રેરીઝ, ગુજરાતી માટે ઍસિસ્ટંટ ક્યુરેટર ઑફ્ લાઇબ્રેરીઝ, પ્રાંત વિદ્યાધિકારી અને વડોદરાકૉલેજના ગુજરાતીના અધ્યાપક, મરાઠી માટે, રાજ્યના રેકૉર્ડ-કીપર, હિંદી માટે, વિદ્યાધિકારીખાતાના એક નિરીક્ષક અને પુરુષોની શિક્ષણાનુભવશાળાના એક શિક્ષક.[1]

આ પુસ્તકસમિતિ સામાન્ય રીતે દર ત્રણ મહિને એક વાર મળે છે. તે વખતે ક્યુરેટર તથા બીજા દરેક સભ્યે જે યાદી કરી હોય છે તે તથા વાચકોની સૂચનાઓવાળી યાદીઓ વિચારવામા આવે છે તથા તેમાંનાં ક્યાં પુસ્તકો ખરીદવા તેનો નિર્ણય બહુમતીથી કરવામા આવે છે. નિર્ણય કરવામાં આવે છે તે આ એક મુખ્ય સિદ્ધાંત ધ્યાનમાં રાખીને જ, કે જ્ઞાનની દરેક શાખાના પુસ્તકોની પસંદગી વાજબી પ્રમાણમાંજ થાય ને કોઇ પણ શાખાને બિનજરૂરી કે અણઘટતું મહત્ત્વ ન અપાય. ગુજરાતી પુસ્તકો માટે એવો નિયમ પણ છે કે તેનું દરેક અગત્યનું પ્રકાશન તેના અધ્યયનવિભાગમાં હોવુંજ જોઇએ.

પુસ્તકપસંદગીની બાબતમા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે એવો નિયમ છે કે દરેક પુસ્તકાલય પોતાને જોઈતાં પુસ્તકોની યાદી મધ્યવર્તી પુસ્તકાલયખાતાને મોકલે. એ યાદી તપાસતી વેળા ખાતાના અધિકારીઓને તેમાંથી કોઇ પણ પુસ્તક રદ કરવા જેવું લાગે તો તેઓ તેમ કરી શકે છે. ઉપરાંત, વર્ષ દરમિયાન સારા શિષ્ટ લેખકોનાં નવાં બહાર પડયાં હોય તે પુસ્તકો અથવા અધ્યયનવિભાગ માટે જેની જરૂર લાગે તેવાં પુસ્તકો ખાતું એ યાદીમા નવા ઉમેરી શકે છે. આ કાર્ય માટે વડોદરારાજ્ય-

*

૧. હોદ્દેદારોની આ યાદી ૧૯૨૮મા પ્રગટ થએલા 'બરોડા ઍંડ ઇટસ લાઇબ્રેરીઝ'માંથી લીધી છે. સભ્યોની ફેરફારી સંજોગાનુસાર કરવામાં આવે છે.

પુસ્તકાલયપરિષદમંડળે નીમેલી એક ખાસ સમિતિની મદદ લેવાય તેવી યોજના થઈ છે તપાસ બાદ જેજે યાદી જેજે પુસ્તકાલય માટે મંજુર થઇ હોય તે યાદી પ્રમાણેનાં પુસ્તકો તે દરેક પુસ્તકાલયને પૂરાં પાડવાની સૂચના ખાતું વડોદરાના 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ'ને આપે છે. આ મંડળ સહકારી ધોરણે પુસ્તકાલયોને પુસ્તકો સામયિકો વગેરે પૂરાં પાડવા જ ઊભું કરવામાં આવ્યું છે. તેના અસ્તિત્વથી રાજ્યનાં પુસ્તકાલયોને ખર્ચની દૃષ્ટિએ ઘણો ફાયદો થયો છે કેમ કે તેની મદદને લીધે પુસ્તકાલયના કાર્યકરોને છેતરાવાનો ભય રહેતો નથી, તેમ જ તેમને વળતરમાં પણ પહેલાં કરતાં વધારે લાભ થાય છે.



# પ્રકરણ ૧૪મું

## પુસ્તકોની ખરીદી

પુસ્તકાલયમાં અમુક મહિને મંગાવવાનાં પુસ્તકોની પાકી યાદી ગયા પ્રકરણમાં વર્ણવેલી રીતે એક વાર તૈયાર થઇ જાય, ત્યારથી માંડીને તે પુસ્તકો પુસ્તકાલયમાં આવે તથા કબાટ કે અભરાઇમાં ગોઠવવા માટે જેતે વિભાગના કાર્યકરોને સોંપાય, ત્યાં સુધીની જેજે નાની મોટી વિધિ છે તે પુસ્તકખરીદી માટેની વિધિ ગણાય છે. આ વિધિના બે મુખ્ય ભાગ કુદરતી રીતેજ પડી જાય છેઃ વરદી મોકલાય ત્યારનું કામકાજ તથા પુસ્તક આવ્યા પછીનું. આ દરેક ભાગનું વિવેચન ક્રમવાર કરીશું.

વરદીના સંબંધમાં જે બે મુખ્ય વાત લક્ષમાં રહેવી જોઇએ તે આ પ્રમાણેઃ ગ્રંથપાલ તથા તેના મદદનીશોએ મળીને દરેક પુસ્તક તથા કર્તાના નામવાળુ તેમજ અંદાજી કિંમત સહિતનું એક પત્રક આખી યાદી માટે તૈયાર કરવું તથા તે પત્રકની બે નકલ બનાવવી; અને બીજું એ કે પત્રકની એક નકલ બુકસેલરને મોકલવી તથા બીજી પોતાની પાસે ફાઇલમાં રાખવી. કિંમતના અંદાજ પહેલેથી કાઢવાની જરૂર હોય છે તે એટલા માટે કે પુસ્તક હાથમાં આવે તે પહેલાં વચ્ચે જે કેટલોક સમય નીકળી જવાનો, તે દરમિયાન પુસ્તકાલયના કાર્યકરોએ જાણવું જોઇએ કે પોતે કયા ફંડમાંથી કેટલો ખર્ચ કરવાનો માથે લીધો છે, દર મહિને કેટલી રકમનાં પુસ્તકો મંગાવાય છે, વગેરે.

ઉપર જે વરદીપત્રક કહ્યું તે કાં તો એક ચોપડીમાં કરવું, નહિ તો પુસ્તકવાર પત્તા કે કાપલીઓનું તે બનાવવું ને આ પત્તા કે કાપલીઓને વિષયવાર ગોઠવવા દરેક પત્તા પર કે કાપલી પર આટલા મથાળા છાપેલા હોય પુસ્તક, તેનો કર્તા અને પ્રકાશકનું નામ જે બુકસેલરને વરદી આપી હોય તેનું નામઠામ, કિંમત, વરદી મોકલ્યાની તથા તેનો અમલ થઇને પુસ્તક પુસ્તકાલયમાં આવ્યાની તારીખ તેને કબાટમાં મૂકવા તૈયાર કરીને આપ્યાની તારીખ પુસ્તકની ભલામણ જો કોઇએ કરી હોય તો તે કરનારનું નામ, શેરો, પુસ્તકસમિતિનો સંમતિદર્શક સિક્કો આમાંના જે જે અમલ વરદી આપ્યા પહેલાં ભરી શકાય તેમ હોય (ને ઘણાખરા તેમ ભરાશે) તે પહેલાં ભરવા અને બાકીના પુસ્તક આવી ગયે ભરવા

વરદીપત્રક તૈયાર થઇને વરદીખાતામાં આવે છે એટલે તેની નકલ કરવા વગેરેનો તથા વરદી બુકસેલરને મોકલવાનો વિધિ થાય છે

અપાયલી વરદી પ્રમાણેના પુસ્તકો પુસ્તકાલયમાં આવી પહોંચે એટલે તેને અંગે વરદીખાતાએ જે વિશેષ કામકાજ કરવાનું તે આ પ્રમાણે પત્રકની જે નકલ રાખવામાં આવી હોય, તેની વિગતોની સાથે પુસ્તકો સાથે જે ભરતીઉં (બિલ) આવ્યું હોય તેમાંની દરેક વિગત પુસ્તકવાર મેળવી જોવી અને તે બરાબર છે કે કેમ તેની ખાતરી કરી લેવી તે વખતે પુસ્તક પર જ, પુસ્તક કબાટમાં ગોઠવવા સંબંધી જરૂરી હકીકતોમાંની જે આ તબક્કે જણાયલી હોય છે તે—એટલે કે પ્રકાશક કે બુકસેલરનું નામ તથા કિંમત —દરેક પુસ્તક પર જ મુખપૃષ્ઠની પાછળ તુર્ત પેન્સિલથી ટપકાવી લેવી પત્રક અને ભરતીઆની સરખામણી થાય ત્યારે આગની અંદાજી કિંમત તથા ખરી, ભરેલી કિંમત એ બે કિંમતો વચ્ચે જે તફાવત કેટલીક વાર માલુમ પડે છે, તે અંદાજ વખતે નિશ્ચિતપણે જે બાબતો—વળતર કે નૂરની રકમ જેવી બાબતો—કહી શકાય તેવી નથી હોતી તે બાબતો પાછળથી નિશ્ચિત રૂપમાં જણાવાને લીધે પડતો હોય છે

આટલા વિધિ બાદ પુસ્તક વર્ગીકરણ—કે જેની વિગતો આવતા પ્રકરણમાં આપી છે, તે—માટે તેના ખાતામાં મોકલવામાં આવે છે

૨

પુસ્તકોની ખરીદી કરતાં જે અમુક બાબતો વિશે ખાસ કાળજી કે સાવચેતી રાખવાની હોય છે તેનો વિચાર હવે કરીએ

કોઇ પણ ગ્રંથપાલે પોતાના પુસ્તકાલયને માટે બનતાં સુધી ઘસાઈપીસાઇ ગએલી જૂની ચોપડીઓ લેવી નહિ. નવી પ્રત તેવી ચોપડીની જો ન જ મળે ને ચાલી શકે તેવી જૂની લેવી પડે, તો પછી એમ કરવું કે તેવી ચોપડીને સારી રીતે પાકું મજબૂત પુંઠું બંધાવી લેવું એટલે તે લાંબી મુદત સુધી ટકે.

બીજું એ કે પુસ્તક ખરીદ કરાવવા માટે તેના જે વેચનાર કે આડતિયા ગ્રંથપાલ પાસે વારંવાર આવતા હોય છે, તેમની મીઠીમીઠી મોહક વાતોથી કદી પણ તેણે ભોળવાવું જોઇએ નહિ. તેવા માણસોથી વા તેમની લલચાવનારી જાહેરખબરોથી દોરવાઇને તેણે શબ્દકોશો કે વિશ્વકોશો જેવા ભારે કિંમતના ગ્રંથો ખરીદવા સંબંધી અગાઉથી બંધાઇ જવું એ પણ બિલકુલ સલાહ-ભરેલું નથી. વળી, વેચનાર જો આપણે માગેલી અમુક ચોપડી વિશે એમ કહે કે તે મળતી નથી, બજારમાં જ નથી, તો તે વિષયમાં તેના બોલને આખરી નિર્ણય ગણી લેવો નહિ, કેમ કે ઘણી વાર તે પોતે જ આવી બાબતમાં પાકી તપાસ કર્યા વિના જવાબ દઇ દેતો હોય છે.

પુસ્તક ખરીદ કર્યા પહેલાં તેનાં આટલાં અંગ ખાસ સારાં હોવાની ખાતરી ગ્રંથપાલે કરી લેવી: મજબુત કાગળ; મધ્યમ કદના સાફ અક્ષર; અને ચોપડી છૂટથી વપરાયા છતાં ઢીલી ન પડે તેવી બાંધણી. કોઇ વાર આ ત્રણે અંગ એક સાથે સારાં હોતાં નથી. પણ સારા કાગળ અને સ્પષ્ટ અક્ષર માટે તો આગ્રહ રાખવો જ જોઇએ; બાંધણી તો પુસ્તકાલય પોતાની જરૂર અને ગુંજાશ પ્રમાણેની કરાવી લઇ શકે છે.

આ પદ્ધતિ અનુસાર પુસ્તકો ખરીદનાર પુસ્તકાલય સારાં પુસ્તકો કિફાયત ભાવે અને ઓછામાં ઓછા વિલંબે ખરીદી શકશે.

ગુજરાતનાં અને ખાસ કરીને વડોદરારાજ્યનાં પુસ્તકાલયોને તો ઉપર જણાવેલી અનુકૂળતાઓમાંની ઘણીખરી પુસ્તકાલય સ. સ. મંડળ માર્ફત મળે છે. મંડળ વિશેની વિગતો સત્તાવીશમા પ્રકરણમાં આપવામાં આવી છે.

# પ્રકરણ ૧૫મું

## વર્ગીકરણ

"પુસ્તકોનું વર્ગીકરણ એટલે પુસ્તકસંગ્રહમાં સમાયલા જ્ઞાનની સુવ્યવસ્થિત રચના. સંગ્રહની માત્ર રચના કરવાની હોય તે તો તેને કે તેના કોઈ વિભાગને કદવાર, કર્તાવાર કે વિષય પ્રમાણે મૂળાક્ષરને અનુક્રમે ગોઠવીને કરી શકાય. પરંતુ પુસ્તકાલયની એવી રચના તે વર્ગીકરણ નથી—સિવાય કે, તર્કશાસ્ત્રના સર્વમાન્ય સિદ્ધાંતોને અનુસરીને સંગ્રહમાંનાં પુસ્તકોને સંપૂર્ણપણે વ્યવસ્થિત ક્રમમાં ગોઠવવામાં આવ્યાં હોય."[1]

આવા શાસ્ત્રીય વર્ગીકરણની વ્યાખ્યા આપવી હોય તો મિ. સી. એ. કટરના શબ્દોમાં એમ કહી શકાય કે "કોઈ પણ જાતનું વર્ગીકરણ એટલે સમાન વસ્તુઓનું એકીકરણ; અને પુસ્તકોનું વર્ગીકરણ એટલે એક જ વિષય પર અથવા તો સમાન વિષયો પર લખાયલાં પુસ્તકોનો સંચય." વર્ગીકરણના બીજા બેત્રણ શાસ્ત્રીઓએ સારા વર્ગીકરણનું જે સ્વરૂપ અને તેનાં જે લક્ષણો સૂચવેલાં છે, તેને આધારે આપણે એમ કહી શકીએ કે વર્ગીકરણની પદ્ધતિ સર્વસંગ્રાહક અને સ્થિતિસ્થાપક હોવી જોઈએ; તેમાં જેમ ભૂતકાળના અને વર્તમાનના જ્ઞાનનાં પુસ્તકોને માટે સ્થાન હોવું જોઈએ,

---

૧. આર્થર હૉક્સ: 'પ્રાઇમર ઑફ લાઇબ્રેરિયનશિપ'; પૃ. ૩૪.

તેમજ, હવે પછી જગતના જ્ઞાનવૃક્ષને નવીનવી શાખાઓ ફૂટવાની છે, તેનો સમાસ પોતામાં કરી લેવાની શક્તિ પણ હોવી જોઈએ. વર્ગીકરણની આદર્શરૂપ પદ્ધતિ તેને કહી શકાય જેમાં સૌથી વધુ સંબંધ ધરાવતા વિષયોનાં પુસ્તકો એકબીજાની અને તેટલાં વધુમાં વધુ નજીક મુકાયલાં હોય. આ પ્રકારની ગોઠવણ યંત્ર જેવી સરળતાથી કામ આપતી હોવાથી પુસ્તકો વાપરનારનો ઘણો સમય તે બચાવે છે. અમુક પુસ્તકાલયમાંનાં પુસ્તકોનું વર્ગીકરણ ઉત્તમ છે કે નહિ તેનો નિર્ણય, આ સવાલોના સંતોષકારક જવાબો તેના વાપરનારને મળે કે ન મળે, તેની પરથી કરી શકાય: (૧) બને ત્યાં સુધી, પરસ્પર સબંધવાળા વિષયોના કુદરતી ક્રમને તે અનુસરે છે કે નહિ; (૨) વર્ગો પૂરેપૂરી ઝીણવટથી પાડવામાં આવ્યા છે કે નહિ; (૩) વર્ગોના પેટાવર્ગો જરૂર પ્રમાણે પાડવાની, અને તે વધુમાં વધુ સંખ્યામાં પાડવાની મવળતા તેમાં છે કે નહિ; અને, (૪) તેની વિસ્તૃત, વિગતવાર અનુક્રમણી તૈયાર છે કે નહિ. વર્ગીકરણની જે પદ્ધતિનાં આ ચારે અંગો સબળ હોય તેને આપણે આદર્શરૂપ પદ્ધતિ કહી શકીએ.

## ૨

વર્ગીકરણની જુદી જુદી પદ્ધતિઓનો પરિચય વાચકને કરાવ્યા પહેલાં, વર્ગીકરણ વિશે ઉપર જે સર્વસામાન્ય દૃષ્ટિએ કહ્યું છે, તેની પૂર્તિરૂપે થોડી વિગતો અહીં વર્ગીકરણની અગત્ય અને ઉપયોગિતા સંબંધી આપવી યોગ્ય લાગે છે.

પુસ્તકાલયમાં પુસ્તકોનું વર્ગીકરણ કરેલું હોય છે તે હકીકત તરીકે તો ગ્રંથપાલ અને ગ્રાહક—પુસ્તકવાચક—બંનેના ખપમાં આવતું હોય છે; પણ તે મુખ્યત્વે તો ગ્રાહકની સગવડ માટે હોય છે—જેમ, આખી અર્વાચીન પુસ્તકાલયની યોજના જ તેના લાભ માટે છે તેમ. અથવા એમ કહી શકાય કે ગ્રંથપાલ ગ્રાહકને સારી રીતે મદદ કરી શકે તેટલાપૂરતો જ ગ્રંથપાલને વર્ગીકરણનો ઉપયોગ હોય છે. વર્ગીકરણ એટલે, આપણે ઉપર જોયું તેમ, અમુક પદ્ધતિથી પુસ્તકોનાં નામની ગોઠવણી. એ ગોઠવણીમાં પુસ્તકો પર અમુક સ્વીકારાયલી યોજના પ્રમાણે નંબર વગેરે લખવાનો તથા તે ક્રમમાં તેને કબાટમાં કે અભરાઇ પર ગોઠવવાનો સમાવેશ પણ થાય છે. એ યોજના અને ક્રમ મુજબ ગ્રંથોની ગ્રંથયાદી ઉર્ફે વર્ગીકૃત નામાવલી બનાવવામાં આવે છે. એ યાદી પહેલાં મોટા ચોપડામાં રાખવામાં આવતી, પણ હવે

તો પત્તાંમાં રાખવાનો નિયમ હોય છે. કેટલીક વાર એવું પણ બને છે કે એક પુસ્તક બે વર્ગમાં પડતું હોવાથી, તે અમુક વર્ગની યાદીમાં હોય, પણ, તેજ વર્ગમાં તેને સ્થાને કબાટમાં અભરાઇ પર ન હોય. આમ થવાનું કારણ સ્પષ્ટ છે: એક પુસ્તક એક સાથે બે સ્થળે હોઇ શકે નહિ.

પળવાર એમ કલ્પી લઇએ કે અમુક પુસ્તકાલયમાં પુસ્તકોના વર્ગીકરણ જેવું કૈં નથી, અને પુસ્તકો જેમજેમ આવતાં જાય તેમ જ તેના આગમ-ક્રમમાં એટલે 'એક્સેશન ઓર્ડર'માં મુકાય છે. આ સ્થિતિનું પરિણામ અગવડ કરનારૂં ન થાય, જો પુસ્તકાલય નાનું જ હોય તો. પણ મોટા પુસ્તકાલયમાં એવી રીત ન ચાલે. તેમાં તો વર્ગીકરણ વિના ગ્રાહક અને ગ્રંથપાલ, બેઉને ભારે અગવડ પડે. મોટા પુસ્તકાલયમાં માત્ર આગમક્રમ નકામો થઇ પડે છે કે કેમ કે રીતસરનું વર્ગીકરણ ત્યાં હોય તો જ ગ્રાહકોને અમુક વર્ગનું જે અમુક પુસ્તક જોઇતું હોય તે તેને નિશ્ચિત સ્થળે ઓછામાં ઓછા શ્રમના અને સમયના વ્યયથી મળી શકે છે. કદાચ એ સ્થળે પુસ્તક ન મળે તો ગ્રાહક લાગલો જ બીજા વર્ગમાં—જે વર્ગમાં તેનો સંભવ હોય તેમાં—પોતાને જોઇતા પુસ્તક માટે તપાસ કરી શકે છે. ત્યાંથી પણ તેણે જે પરિણામ પામવાનું હોય તે તુર્ત અને થોડી જ મહેનતે તે પામે છે. આમ બધા પ્રકારની સગવડ મળે માટે મોટા પુસ્તકાલયમાં વર્ગીકરણ સર્વાંશે આવશ્યક છે.

જે પુસ્તકાલયોમાં અર્વાચીન પ્રકારની ખુલ્લાં કબાટની નહિ, પણ જૂની બંધ કબાટની પદ્ધતિ હજી ચાલુ છે, ત્યાં પણ સંગ્રહનું વર્ગીકરણ થએલું તો હોવું જોઇએ જ. ફેર એટલો પડે છે કે ખુલ્લાં કબાટવાળા પુસ્તકાલયમાં વર્ગીકરણ ગ્રાહકને વિશેષ ઉપયોગી થાય છે, ત્યારે બંધ કબાટવાળામાં ગ્રંથપાલને; કેમ કે ગ્રાહક પોતાને જોઇતું પુસ્તક ગ્રંથ યાદીમાંથી ચુંટીને તેનું નામ ગ્રંથપાલને આપે, એટલે તે કબાટમાંથી સહેલાઇથી તે ઉપાડીને ગ્રાહકને આપી શકે છે. વળી, અમુક પુસ્તક પુસ્તકાલયમાં છે કે નહિ તે સવાલનો જવાબ ગ્રંથપાલે ગ્રાહકને દેવાનો હોય છે, ત્યારે પણ, એ કામ વર્ગીકૃત સંગ્રહમાં જ વધારે સહેલું છે. એ વખતે ગ્રંથયાદી પણ પૂરતી મદદગાર નથી નીવડતી. એ યાદી જે માહિતી આપી શકે તે એટલી જ કે માગેલું પુસ્તક પુસ્તકાલયે કદી પણ વસાવ્યું છે કે નહિ; બાકી, એ વસાવેલ હોય છતાં વંચાવા અથવા તો બંધાવા ગયું હોય તો તે વાતનો

નિર્ણય ગ્રંથપાલ તો જ તુર્ત કરી શકે અને સરળતાથી કરી શકે, જો તેનો સંગ્રહ વર્ગીકૃત હોય.

આટલા વિવેચન પરથી સમજાશે કે વર્ગીકરણ ખુલ્લાં કબાટના ગ્રાહકોને સીધી રીતે તથા બંધવાળાને આડકતરી રીતે ઉપયોગી છે. તેમાંયે, ખુલ્લાં કબાટવાળું જે પુસ્તકાલય હોય, તેનો છૂટકો તો પદ્ધતિસરનું વર્ગીકરણ કર્યે જ થાય છે એમ કહી શકાય. ઉપરાંત, કબાટનો પ્રકાર ગમે તે હોય તોપણ, ગ્રંથયાદી દ્વારા વર્ગીકરણની ઉપયોગિતા પણ છે જ.

૩

વર્ગીકરણ પુસ્તકાલય વાપરનારાઓની સગવડ માટે, તેને માટેનાં ત્રણ-ચાર ધોરણોમાંના કોઈ પણ એક ધોરણે થઈ શકે છે. એ ધોરણો તથા તે દરેકના વહેવારૂ ઉપયોગનો થોડો વિચાર કરીએ.

ગ્રાહકની દૃષ્ટિએ, અભરાઈ પરનું સૌથી વધુ જરૂરી વર્ગીકરણ તે વિષયવાર વર્ગીકરણ છે. તેમનામાંના કોઈને કર્તાવાર વર્ગ જોઈતો હોય તો તે પછી ગ્રંથયાદી પરથી મેળવી શકાય છે. વિષયવાર ગોઠવણીમાં ( ખાસ કરીને સાહિત્ય જેવા વિષયમાં ) પેટાવર્ગો જરૂરી હોય છેઃ જેમ કે, કાવ્ય, નાટક, નવલકથા. જે પુસ્તકાલય કોઈ ખાસ વિષયને લગતાં પુસ્તકોનું હોય છે તે પોતાના વાપરનારાઓની જરૂર પ્રમાણે સાલવાર અથવા તો પ્રકાશનના વર્ષવાર પોતાનાં પુસ્તકોનું વર્ગીકરણ કરે છે. કોઈ સંસ્થા કે કલબ પોતાના સભ્યોએ લખેલાં પુસ્તકોને પોતાના પુસ્તકાલયમાં સભ્યવાર પણ ગોઠવે છે. સાર્વજનિક પુસ્તકાલયોમાં સામાન્ય રીતે તો વિષયવાર વર્ગીકરણ હોય છે. અને યાદીમાં કર્તાવાર પણ. પરંતુ કોઈ વાર તેણે આ બંને પ્રકારનાં વર્ગીકરણને ઉવેખીને માત્ર કદવાર ગોઠવણી જ કરવી પડે છે. બહુ મોટાં પુસ્તકો એક તરફ ગોઠવાય, અને નાનાં કે મધ્યમ કદનાં બીજી તરફ, એ પ્રમાણે ત્યાં કરવામાં આવે છે. આમ કરવાનું કારણ એ છે કે પૉકેટ એડિશન જેવી નાની ચોપડીઓ જો મોટીની ભેગી જ રાખવામાં આવે, તો નાની ચોરાઈ જવા છતાં ખબર ન પડવાનું જોખમ રહેલું હોય છે. કદવાર વર્ગીકરણ પ્રમાણેની ગોઠવણી હોય તો દેખરેખ રાખવાની સુગમતા વધારે હોઈને, ચોરીનું જોખમ ઓછામાં ઓછું રહે છે.

પુસ્તકોનું વર્ગીકરણ એક વાર થઈ ગયા પછી, વર્ગીકરણની જે પદ્ધતિ પુસ્તકાલયને માટે સ્વીકારવામાં આવી હોય, તે પ્રમાણેના અક્ષર અને અંક

પુસ્તક પર લખવામાં આવે છે. આ અંકનનો ('નોટેશન'નો) ઉપયોગ ખરામાં ખરો જે હોય છે તે તો ગ્રંથપાલનેજ. ગ્રાહકો માટે તો પૂરી વિગતોવાળી ગ્રંથયાદી અને કબાટો પરનાં વિભાગવાર નામ તથા નંબર બસ થાય છે.

કોઇ પણ પુસ્તકાલયનું વર્ગીકરણ અચળ ગણાય તેવાં અકબંધ ખાનાંમાં, જાણે તેને એકજ બીબામાં સદાને માટે ઢાળી રાખ્યું હોય તેવી રીતે, કરવાનું અશક્ય છે. આમ બનવાનાં કારણો છે. ઘણાં પુસ્તકો વિશે એ મુશ્કેલી નડે છે કે તેને અમુક એક કે બીજા વર્ગમાંજ ન મુકાય. એ દરેક વર્ગ સાથે નિકટ સંબંધ ધરાવતા વિષયને લગતું એ હોય, ત્યારે ભેદ કરવાનું કામ ઘણું કઠણ થઇ પડે છે. આવે વખતે બહુ ઝીણા ભેદમાં ન ઊતરવું એ જ વધારે સલાહભરેલું છે, કેમ કે એવું પુસ્તક એવા બેમાંના કોઇ પણ એક વર્ગમાં મુકાય કે બીજામાં, તે સરખુંજ છે. આ કારણને લીધે, કેટલીક વાર એવું પણ બને છે કે વર્ગીકરણની એક ને એકજ પદ્ધતિ સ્વીકારનાર જુદાંજુદાં પુસ્તકાલયોમાં અથવા તો, અમુક પુસ્તકાલયની પોતાનીજ જુદીજુદી શાખાઓમાં પણ ઘણી વાર અમુક એકજ પુસ્તકનો વર્ગ, અને તેથી પછી નંબર પણ, એક બીજાથી જુદો હોય છે. આ બાબતમાં તો અમેરિકા પણ એકધારૂંજ ધોરણ અથવા તો સ્વીકારાયલા ધોરણનો મોટા પાયા પર એકજ સરખો ઉપયોગ અમલમાં આણી શક્યું નથી ત્યાં આ બને વસ્તુઓ—એટલે કે સર્વવ્યાપી એકધારૂં ધોરણ તથા તેનો એકસરખો ઉપયોગ—રાજ્યે અથવા તો દેશની કોંગ્રેસના રાજ્યપુસ્તકાલયે કરાવવાની જરૂર હજી ઊભીજ છે. હાલ તો ત્યાં માત્ર શાખાઓમાં (એકજ શહેરના મુખ્ય સાર્વજનિક પુસ્તકાલયની શાખાઓમાં) એક ધોરણ છે, પણ દરેક પરગણાનાં કે આખા દેશનાં પુસ્તકાલયોમાં તેવું નથી આ સંબંધી જો ત્યાં રાજ્ય તરફથી કાયદો કરવામાં આવે તો તેનો અમલ કરવાની દેશના દરેક ગ્રંથપાલને ફરજ પડે. હમણાં કરવું હોય તો એટલું થઇ શકે તેમ છે કે બધા ગ્રંથપાલો એકત્ર થઇને સ્વેચ્છાથી એકસરખું ધોરણ દેશને માટે દાખલ કરી શકે. પણ મોટાં પુસ્તકાલયોના ગ્રંથપાલોને પોતપોતાનાં ચાલુ કામોમાંથી ફુરસદ એટલી થોડી રહે છે અને આ કામમાં જરૂરી એવી ભારે મહેનત તથા મોટા ખર્ચનો ખ્યાલ તેમને એટલા ભડકાવી દે છે કે તેઓ એકરૂપ વર્ગીકરણના પ્રયાસની જવાબદારી સહેજે માથે ઉઠાવે તેમ લાગતું નથી.

## ૪

વર્ગીકરણ કરવાના પાચ જુદાજુદા સિદ્ધાંતો નીચે પ્રમાણે છે:

૧ તર્કશાસ્ત્રનો (એટલે કે 'લોજિકલ') સિદ્ધાંત આ પ્રકારમા, સમાન વિષયવસ્તુને લગતા પુસ્તકો એકત્ર રખાય છે

૨ ભૌગોલિક સિદ્ધાંત આમા, અમુક રીતે દુનિયાના એકજ ભાગને લગતા ગણાય તેના પુસ્તકો ભેગા રખાયા હોય છે

૩ સાલવાર ગોઠવવાનો સિદ્ધાંત આ સાત લેવાય છે તે વિષયાનુસારી અથવા તો પુસ્તકાનુસારી, એટલે કે ઇતિહાસના અમુક યુગને લગતા પુસ્તકો તેમજ કોઇ પાસેપાસેના સમયે (એકજ સાલમા, એક મહિનામા, એવી રીતે) પ્રગટ થએના પુસ્તકો જોડાજોડ મૂકવામા આવતા હોય છે.

૪ કર્તાના નામ પ્રમાણે મૂળાક્ષરી ક્રમે ગોઠવણી જેમા કરાય તે સિદ્ધાંત

૫ ભાષાનુસાર ગોઠવવાનો સિદ્ધાંત

દેખીતુ છે કે આ પાચમાના કોઇ પણ એક સિદ્ધાંતને જ અમુક પુસ્તકાલયના વર્ગીકરણને માટે પ્રાથમિક અથવા તો પાયારૂપ ગણી શકાય દાખલા તરીકે, તર્કશાસ્ત્ર પ્રમાણેની રચના તથા કક્કાવાર રચના, એ બેઉ એકસાથે અમલમા મૂકી શકાય નહિ, કારણ પહેલી રચના પ્રમાણે બધા જ રસાયનના પુસ્તક ભેગા હોય અને બીજી પ્રમાણે તો તે અન્ય વિષયોના કર્તાવાર નામોની સાથે ભેળવવા પડે તેવીજ રીતે, પુસ્તકોનુ જે પહેલુ, પ્રાથમિક વર્ગીકરણ કરવાનુ, તે તર્કશાસ્ત્ર અને ભાષા, એ બેઉને પાયાલેખે ગણીને કરી શકાય નહિ જો કોઇ વર્ગીકરણકાર એ બન્નેને પાયારૂપ ગણીને આગળ ચાલતા જાય તો પરિણામ એ આવે કે અંગ્રેજી, ફ્રેંચ અને જર્મન ભાષાના ઇતિહાસગ્રથો એકત્ર કરવા પડે, અને તેજ પગે વળી બધાજ વિષયોના ફ્રેંચ પુસ્તક સાથેસાથ ગોઠવવા પડે, કે જે બને તેવુ નથી આથી, વર્ગીકરણનુ કામ શરૂ કરતા પહેલુ તો એ કરવુ જોઇએ કે તેમા સ્વીકારવાનો એક પ્રાથમિક સિદ્ધાંત નક્કી કરવો, તથા તેનો પ્રયોગ થઇ રહ્યા પછી જે લાગુ પાડવાનો, તે દુય્યમ ('સેકંડરી') સિદ્ધાંત પણ નક્કી કરી રાખવો બન્ને સિદ્ધાંતોનો પ્રયોગ સગ્રહ પર થઇ રહે ત્યારે, અનુકૂળતા પ્રમાણે બાકી રહેલા ત્રણમાના કોઇ પણ એક વધુ સિદ્ધાંતને પેટાવર્ગો પાડવા સારૂ અમલમાં મૂકી શકાય છે સિદ્ધાંતોના જે પાચ પ્રકાર કહ્યા છે, તેમાથી પહેલો કયો લાગુ પાડવો અને પછી કયો, તેનો નિર્ણય ગ્રાહકની જરૂરતો

ધ્યાનમાં રાખીને હમેશ કરવો. આ સંબંધમાં સાર્વજનિક પુસ્તકાલયો સંબંધી તો એટલું કહી શકાય કે તેમાં વિષયોના જે વર્ગ તર્કશાસ્ત્રાનુસાર પાડવામાં આવે છે, તેનાવાળી પદ્ધતિજ પ્રાથમિક વર્ગીકરણ માટે સર્વોત્તમ છે. અભ્યાસીઓ માટેનાં વિશિષ્ટ પુસ્તકાલયોનું વર્ગીકરણ કરતાં ઘણી વાર ભૂગોળ કે કાલક્રમને અનુસરવાનું વધારે ઠીક પડે એ સમજાય તેવું છે. પણ કોઇકોઇ અમેરિકન પુસ્તકાલયમાં, તે પ્રદેશની મિશ્ર વસ્તીની સગવડ માટે જર્મન, ફ્રેંચ, રશિયન, એમ ભાષાવાર વર્ગીકરણને પ્રાથમિક ગણવામાં આવે છે.

સાર્વજનિક પુસ્તકાલયો માટે વર્ગીકરણ કરનારે એટલું સમજવું આવશ્યક છે કે ઉપર જે પાંચ પ્રકારના સિદ્ધાંતો રજુ કર્યા છે, તેને રજુઆતના ક્રમમાંજ એક પછી એક વાપરવા એ સામાન્ય રીતે વધારે સરળતાભર્યું નીવડે છે: એટલે કે, પહેલાં વિષયવાર વર્ગીકરણ કરવું; પછી તે સંગ્રહનું તેજ રૂપમાં દેશવાર, યુગવાર, કર્તાવાર, ભાષાવાર વર્ગીકરણ કરવું; અને છેવટ, એકજ કર્તાનાં જુદાંજુદાં પુસ્તકોનું પ્રસિદ્ધિની સાલવાર વર્ગીકરણ કરવું.

૫

કોઇ પણ વર્ગીકરણપદ્ધતિમાં અંકનને ('નોટેશન'ને) મહત્ત્વનું સ્થાન છે. આ અંકન એટલે શું? અંકન એટલે જુદાજુદા વર્ગો અને પેટાવર્ગો સૂચવવા માટે વપરાતી સંક્ષેપાક્ષરની પદ્ધતિ. જેને આધારે વર્ગીકરણ થયું હોય તે પાંચમાંના કોઇ પણ અમુક સિદ્ધાંત પ્રમાણે, પણ તેમાં આવું અંકન તો હોવું જ જોઇએ. તેનો ઉપયોગ અનેક ઠેકાણે કરવાનો છે. તે પદ્ધતિ પ્રમાણે પુસ્તકો પર ચિહ્નો કરવામાં આવે છે, પુસ્તકોને ગ્રંથયાદીમાં દાખલ કરવામાં આવે છે અને દરેક અંકન ગ્રાહકોનાં પત્તાં પર પણ લખવાનું હોય છે. જે માણસ એ સંક્ષેપાક્ષરોનો જાણકાર હોય તે તેની પર એક નજર નાંખતાંમાં જ કહી શકે છે કે પુસ્તક કયા વર્ગ કે પેટાવર્ગનું છે. આવા સંક્ષેપાક્ષરો તૈયાર કરવા માટે જુદીજુદી પદ્ધતિઓ ૧થી ૧૦ લગીના અંકો તથા મૂળાક્ષરો અને એ બેઉનાં કે એકનાં મિશ્રણો (અક્ષરની પછી અક્ષર ઇમેરીને) જુદાજુદા વર્ગ તથા પેટાવર્ગ માટે વાપરે છે. પણ આ બધું ખાસ ઉપયોગી તો ગ્રંથપાલને છે, ગ્રાહકને નહિ.

અમેરિકામાં ઘણા શ્રમ અને સમયના ખર્ચે અંકનની બે મુખ્ય પદ્ધતિઓ શોધવા સુધારવા અને પ્રચારવામાં આવી છે: પહેલી તે મેલ્વિલ ડ્યુઇની દશાંશાત્મક પદ્ધતિ અને બીજી તે સી. એ. કટરની વિસ્તારશીલ પદ્ધતિ.

આ સિવાયની ત્યાંની બીજી જે બે પદ્ધતિઓ ગણાવવા જેવી છે તે જે. ડી. બ્રાઉનની વિષયલક્ષી પદ્ધતિ તથા ડયુઇ અને કટરનો સમન્વય કરીને તેમાં કેટલાંક નવાં અંગ ઉમેરનારી લાઇબ્રેરી ઑફ્ કૉંગ્રેસની પદ્ધતિ. આ વિષયમાં હિંદનાં પુસ્તકાલયને અંગે ખાસ ગોજાયલી બે પદ્ધતિઓ પણ યાદ કરવી જોઇએ: વડોદરા રાજ્યની બોર્ડન પદ્ધતિ જેમાં પણ ડયુઇ અને કટરનો સમન્વય છે અને વિશેષ અંગો તેનાં પોતાનાં છે તથા જેનો પરિચય આપણે આ પ્રકરણના છેલ્લા વિભાગમાં કરીશું તે; અને મદ્રાસ લાઇબ્રેરી એસોસિએશનવાળા શ્રી રંગનાથનની કોલન પદ્ધતિ, જેમાં ડયુઇની પદ્ધતિને પાયા તરીકે સ્વીકારવામાં આવી છે તથા વિષયોના વર્ગો પણ એવી રીતે પાડવામાં આવ્યા છે કે વર્ગો બને તેટલા સ્વતંત્ર રહે, એકબીજા સાથે ભળી જાય નહિ.

આ સર્વમાં સૌથી વધુ અગત્યની ડયુઇ અને કટરની પદ્ધતિઓ હોવાથી, અહીં તેના જ મુખ્ય લક્ષણો સમજાવવાનો પ્રયાસ કરીશું.

ડયુઇ પહેલાં તો સમસ્ત વાઙ્મયના દસ વિભાગો કરે છે. પછી તે દરેક વિભાગના દસ પેટાવિભાગ ઠરાવી, મુખ્ય વિભાગ માટે શતકોના આંકડા અને બાકીનાઓ માટે દશક એકમ વગેરે વાપરે છે. આ દરેકનું નક્કી કરેલું સ્થાન નવાં પુસ્તક ઉમેરાવા સાથે બદલવું પડે નહિ તે માટે, તેમ જ અગવડકર્તા એવાં ઝાઝાં મીંડાં ઉમેરવાં ન પડે તે માટે પણ, દશાંશનું ચિહ્ન મૂકીને જરૂર પ્રમાણે સખ્યાની ગમે તેટલી વૃદ્ધિ કરી શકાય છે. દાખલા તરીકે, આ પ્રકારની અંકનપદ્ધતિવાળા એક પુસ્તક પર ૯૩૮.૦૧ એવા આંકડા હોય, તો તેનો અર્થ આ પ્રમાણે કરવાનો: ૯૦૦ એટલે ઈતિહાસવર્ગ; ૯૩૦ એટલે તેનો પેટાવર્ગ પ્રાચીન ઇતિહાસ; તેમાંયે ૯૩૧ એટલે ચીનનો પ્રાચીન ઇતિહાસ, ૯૩૪ એટલે હિંદનો પ્રાચીન ઇતિહાસ અને ૯૩૮ એટલે ગ્રીસનો પ્રાચીન ઈતિહાસ; છેવટ, ૯૩૮.૦૧ એટલે પાછો પૌરાણિક યુગનો ગ્રીક ઈતિહાસ. ડયુઇએ આ પદ્ધતિની સાથે વાપરવાની એક બહુ જ વિગતવાર અનુક્રમણી પણ તૈયાર કરી છે. ૧૮૭૩માં પહેલવહેલી યોજાયલી આ દશાંશાત્મક પદ્ધતિની ૧૯૧૯ સુધીમાં દસ આવૃત્તિઓ થઇ હતી. એ પદ્ધતિનો ઉપયોગ બધાં મળીને દુનિયાનાં ૧૪,૦૦૦ પુસ્તકાલયો કરે છે એમ શ્રી. રંગનાથને નોંધ્યું છે.

કટરકૃત વિસ્તારશીલ પદ્ધતિમાં વર્ગો સૂચવવા સારૂ મૂળાક્ષરોને ક્રમાનુસાર વાપરવામાં આવે છે. પેટાવર્ગો માટે, આ અક્ષરોનાં જોડાણ કરેલાં હોય છે. આ પદ્ધતિ ૧૮૯૧માં પહેલી વાર રીતસર પ્રસિદ્ધ થએલી. દસહજાર પેટા-

વિભાગો સહિતની તેની સાતમી આવૃત્તિ ૧૯૨૯માં બહાર પડી. તેના પક્ષકારો કહે છે કે તે દશાંશવાળી પદ્ધતિ કરતાં વધારે તર્કાનુસારી, અદ્યતન ને શાસ્ત્રીય છે.

સ્વીકારેલી કોઇ પણ એક પદ્ધતિ પ્રમાણે સારી રીતે વર્ગીકરણ કરી જાણનારના ગુણો આ પ્રમાણે ગણાવવામાં આવ્યા છેઃ

"તેને વિષયોનું અને તેમના પરસ્પર સંબંધનું સારૂં જ્ઞાન હોવું જોઇએ. અજ્ઞાન માણસને સારી અનુક્રમણી કરીને આપી હોય તોપણ તે યથાયોગ્ય વર્ગીકરણ ન જ કરી શકે. પુસ્તકાલયની બદલાતી પરિસ્થિતિ પ્રમાણે વર્ગીકરણનું સંયોજન ('એડેપ્ટેશન') કરવાની કુશળતા તેનામાં હોવી જોઇએ. નિયમને તોડવો પડે તો ક્યારે અને કેટલે અંશે તોડવો અને પછી સામાન્ય બુદ્ધિ અનુસાર નિયમમાં ફેરફાર કેવી રીતે કરવો તે વિચારી લેવાની આવડત તેનામાં હોવી જોઇએ. પુસ્તકાલયનો વાચક કઇ વસ્તુની આશા ક્યાં રાખે છે તેની તથા ક્યાં પુસ્તકોનો તે એકસાથે ઉપયોગ કરનાર છે તેની સમજણ વર્ગીકરણકારને હોવી જોઇએ."[1]

૬

વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે મિ. બોર્ડને, ઉપર કહ્યું તેમ, એક વિશિષ્ટ પદ્ધતિ દશાંશાત્મક તથા વિસ્તારશીલ પદ્ધતિઓને આધારે યોજી છે. તેનો ટુંકો પરિચય જે 'બરોડા એન્ડ ઇટ્સ લાઇબ્રેરીઝ'ના કર્તા મિ. ન્યૂટન મોહન દત્તે એ પુસ્તકના પ્રકરણ બીજામાં આપ્યો છે, તેનો ગુજરાતીમાં અહીં ઉતારો કરવો, એ જ વાચકને તેનાં લક્ષણો સમજાવવાનો ઉત્તમ માર્ગ છે. મિ. દત્ત કહે છેઃ

"વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીમાં જે પદ્ધતિ પ્રમાણે અંગ્રેજી પુસ્તકોનું વર્ગીકરણ કરેલું છે તેમાં કટરની વિસ્તારશીલ પદ્ધતિની માફક ૨૬ મુખ્ય વર્ગો છે અને તે દરેકને સૂચવવા અંગ્રેજી મૂળાક્ષરનો એકેક અક્ષર વાપરવામાં આવે છે. આ દરેક મુખ્ય વર્ગના જે વિભાગો અને પેટાવિભાગો કરવામાં આવે છે, તે ડયુઇકૃત પ્રખ્યાત દશાંશાત્મક પદ્ધતિ પ્રમાણે. એક દાખલો લઇએ: અંગ્રેજી અક્ષર 'ઇ' છે તે 'નેચરલ હિસ્ટરી'નો વર્ગ સૂચવે છે. તેના જે વિભાગો અને પેટાવિભાગો નામે 'ઝુલોજી' 'રેપ્ટાઇલ્સ' 'બર્ડ્ઝ' અને 'મેમલ્સ' છે, તે દરેક માટે અનુક્રમે 'ઇ ૮' 'ઇ ૮૬' 'ઇ

---

૧. 'મૅન્યુઅલ ઑફ લાઇબ્રેરીઝ ઇકૉનૉમી'માંના પ્રકરણ 'ક્લાસિફિકેશન'નું પૃ. ૨૧.

૮૭' અને 'ઇ ૮૮' વાપરવામાં આવે છે એકજ વિષય પરના બધા ગ્રંથોનો એકજ વર્ગનંબર હોય છે અને અમગઇ પર તે બધા ભેગા ગોઠવાય છે પેટાવિષયોના ગ્રંથો પણ એ રીતે પાસેપાસે હોય છે દરેક વિષયના પુસ્તકોની પાછી જે અંદરઅંદર ગોઠવણી કરવાની, તે કર્તાઓ-નાં નામને મૂળાક્ષરી ક્રમે ગોઠવીને કરવાની હોય છે દરેક પુસ્તકને તેની યોગ્ય જગાએ રાખવા માટે તથા એજ વર્ગના બીજા પુસ્તકોથી તેને અલગ રાખવા માટે દરેક પુસ્તકને પાછો જુદો પુસ્તક-નંબર આપવાથી સરળતા થાય છે ગ્રંથપાલો કટરકૃત 'આથર આલ્ફાબેટિક કોડ'થી પરિચિત છે જ તેવી જ કર્તાવાર યાદી મિ બોર્ડને વડોદરાને માટે તૈયાર કરી છે આ યાદીમાં આરોન (Aaron) અટકને ૧૦૦ની તથા શોકકે (Zschokke) ને ૯૯૯ની સંખ્યા આપવામાં આવેલી છે એ પદ્ધતિ પ્રમાણે પુસ્તકના નામના પહેલા શબ્દને પણ આંકડાના રૂપમાં ફેરવી શકાય છે ઉદાહરણ તરીકે દેવાર (Dewar)કૃત 'ગ્લિમ્પ્સ ઓફ ઈંડીઅન બર્ડ્ઝ'નો વર્ગ-નંબર 'ઇ ૮૭' છે અને તેનો પુસ્તક નંબર [illegible] છે આ અપૂર્ણાંક સંખ્યાનો જે અંશ છે તે દેવાર શબ્દના પ્રતિનિધિરૂપ છે અને છેદ છે તે 'ગ્લિમ્પ્સ' શબ્દનો પ્રતિનિધિ છે આ અંકનપદ્ધતિ પ્રમાણે પ્રસ્તુત પુસ્તક માટે જે સંજ્ઞા બની તે ઇ ૮૭ [illegible] છે આ સંજ્ઞાને 'કોલ-નંબર' (વર્ગીકૃત નંબર) કહેવામાં આવે છે"

મિ બોર્ડનકૃત આ પદ્ધતિનેજ આધારરૂપ ગણીને ગુજરાતી તથા બીજી દેશી ભાષાઓને માટે જે વિગતવાર પદ્ધતિ કરવાની જરૂર હતી તેનું પ્રથમ વિસ્તરણ સને ૧૯૧૨માં ચોથી સાહિત્યપરિષ૰ વખતે સ્વ ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલે કર્યું હતું બીજું વિસ્તરણ ૧૯૨૮માં રા નાનાભાઇ ચંદ્રશેખર દિવાનજીએ 'ગુજરાતી પુસ્તકાલયો વાસ્તે વર્ગીકરણની પદ્ધતિ'એ પુસ્તકમાં કર્યું છે પદ્ધતિના મૂળભૂત સિદ્ધાંતો, તેના નાનામોટા પુસ્તકાલયો માટેના વિવિધ પ્રકાર તથા તે વાપરવાની રીત, વગેરે તે પુસ્તકમાં પૂરેપૂરી વિગતો સાથે સમજાવવામાં આવ્યું છે એ પદ્ધતિને લગતી વધુ માહિતીના જિજ્ઞાસુઓને તે એ પુસ્તકમાંથી તથા ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલીમાં થએલા તેના વિસ્તૃત વ્યવહારૂ પ્રયોગવાળા પુસ્તકમાંથી મળી રહેશે, પરંતુ તેનો થોડો સર્વસામાન્ય ખ્યાલ તો અહીં આપીશું એ ખ્યાલ એવી રીતે આપવો ઠીક પડશે કે પદ્ધતિની પાછળના મુખ્ય સિદ્ધાંતો સમજાય તે માટે વર્ગીકરણ વિશેના પુસ્તકની પ્રસ્તાવનામાં એ વિશે જે લખાયું છે

તેનો પહેલાં ઉતારો કરવો અને પછી દૃષ્ટાંતથી ઉતારામાંની બાબતને વધુ સ્પષ્ટ કરવી. પ્રસ્તાવનામાં કહ્યું છે:

"આ પદ્ધતિમાં વિષયોના વર્ગ માટે સ્વર અને વ્યંજનના अથી ज्ञ સુધીના અક્ષરોનો ઉપયોગ કર્યો છે; જેમ કે, इ=કોષ, જ્ઞાનચક્ર વગેરે; द= હિંદુ ધર્મ, य=નવલકથા, વાર્તા, ळ=ભૂગોળ, પ્રવાસ વગેરે; ज्ञ=જીવનચરિત્ર.

"વર્ગ ઉપરાંત પુસ્તકોના લેખકોની અટક અને પુસ્તકોનાં નામ ઉપરથી દરેક પુસ્તકને સ્વતંત્ર નંબર આપી શકાય તે માટે ગુજરાતી ભાષાનાં પુસ્તકોના લેખકોની અટકોની નામાવલિ કોશના ધોરણે તૈયાર કરવામાં આવી છે; જેમાં अથી શરૂ થતા પહેલા ગ્રંથકર્તાના નામને ૧૦૧ અને हથી શરૂ થતા નામવાળા છેલ્લા ગ્રંથકર્તાને ૯૯૯, એ પ્રમાણે બનતાં સુધી દરેક ગ્રંથકર્તાને માટે ચઢને ક્રમે એકએક નંબર મુકરર કરવામાં આવ્યો છે, અને બે નંબર વચ્ચેના નવીન લેખકને નંબર આપવાની ખાસ જરૂર પડે તો ત્રણ આંકડા ઉપર ચોથો આંકડો ચઢાવી બીજા નવ નંબર સુધી સંખ્યા વધારી શકાય તેવી યોજના રાખી છે. દાખલા તરીકે આ યોજનામાં કવિ દલપતરામ ડાહ્યાભાઈ માટે ૧૭૨ અને કવિ નર્મદાશંકર લાલશંકર માટે ૧૭૩ નંબર મુકરર કર્યા છે. હવે આ બે ગ્રંથકર્તાઓની વચ્ચે કવિ દુર્ગાશંકર આદિતરામ માટે ખાસ નંબર આપવાની જરૂર જણાય તો ૧૭૨૧-થી ૧૭૨૯ સુધીનો હરકોઈ નબર આપી શકાય. ટુંકામાં, દલપતરામના द અને નર્મદાશંકરના न વચ્ચેના નામવાળો કવિની અટકવાળો કોઈ ગ્રંથકર્તા નીકળી આવે તો બીજા ગ્રંથકર્તાઓના નંબરમાં ફેરફાર કર્યા સિવાય નવ નંબર સુધી નવા લેખકોને નવા નંબર આપી શકાય તેટલી સવડ આ યોજનામાં છે.

"કર્તાઓની જે નામાવલિ તૈયાર કરેલી છે તેમાંથી જ પુસ્તકના નામનો નંબર શોધી લેવાનો હોય છે. વિષયના વર્ગનો નંબર પૂર્ણાંકને સ્થાને, ગ્રંથકર્તાનો નંબર અંશને સ્થાને અને પુસ્તકના નામનો નંબર છેદને સ્થાને મુકાય છે."

આ છેલ્લા કથનના દૃષ્ટાંત તરીકે આપણે क ४१९/२५ એ 'ચન્દ્રકાન્ત'-ના નામવાળી પત્તા પરનો નંબર લઈએ. તેનો અર્થ આ પ્રમાણે છે: क= તત્ત્વજ્ઞાન (વિષય); ૪૧૯=દેસાઈ ઇચ્છારામ સૂર્યરામ (કર્તા); ૨૫= ચન્દ્રકાન્ત (પુસ્તકનું નામ).[1]

---

૧. વર્ગીકરણપદ્ધતિના મુખ્ય વર્ગોની એક યાદી માર્ગદર્શન માટે આ પુસ્તક-ના પરિશિષ્ટમાં આપવામાં આવી છે.

## પ્રકરણ ૧૯મું

### વર્ગીકૃત નામાવલીઓ

વર્ગીકરણની માફક, આ નામાવલીઓ ઉર્ફે ગ્રંથયાદીઓ પણ વિશેષ કરીને ગ્રાહકના લાભને માટે હોય છે. તેનો જે ઉપયોગ ગ્રંથપાલ પણ કરે છે તે મુખ્યત્વે ગ્રાહકોને સહાયરૂપ થવા માટે. આ યાદીઓના જુદાજુદા પ્રકારો હોય છે તે આપણે હમણાં જ જોઈશું. એ દરેક પ્રકારની યાદીમાં પુસ્તકને લગતી ઓછીવધુ વિગતો હોય છે. ઓછી વિગત હોય તે પુસ્તકને ઓળખવાપૂરતી જ અપાયલી હોય; અને વધુ હોય તે વર્ણનાત્મક અથવા તો થોડા વિવેચન સાથે પણ હોય. યાદીમાં જે સિદ્ધાંતને અનુસરીને વિગતો દાખલ કરી હોય તેને આધારે યાદીનો પ્રકાર સમજાય. એ ત્રણ પ્રકારો આ રીતે:

૧. 'એક્સેશન કૅટલોગ' અથવા તો આગમ-ગ્રંથયાદી. પુસ્તકોનું આગમન જે ક્રમે પુસ્તકાલયમાં થાય તે ક્રમે-એટલે કે એક જાતના કાલાનુક્રમે-આ યાદીમાં પુસ્તકોની સંપૂર્ણ નોંધ રહે છે.

૨. 'શેલ્ફ-લિસ્ટ' એટલે પુસ્તકોનો અભરાઈ પરનો જે ક્રમ હોય, તે પ્રમાણેની યાદી. આ યાદી પુસ્તકાલયે સ્વીકારેલા વર્ગીકરણને અનુસરીને કરેલી હોય છે.

૩. મૂળાક્ષરી ક્રમવાળી સર્વસામાન્ય ગ્રંથયાદી.

અહીં એટલું ઉમેરવું જોઇએ કે આ ત્રણમાંના પહેલા બે પ્રકારો ગ્રંથપાલને જ વધુ ખપના છે અને ત્રીજો જેમ તેને માટે તેમ ગ્રાહકને માટે પણ. વાપરનારાના આ બંને વર્ગોને ઉપયોગી એવી એ ત્રણત્રણ પ્રકારની યાદીઓ મોટાં પુસ્તકાલયોમાં તો હોય છે. એ દરેક પ્રકાર પર વિસ્તૃત વિવેચન હવેના એકેક વિભાગમાં કરીશું.

૨

આપણે જેને આગમ–યાદી કહી છે તે હિસાબ રાખવાના રોજમેળ જેવી છે એમ કહી શકાય. દરેક પુસ્તક જેમજેમ પુસ્તકાલયમાં ઉમેરાય તેમતેમ તેને ક્રમાંક આપીને આ યાદીમાં જરૂરી વિગતો સાથે દાખલ કરવામાં આવે છે. એ ક્રમાંકને 'એકસેશન નંબર' કહેવામાં આવે છે. બીજી વિગતો જે હોય છે; તે કર્તાનું નામ, પુસ્તકનું નામ અને અંદરની બાબતનું ટૂંકું કે જરા વિસ્તૃત વિવેચનઃ આ સર્વને લગતી હોય છે. આ વિગતો ખાસ ઉપયોગની હોય છે તે તો પુસ્તકના સ્થૂળ રૂપને માટે, તેમાંના લખાણ માટે નહિ.

વળી આ યાદી પ્રમાણેનો જે ક્રમાંક કોઇ ગ્રંથમાળાના જુદાજુદા મણકાને તથા અમુક પુસ્તકની બેવડીત્રેવડી નકલોને અપાય છે, તે કદી બદલાતો નથી તેમજ બીજા કોઇ પુસ્તકને પણ આપી શકાતો નથી.

ઉપર કહી તે સિવાયની કેટલીક વિગતો પણ આગમયાદીમાં કોઇ વાર આપવામાં આવે છે. એ વિગતો આ પ્રમાણેની: પુસ્તકના પ્રકાશકનું નામ; તે જે બુકસેલર પાસેથી ખરીદ્યું તેનું નામ; પ્રકટ થયાની સાલ કે તારીખ; પુસ્તકનું કદ; આવૃત્તિ કેટલામી છે તે પ્રશ્નનો ઉત્તર; પુસ્તકની કિંમત; શેરો.

આ આગમ–યાદી એટલે પુસ્તકોની અસલ યાદી. તે દરેક રીતે સત્તાવાર હોવી જોઇએ, કેમ કે પુસ્તક વિશેની જરૂરી હકીકતો કોઇ પણ વખતે જોવા માટે તે કામની છે. પુસ્તક કયા સમયે ખરીદાઇને પુસ્તકાલયમાં ઉમેરાયું, તે ક્યાંથી અને કેટલી કિંમતે ખરીદાયું, એ સઘળું આ યાદીમાંથી જ જાણી શકાય છે. કિંમત જાણવાની ખાસ જરૂર તો એટલા માટે પડે છે કે ગ્રાહક પુસ્તક ખોઇ આવે ત્યારે તેની પાસેથી કે પુસ્તક આગમાં બળી જાય ત્યારે વીમાકંપની પાસેથી તેનાં જે નાણાં વસુલ કરવાનાં, તેનો આંકડો નક્કી કરવાનું એકમાત્ર અને સૌથી પ્રમાણભૂત સાધન આ યાદી જ છે. વળી આ એકજ યાદી એવી છે જે પુસ્તકાલયનો ઇતિહાસ તેમજ પુસ્તક

તેમાં આવ્યું ત્યારથી તે નાશ પામ્યું ત્યાં લગીનો પુસ્તકનો ઇતિહાસ સહેલાઇથી કહી શકે છે.

આગમ-યાદી પ્રમાણેનો જે દરેક પુસ્તકનો ક્રમાંક હોય છે તે, અનુલક્ષણની ('રેફરન્સ'ની) સરળતા માટે હમેશાં પુસ્તકની અંદર જ અને તેના મુખપૃષ્ઠની પાછળ લખવામાં આવે છે એ ક્રમાંક અભરાઇ પરના ક્રમ પ્રમાણેની યાદીમાં પણ લખાનો હોય છે.

કેટલાંક પુસ્તકાલયો આવી આગમ-યાદી જુદી રાખતાં નથી તેને બદલે તેઓ એમ કરે છે કે દરેક પુસ્તકની વરદીના પત્તાને કે તેની કાપલીને અથવા તો પૂરતી વિગતોવાળા દરેક પુસ્તકના ભરતીઆને (બિલને), કાલાનુક્રમે ફાઇલમાં ગોઠવીને, તેનો જ ઉપયોગ આવી યાદી તરીકે કરે છે. આ પ્રમાણે કરવાથી મહેનત વખત અને પૈસાનો બગાડ થતો અટકે છે. બીજું, આ યાદી યાદી તરીકે તો ગ્રાહકોને કૈ કામની નથી; જે કામની છે તે માત્ર ગ્રંથપાલને-તેણે ભવિષ્યમા તે જોવી પડવાની હોવાથી. આ દૃષ્ટિથી વિચાર કરીને પણ ઘણા પુસ્તકાલયો જુદી આગમ-યાદીની મહેનત કરતા નથી.

૩

'શેલ્ફ-લિસ્ટ' એટલે અભરાઇ પરના ક્રમ પ્રમાણેની યાદી, એ ઉપર કહ્યું જ છે. જો પુસ્તકાલયમાંનાં બધા જ પુસ્તકો વર્ગવાર ગોઠવ્યાં હોય તો આ યાદી વર્ગયાદી તરીકે પણ કામ આવે છે, તે સિવાય નહિ દાખલો લઇએ : મોટી ઉમરના ગ્રાહકોને ધીરવાનાં પુસ્તકો, બાળવિભાગનાં પુસ્તકો અને અધ્યયનવિભાગના પુસ્તકો: આ દરેકને જો અભરાઇ પર જુદાજુદાં ગોઠવવામા આવ્યા હોય, તો આ અભરાઇક્રમની યાદી ઉર્ફે કબાટયાદી તે વર્ગ-યાદી બનશે નહિ આમ થવાનું કારણ એ કે કોઇ પણ એક વિષય પરનાં પુસ્તકો પણ જુદીજુદી જગાએ અભરાઇ પર ગોઠવાયલા હશે.

આ કબાટયાદીને વર્ગયાદી તરીકે અથવા તો આગમ-યાદી તરીકે પણ જો ચલાવવી હોય તો એમ કરવું જોઇએ કે તેમા વધારે નહિ તો પુસ્તકો ઓળખવાપૂરતી જ વિગતો મુકાય કબાટયાદીનો ઉપયોગ વર્ષ-આખરે પુસ્તકોની મેળવણી કરતી વખતે ઘણો કરવાનો હોય છે. તેના વર્ગ-યાદી તરીકેના લાભો પણ દેખીતા છે

કબાટયાદી પહેલા એવી રીતે બનાવાતી કે પુસ્તકવાર એકેક છૂટું પાનું કાગળનું રખાય અને તેમાં જરૂરી વિગતો લખાય. હવે લગભગ બધી જગ્યા-

એ તે નાનાં જાડાં પત્તાં પર બનાવવામાં આવે છે. જો હજી કોઇ જગ્યાએ –કોઇ જૂના પુસ્તકાલયમાં–પેલી છૂટાં પાનાની પદ્ધતિ ચાલુ હોય અને હવે પત્તાંની નવી પદ્ધતિ દાખલ કરવી હોય તો એવી રીતે થઇ શકે કે પાનાં જૂનાં પુસ્તકો માટે ચાલુ રાખી, નવાં જેજે આવે તેને માટે પત્તાંનો ઉપયોગ કરવો.

જ્યારે પુસ્તકોની મેળવણી કરવાની હોય ત્યારે એવી રીતે કરવું કે કબાટયાદીમાંથી એક મદદનીશ પુસ્તકનું નામ વગેરે બોલતો જાય અને બીજો ખુલ્લા કે બંધ કબાટનાં ખાનાં પર એ બોલાતા ક્રમ પ્રમાણેનાં પુસ્તક છે કે નહિ તે જોતો જાય. આ રીતની તપાસ વખતે જે પુસ્તક તેની જગાએ ન હોય તેને માટે એમ સમજવું કે તે વંચાવા કે બંધાવા ગયું છે; અથવા તો, કોઇ બીજા કબાટમાં આડુંઅવળું મુકાઇ ગયું છે. એ ત્રણમાંને એકે સ્થળે પણ જે પુસ્તકનો પત્તો ન હોય તેને તુર્ત માટે તો ખોવાયલું ગણવું–જો કે ઘણી વાર એવું બને છે કે એ રીતે ગુમ થએલું પુસ્તક પણ જતે દહાડે, અણધારી જગ્યાએથી અને અણધારી રીતે, હાથ લાગી જાય છે. પહેલી તપાસે જે પુસ્તક ખોવાયલું લાગે તેની પુસ્તકાલયના બધા ભાગોમાં બરાબર તપાસ કરીને, એ તપાસને અંતે તે જો એ વખતે ન જડે તો તેમાં પુસ્તકોની એક જુદી યાદી પૂરતી વિગતો સહિતની કરી લેવી. અને પછી પુસ્તક આગળ ઉપર જેમજેમ જડતું જાય તેમતેમ તેને એ જુદી યાદીમાંથી રદ કરતા જવું.

કેટલાક ગ્રંથપાલો મેળવણીનું કામ વર્ષના મોટા ભાગ પર પાથરી દે છે. એમ કરવાથી નિરાંતે કામ થાય છે એ ખરું છે; તેમજ, દર વર્ષે દરેક વિષયને માટે વર્ગવાર મહિનો ગોઠવાયે જતો હોવાથી પ્રત્યેક વર્ગની મેળવણીનો વારો પૂરે બાર મહિને આવે છે એ પણ ખરું. પરંતુ આ પદ્ધતિની મુખ્ય ખામી એ છે કે તેમાં પૂરતી શાસ્ત્રીયતા જળવાતી નથી. શાસ્ત્રીય મેળવણી માટે તો એમ જ કરવું જોઇએ કે વર્ષના અમુક દિવસો દરમિયાન ગ્રાહકોને પુસ્તકો આપવાં જ બંધ કરવાં જોઇએ, તથા, એ ગાળા દરમિયાન બધાં જ પુસ્તકોને પ્રચારમાંથી પાછાં ખેંચી લઇને પુસ્તકાલયમાં એકત્ર કરવાં જોઇએ. આ રીતે મેળવણી કરવાથી કૈંક મહેનત વધારે પડે અને કામ તાકીદે આટોપવું પડે એ તો દેખીતું છે. પણ મેળવણી સૌથી વધારે પાકે પાયે અને ઓછામાં ઓછી ગળતીઓવાળી બને છે તે પણ આ જ રીતે, બીજી નહિ.

મેળવણીની એક બીજી સરળ રીત એવી પણ છે કે કબાટમાં હોય તે બધાં પુસ્તકને મેળવી લેવાં અને વાંચવા અપાયાં હોય તે પુસ્તકોનાં નામ તે મેળવણીમાં, આપલે-પોથી ('ઇશ્યુબુક')માંથી ઉમેરી લેવાં. મોટી સંખ્યાનાં પુસ્તકોની આ પ્રકારની ગણતરી—જેને એક પ્રકારની પુસ્તકોની ગણતરી પણ કહી શકાય તે—આ રીતે પ્રમાણમાં થોડા જ વખતમાં કરી શકાય છે.

૪

પુસ્તકાલયનાં પુસ્તકોની સર્વસામાન્ય યાદી ગોઠવવાની રીતો વિવિધ છે. જો પુસ્તકદીઠ એકેક છુટી નોંધ ('એન્ટ્રી') રહેતી હોય અને તેને કર્તાના નામને આધારે મૂળાક્ષરી ક્રમે ગોઠવી હોય તો તો આ યાદી કર્તાવાર યાદી બને છે જો ગોઠવણી કર્તાના નહિ પણ પુસ્તકનામના મુખ્ય શબ્દને મૂળાક્ષરી ક્રમે ગોઠવીને કરી હોય તો તે નામવાર યાદી બને છે. જો સર્વસામાન્ય યાદીમા પુસ્તકોની ગોઠવણી વિષયો પ્રમાણે કરેલી હોય, તો તેને વિષયવારી યાદી કહી શકાય. વિષયવારી યાદીનો જે ક્રમ હોય તેને આ સર્વસામાન્ય વર્ગીકૃત યાદીમાં બહુ ચિવટથી વળગી રહેવાનું હોતુ નથી, કેમકે સર્વસામાન્ય યાદીની પદ્ધતિ એ હોય છે કે પુસ્તકોને તેમના વધારે મહત્ત્વના વર્ગોમાં એક વાર ગોઠવ્યા બાદ, દરેક વર્ગમાંનાં પુસ્તકોની તેમાં ને તેમાં ફરી ગોઠવણી કર્તાનામના મૂળાક્ષરી ક્રમે કરી હોય છે. આ પ્રમાણેની ગોઠવણી થઇ ગયા પછી પાછો જો એ દરેક નાના સંચયને વર્ગક્રમને બદલે વિષયેવિષયના મૂળાક્ષરી ક્રમે ગોઠવ્યો હોય તો પરિણામે જે યાદી બને છે તે વિષયવારી યાદી કહેવાય છે. જો સર્વસામાન્ય વર્ગયાદીને અંગે વિષયના તથા કર્તાના નામને આધારે શબ્દાનુક્રમણી પણ બનાવેલી હોય છે તે રૂપની યાદી પણ ઘણી ઉપયોગી થાય છે.

૫

પુસ્તકાલયમાં પહેલાં એવો રિવાજ હતો અને હજુ યે કેટલેક અંશે છે, કે ઉપલા સર્વે યાદીપ્રકારોમાંથી એક કરતાં વધુ પ્રકાર તેઓ વાચકોની સેવામાં રજુ કરે. દાખલા તરીકે, કર્તાવાર યાદી જુદી અને વિષયવાર જુદી પણ હવે સામાન્ય રસમ એવી પડતી જાય છે કે એક જ મૂળાક્ષરી ક્રમવાળી મોટી યાદીમાં એ સર્વે પ્રકારોને સમાવી દેવા. આ પ્રમાણે રચાયલી યાદી તે કહેવાતી શબ્દકોશી યાદી છે. એવી યાદીની અંદર દરેક પુસ્તકની નોંધ ત્રણ સ્થળે ત્રણ જુદાંજુદાં મથાળાં હેઠળ મળશે: કર્તાનામનું, પુસ્તકનામનું

અને વિષયનામનું મથાળું. વિષયનામ પ્રમાણેની નોંધ એકથી વધુ જગ્યાએ પણ કેટલાંક પુસ્તકો માટે મળે. પુસ્તકોની આ પ્રકારની શબ્દકોશી યાદી પહેલી નજરે ગુંચવણ પેદા કરનારી લાગે છે પણ ખરી રીતે તે સૌથી સહેલી અને એક દષ્ટિએ સૌથી કુદરતી પણ છે; કારણ, અમુક ભાષાનાં પુસ્તકોને અંગે તેના કર્તાઓ ઘણા હોય, વિષયો ઘણા હોય અને પુસ્તક-નામો ય ઘણાં હોય, પણ તે ભાષાનો મૂળાક્ષરસમૂહ તો એક જ હોવાનો. તેથી એ અક્ષરોને પાયારૂપે ગણીને બીજા બધા પ્રકારની યાદીઓ તે મુખ્ય યાદીમાં સમાવી હોય તો પુસ્તક શોધવામાં સરળતા રહે છે.

૬

આ છેલ્લા વિભાગમાં ગ્રંથયાદી બનાવવાના થોડા મુખ્ય નિયમો રજુ કરીશું તથા તે જેજે સામગ્રીની મદદથી બનાવવાની હોય છે, તે વિષે થોડું કહીશું.

ગ્રંથયાદી બને તેટલી સાદી અને એકસરખી હોવી જોઇએ. તેનો ઉપયોગ કરનારને ખબર હોવી જોઇએ કે તે કયા ધોરણે રચાઇ છે. તેનું ધોરણ અને નિયમ બને તેટલાં વધુ નિશ્ચિત હોય એ જરૂરતનું છે.

યાદી બનાવતી વખતે આ પ્રશ્નો પણ વિચારવાના હોય છેઃ મૂળાક્ષરી ક્રમ પ્રમાણે કર્તાઓનાં જે નામ લેવાનાં, તે એમનાં પોતાનાં નામો લેવાનાં કે અવટંકો? અવટંકમાં જ બેવડાં નામ કોઇ વાર આવે છે તેનું શું કરવું? કર્તાઓનાં તખલ્લુસ અને ખરાં નામ એ બંનેનો ઉપયોગ યાદીમાં કરવો કે શી રીતે? સ્ત્રી લેખકોનું નામ—એટલે કે અવટંક—પરણ્યા પછી બદલાય છે પણ તે પ્રસિદ્ધ કદાચ પોતાના કુંવારી દશાના નામે જ હોય, તો એવા દાખલામાં શું કરવું? ઇલકાબો, પદવીઓ (લૉર્ડ, ડ્યુક; પ્રોફેસર, ડૉક્ટર) વગેરે યાદીના હેતુ માટે નકામાં ગણવાં કે કાયમ રાખવાં? આ સર્વ પ્રશ્નો યાદીકારે વિચારવાના હોય છે. તે દરેકના ઉત્તર પુસ્તકાલયની તેતે વિષયની પ્રણાલિકાને તેમજ પોતાના અનુભવ અને ગ્રાહકોની જરૂરતને ધ્યાનમાં રાખીને મેળવવા તથા ઉપયોગમાં લેવા.

દરેક અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયની હરકોઇ પ્રકારની ગ્રંથયાદી પાતળાં પણ મજબુત પત્તાં પર બનાવવામાં આવે છે. એ પત્તાંને એક સળિયામાં પરોવીને લાકડાના ખાનામાં ગોઠવવામાં આવે છે તથા ખાનાંને

તેના ખાસ ચોકઠામાં મૂકવામાં આવે છે. આ પદ્ધતિનો ખાસ લાભ એ છે કે એક સાથે ઘણા ગ્રાહકો યાદીનો ઉપયોગ કરી શકે-જેને જે અક્ષરવાળું ખાનું જોઈતું હોય તે એ કાઢીને જોઈ શકે. જૂની ઢબની છાપેલી ગ્રંથયાદીમાં આ સગવડ નહોતી. એની છાપેલી યાદી પુસ્તકાલય અને ગ્રાહક બંનેના દૃષ્ટિબિંદુથી ખર્ચાળ પણ વધારે છે તેથી તે હવે ચાલુ ઉપયોગમાંથી લગભગ નીકળી ગઈ છે.

પત્તું પુસ્તકદીઠ એકેક હોય છે અને તેમાં પુસ્તક અને તેના કર્તાના નામ ઉપરાંત પુસ્તકનો નંબર તથા કોઈ વાર પ્રકાશકનું નામ અને પ્રસિદ્ધિની સાલ પણ હોય છે. પત્તાંયાદીની આ પદ્ધતિ એક ફ્રેંચ વિદ્વાન નામે એબે રોઝિયરે ૧૭૭૫ની સાલમા પહેલવહેલી પેરિસ એકેડેમી ઑફ સાયન્સના પુસ્તકાલયને અંગે વાપરેલી. પછી પણ તેનો છૂટક ઉપયોગ થતો, પણ વિશાળ પાયા પર તો તે ઓગણીસમી સદીના પાછલા ભાગમાં તથા વીસમી સદીમાં વપરાવા લાગી છે.

યાદીનાં આ પત્તાં હાથે લખાય કે ટાઇપરાઇટરથી લખાય તેના કરતાં છપાય એ રીત સૌથી સારી તો છે જ. પણ જે પુસ્તકાલય છાપવાનો આ ખાસ ખર્ચ કરી શકે નહિ તેણે બીજી બેમાંની એક રીત અનુકૂળતા પ્રમાણે સ્વીકારવી જોઈએ.

અમેરિકાના રાષ્ટ્રીય પુસ્તકાલય લાઇબ્રેરી ઑફ કોંગ્રેસમાં ત્યાંનાં પુસ્તકાલય માટે આવાં છાપેલાં પત્તાં તૈયાર મળે છે અને તેનો ઉપયોગ ત્યાં છૂટથી થાય છે. કેટલાંક પુસ્તકાલયો એ પત્તાંની પૂર્તિ તરીકે જરૂર પડે ત્યારે પોતાની તરફનાં પત્તાં પણ વધારાનાં બનાવી લે છે.

પત્તાંયાદી ખુલ્લા કબાટની પદ્ધતિવાળા પુસ્તકાલયમાં પણ જરૂરી તો ખરી જ, પણ તે બહુ વપરાતી નથી. ખરી રીતે, તેની વપરાશ વધવી ઘટે.

❧

# પ્રકરણ ૧૭મું

## પુસ્તકાલયનું નોકરમંડળ

અમેરિકન પુસ્તકાલયોમાં દરેક પુસ્તકાલયના નોકરમંડળની નીમણૂક સામાન્ય રીતે તેનું જુમ્મેદારપંચ, વહીવટસમિતિની તથા ગ્રંથપાલની ભલામણને આધારે કરતું હોય છે. નોકર જે હોદ્દા પર નીમાય તેની ફરજો બજાવવાની લાયકાત તેનામાં છે એવી ખાતરી અલબત્ત નીમણૂક કર્યા પહેલાં કરવામા આવે છે. એ ખાતરી ઉમેદવારે પુસ્તકાલયશિક્ષણની શાળામાં કે તેના છૂટક વર્ગોમાં એ શિક્ષણ લીધું છે કે કેમ, તેની તપાસને આધારે કરવામાં આવે છે. આ નિયમનો કોઇ પણ અપવાદ હોય તો એટલોજ કે ટુંકી આવકનાં નાનાં પુસ્તકાલયો રીતસરના શાસ્ત્રીય શિક્ષણ વિનાના માણસને નોકરીમા રાખવામા કે ખોટું જોતાં નથી અને એવા માણસો કોઇકોઇ વાર પોતાનું કામ કરતાકરતાજ તેમાં એવા તો પલોટાય છે કે એ કામમાં આગળ જતા ઘણા કાબેલ બને. વળી કેટલીક જગ્યાએ તો એવો નિયમ પણ છે કે સનદી નોકરીના (સિવિલ સર્વિસ) નિયમો પ્રમાણે, તે તે પરગણાનુ સ્થાનિક અમલદારમંડળ પુસ્તકાલયના નોકરોની નીમણૂક, જુમ્મેદારપંચની સલાહ લઇને અથવા તો કોઇ સ્થળે તો એવી સલાહ વિના પણ, કરતું હોય છે. જે પરગણાનાં પુસ્તકાલયો આવી કોઇ નિયમાવલીને વશ હોતાં નથી, તેમણે પોતે પોતીકીજ કોઇક યોજના, સનદી

નોકરીને મળતી આવે તેવી, ઘડી હોય છે અને તેને આધારે નોકરો પસંદ કરે છે

પુસ્તકાલયના સર્વસામાન્ય નોકરમંડળની ફરજો સાધારણ રીતે કયા પ્રકારની હોય છે? પ્રશ્નના ઉત્તરમાં એમ કહી શકાય કે એ આ પાંચ પ્રકારની હોય છે (૧) વહીવટને લગતી (૨) વાચકોને સલાહ આપવાની એટલે કે શિક્ષણવિષયક, (૩) શિસ્તને લગતી, (૪) કારકુની ફરજો, અને (૫) જે ફરજો પુસ્તકના પ્રચાર સાથે સબંધ ધરાવે છે તે-કે જે છેલ્લી ફરજોમાં, પુસ્તકની ખરીદી તથા તેના વર્ગીકરણ વગેરેનો સમાવેશ પણ થાય જ છે આ દરેક ફરજપ્રકાર વિષે હવે થોડુંથોડુ કહીશુ

પુસ્તકાલયનુ જે વહીવટી કામકાજ છે તે સાધારણ કદના પુસ્તકાલયોમાં તો ગ્રંથપાલ પોતેજ કરતો હોય છે પણ મોટા પુસ્તકાલયોમાં દરેક ખાતાનો ઉપરી તે કરે છે વાચકોને સલાહ આપવાનુ કામ, મસ્થાના જેજે મદદનીશો વાચકપ્રજાની જોડે પ્રત્યક્ષ સબંધમાં આવતા હોય છે, તે સૌએજ કરવાનુ હોય છે આમાં ચોપડીઓ આપનારલેનાર, તથા બાલવિભાગના અને અધ્યયનવિભાગના કાર્યકરોનો સમાવેશ થાય છે કાર્યનો જે ત્રીજો પ્રકાર છે—એટલે કે પુસ્તકાલયમાં શિસ્ત જાળવવાનુ કાર્ય—તે પણ સામાન્ય રીતે દરેક મદદનીશની ફરજમા ગણાય છે, પણ વિશેષ ભાગે એ કાર્ય વાચનખંડ અને બાલખંડના કાર્યકરો તથા તે માટેના ખાસ ચોકીઆતોએ સંભાળવાનું હોય છે કારકુનોએ જે કામો કરવાનાં હોય છે, તે આટલા. આંકડાઓના દફતર રાખવા, હિસાબકિતાબ સંભાળવો, લહેણા થએલા પુસ્તકોની ઉઘરાણી કરવી પુસ્તકાલયને મળતી બક્ષીસો સ્વીકારવી, સ્ટેશનરી, રાચરચીલુ, વગેરેની વરદી આપવી તથા તે વસ્તુઓ આવે ત્યારે જેતે ખાતામાં પહોચતી કરવી, સામાન્ય પત્રવહેવાર કરવો

પરંતુ આ બધાય કામો કરતા જે સૌથી વધારે વખત રોકે તેવુ કામ છે તે તો પુસ્તકોની ખરીદીનુ તથા તેને અભરાઇઓ માટે તૈયાર કરીને વહેચી આપવાનુ પુસ્તકોના નામો પસંદ કરવા, તેની વરદી આપવી, ભરતીઆને વરદીપત્રક સાથે મેળવી જોવા, તેને નામાવલીમાં દાખલ કરવાને લગતો સઘળો વિધિ કરવો, પુસ્તકોને ચિઠ્ઠીઓ, ખિસ્સા વગેરે ચોટાડવાં, પુસ્તકપત્તા તૈયાર કરવા, વાચકપત્તા વાચકોને આપવા, પુસ્તકો વાચકોને આપવાનુ તથા તે તેમની પાસેથી લેવાનુ કામ કરવુ, દંડ તથા નુકસાની કોની પાસેથી કેટલુ કેટલુ લેવાનુ છે તે ઠરાવવુ તથા વસુલ કરવુ,

બાંધણી માટેનાં પુસ્તકોની સઘળી વ્યવસ્થા કરવી; અને છેલ્લું તે, જે પુસ્તકો પ્રચારમાંથી પાછાં ખેંચી રદ કરવાનાં હોય તે સર્વની તેવી ક્રિયા-વિધિ કરવી—આટલાં સંખ્યાબંધ અને બહુવિધ કામો આ ખાતાના કામ માટેની જવાબદારી ઉઠાવનાર નોકરમંડળના માણસોને ભાગે દરેક પુસ્તકાલયમાં આવતાં હોય છે.

૨

અમેરિકાનાં સાર્વજનિક પુસ્તકાલયોના નોકરોએ કામ કરવાના કલાક તથા તેમને મળતી તહેવારોની તથા બીજી જુદીજુદી રજાઓની માહિતી આપણે આ વિભાગમાં એકત્ર કરવાની છે.

એ પુસ્તકાલયોમાં સામાન્ય રીતે દરેક નોકરે કરવાના કામના કલાક રોજના છથી આઠ હોય છે. એમાંનાં ઘણાંખરાં પુસ્તકાલય એ સંખ્યા કરતાં પણ દિવસના વધુ કલાક ખુલ્લાં રહેતાં અને કામ કરતાં હોય છે. આ રીતે જે વધારાના કલાક કામ કરવાનું હોય છે તેને માટે કાં તો સાંજના વખતને અંગે ખાસ જુદા નોકરો રાખવામાં આવે અથવા તો ચાલુ નોકર મંડળ-માંના જ થોડા કે બધાને, જરૂર પ્રમાણે, સાંજનું કામ વહેંચી આપવામાં આવે છે. આ છેલ્લા પ્રકારની ગોઠવણથી સંસ્થાનો લગભગ દરેક નોકર સંસ્થાનું દરેક મુખ્ય જાતનું કામ શીખી અને માથે ઉઠાવી શકે છે. આ પરિણામ તેને માટે ઇષ્ટ છે કેમકે કાર્યની વિવિધતા તેનામાં કાર્યને માટે વિશેષ રસ ઉત્પન્ન કરે છે. અને સંસ્થાને પોતાને તેમાં એ લાભ છે કે વ્યાપક રોગચાળા જેવા કોઇ અણધાર્યા કટોકટીના પ્રસંગે તેનું પણ ખાતું નિષ્ણાત કાર્યકર વિનાનું લુલુંપાંગળું બની જતું નથી.

રાજ્યના કાયદા પ્રમાણેના બધા તહેવારોએ સામાન્ય રીતે બધા નોકરો-ને છુટ્ટી મળતી હોય છે. જ્યાં તહેવારોને દિવસે પણ પુસ્તકાલય ખુલ્લું રાખવાનો રિવાજ હોય છે, ત્યાં કાં તો નોકરોની જુદીજુદી ટુકડીને વારા-ફરતી જુદાજુદા તહેવારોએ રજા મળતી હોય છે; અથવા તો એવી પદ્ધતિ હોય છે કે રજા આખા નોકરમંડળ માટે છે એવો સિદ્ધાંત સ્વીકારી, પછી જેજે નોકરો તહેવારને દિવસે તે દિવસ માટેના ખાસ વધારાના દરમાયાથી કામ કરવા તૈયાર હોય તેમને તે દિવસે એ રીતે રોકવા.

બિમારીને અંગે પણ નોકર વરસના અમુક દિવસ હકસરની રજા ચઢતે પગારે લઇ શકે છે. પુસ્તકાલયના જે નોકરો સારી રીતે જૂના અને ખાસ ઉપયોગના હોય તેમના દાખલામાં આવી રજાની મુદત લાંબી પણ કરી

શકાય છે અને તે ચઢતા પગારે જ. આ પ્રકારની રજાઓ વિષે ધ્યાનમાં રાખવાનું હોય છે તે એટલું જ કે, એ દિવસમધ્યાનો પૂરો લાભ વરસ દરમિયાન લઇ લેવાના હેતુથી કોઇ નોકર નક્કી નિમાયોને કાગળે પણ ઘેર બેસી રહે નહિ તેની સભાળ બને તેટલી રાખવી

ચઢતે પગારે જે લાબી રજાઓ—વેકેશન્સ—અપાય છે તે દર વર્ષે બે અઠવાડિયાથી માડીને એક મહિના સુધીની હોય છે આ મુદત વેપાર-ધધાની પેઢીના નોકરોની તેવી રજાની મુદત કરતા બેશક લાબી છે પણ પુસ્તકાલયના કાર્યકરો તો સ્વાભાવિક રીતેજ પોતાના ધંધાની સરખામણી વરસ દરમિયાન ત્રણત્રણ મહિનાની રજાઓ ભોગવનાર શાળાશિક્ષકો જોડે કરતા હોય છે અને એ દૃષ્ટિએ પુસ્તકાલયસેવકોની મુદત ટુકી છે એ સ્વીકારવુ ઘટે

દરેક પુસ્તકાલયસસ્થામા વત્તીઓછી છૂટથી બિનપગારી રજા આપવાનો ચાલ પણ હોય છે પણ આવી રજા એકીસાથે સામટા નોકરોને કોઇ પણ સજોગમા અપાવી જોઇએ નહિ જો અપાય, તો પુસ્તકાલયનુ કાર્ય સરળતાથી અને વ્યવસ્થાપૂર્વક થવામા ક્ષતિ આવી જાય એ દેખીતુ છે

૩

આ પુસ્તકના વાચનાર એટલી હકીકતથી વાકેફ હશે—અથવા તો હવે વાકેફ થવા જોઇએ,— કે ઘણાખરા અમેરિકન પુસ્તકાલયોમાં મદદનીશ કાર્યકરો તરીકે—અને કોઇ વાર ઉચા હોદ્દા પર પણ—સ્ત્રીઓની નીમણુક થતી હોય છે તેઓ આ કાર્ય ઘણી ચપળતાથી અને કુશળતાથી કરતી હોય છે આમ છતા, કહેવુ જોઇએ કે પગારની બાબતમાં અમેરિકન શિક્ષિકાઓના પ્રમાણમા આ પુસ્તકાલયસેવિકાઓને ઓછુ મળતુ હોય છે પુરુષ કાર્યકરોની દશા પણ આ બાબતમા લગભગ એવી જ છે બને ધધાઓ વચ્ચે સરખામણી કરતાં એવુ માલુમ પડ્યું છે કે નાના શહેરમાં સાર્વજનિક પુસ્તકાલયના ગ્રથપાલ કરતાં બેવડી રકમ ત્યાના મુખ્ય શાળાશિક્ષકને મળતી હોય છે અને મોટા શહેરની શાળાના વડા શિક્ષકને એ શહેરના શાળાપુસ્તકાલયના ઉપરી કરતાં બેવડો પગાર મળતો હોય છે આ સ્થિતિમા કોઇ પણ સ્ત્રી કે પુરુષ પુસ્તકાલયના ધધામાં આર્થિક લાભની દૃષ્ટિએ જોડાય તો તે નિરાશ જ થાય મહેનતાણુ જરૂરપૂરતુ અને પુસ્તકાલયના સ્થિતિસજોગ અનુસાર, પણ મુખ્ય ધ્યેય તો સેવા અને સાહિત્યશોખ

આ દૃષ્ટિ જેની હોય તે વ્યક્તિ જ કોઈ પણ દેશમાં પુસ્તકાલયસેવક તરીકે સારું કામ કરી શકે છે. વળી બીજું એ પણ લક્ષમાં રાખવાનું છે કે ગ્રંથપાલને હેડમાસ્તર કરતાં પગાર ઓછો મળે છે છતાં સમાજમાં તેનો દરજ્જો અને તેની પ્રતિષ્ઠા, એ તો હેડમાસ્તરથી જરાય નીચાં હોતાં નથી. પરિણામે ગ્રંથપાલને મળતી લોકસેવાની તક શિક્ષકોના જેટલી જ બલ્કે તેમનાથી વધુ મોટી અને વધુ સંગીન પણ હોય છે.

પેન્શનની પ્રથા અમેરિકન પુસ્તકાલયપદ્ધતિમાં સર્વસામાન્ય નથી. માત્ર કોઈક જ પુસ્તકાલય પોતાના આજીવન સેવક એવા ગ્રંથપાલને ઠીક રકમના પેન્શન પર નિવૃત્ત કરી શકે છે. બીજા ધંધાઓ જેટલી તેમાં આ પ્રથા વ્યાપક થઈ નથી.

પુસ્તકાલયના નોકરોનો જૂથવાર વીમો ઓછા દરે ઉતારવાની પ્રથા અમેરિકામાં છે. પુસ્તકાલય પોતે સંસ્થા તરીકે આમાં કશી મદદ આપતું નથી. ને ઘણી વાર તો, આ યોજનાનો લાભ લેવા માટે જૂથ જે ઓછામાં ઓછી સંખ્યાનું હોવું જોઈએ, તેવડું તે થઈ શકતું પણ નથી, કેમ કે નોકરમંડળ જુવાનોનું બનેલું હોય, તે ઉમરે પ્રીમિયમની રકમ ફાજલ પાડવી તેમને માટે સહેલી નથી. આવી યોજનાઓનું આકર્ષણ ઘણે ભાગે વયના વધવા સાથે જ થતું હોય છે.

પગારનો વધારો ત્રણમાંની એક રીતે કરવામાં આવતો હોય છેઃ (૧) ચઢઉતર પાયરીના ધોરણે-સીનિયોરિટી પ્રમાણે; (૨) એકંદર કાર્યનિપુણતાને આધારે; અને (૩) કોઈ જાતની કસોટીને આધારે. આ છેલ્લી રીતને માટે કાં તો પુસ્તકાલયશાસ્ત્રના અમુક વિષયોની પરીક્ષા લેવાનો રિવાજ હોય છે અથવા તો, વ્યક્તિગત ગુણો, કાર્યકુશળતા, પ્રજા સાથે મીઠો સંબંધ રાખવાની શક્તિઃ વગેરે લક્ષણોની નોંધવાળું પત્રક નોકરવાર—સેંટ લુઈના પુસ્તકાલયની માફક—હોય છે, જેના પરથી પગાર વધારવાનો નિર્ણય કરવામાં આવે છે.

૪

નોકરમંડળની કેટલીક વધુ વિશેષતાઓ અને તેને અપાતી સગવડોનો પરિચય કરી લઈને હવે વિષય આટોપીએ.

યુનાઈટેડ સ્ટેટસનાં બધાં સારાં પુસ્તકાલયોમાં નોકરોના ઉપયોગ માટે પુસ્તકાલયના મકાનનો અમુક ભાગ અલાયદો રાખવામાં આવે છે. એક કે વધુ ઓરડાઓના બનેલા એ ભાગમાં નોકરો પોતાની હેટો, લાકડીઓ,

ઓવરકોટ વગેરે ઉતારે છે, હાથ મોં ધુએ કે માથું ઓળે છે, બિછાનામાં કે સોફા પર—ખાસ કરી તબિયત બગડી આવી હોય ત્યારે—આરામ લે છે, અને ચા તથા નાસ્તો પણ બનાવે ને ખાયપીએ છે જે પુસ્તકાલયના નોકરોમાં સ્ત્રીઓ તથા પુરુષો પણ હોય છે તેમાં એ દરેક જાતિના માણસો માટે ઉપની જાતના ઉપયોગ સારૂ અલગ ભાગો રખાયા હોય છે

વળી ત્યાંના ઘણાખરાં પુસ્તકાલયોમાં ગ્રંથપાલ અમુક નિર્ણીત સમયે કે પોતાને યોગ્ય લાગે ત્યારે સઘળા કે અમુક કાર્યકરોની સભા પણ કોઇ બાબતની ચર્ચા કે સૂચનાઓ માટે બોલાવતા હોય છે એજ પ્રમાણે, કાર્યકરો પોતે પણ અંદરઅંદરના સ્નેહસમેલનો યોજીને તેમાં સામાજિક કે સાહિત્ય-વિષયક કાર્યક્રમ રાખે છે વળી ખાતાના ઉપરીઓ અને શાખાપુસ્તકાલયોના ગ્રંથપાલો પણ વારંવાર સ્થાનિક પુસ્તકાલયના પ્રશ્નોની વાટાઘાટ કરવા અને કોઇવાર પુસ્તક-ખરીદીને લગતા નિર્ણયો કરવા પણ ભેગા થતા હોય છે

આ સિવાય, સ્ટાફ ઍસોસિએશન ઑફ ધ ન્યુ યૉર્ક પબ્લિક લાયબ્રેરી જેવી નોકરમંડળની રીતસરની બંધારણવાળી સંસ્થાઓ પણ છે આ પ્રકારની સંસ્થાનું કાર્ય સહકારી ધોરણે સ્ટોર ચલાવવાનું તો કોઇ વાર પગારના વધારા માટેની ચળવળ ચલાવવા જેવું કાર્ય ઉપાડવાનું હોય છે ન્યુ યૉર્ક, વૉશિંગ્ટન અને બોસ્ટનના પુસ્તકાલયોને અંગે નોકરોના હક રક્ષનારા મજૂરમંડળની ઢબના મંડળો પણ છે આવા મંડળો પુસ્તકાલયસેવકોમાં બહુ માનીતાં થતા નથી, કેમ કે તેઓ મજુરની કોટિના ગણાવા કરતા વકીલ, ડૉકટર કે શિક્ષક જેવા ધંધાદારીઓ ગણાવાનું વધારે પસંદ કરે છે

મોટા અમેરિકન પુસ્તકાલયમાં અને ખાસ કરીને તો જેની ઘણી શાખાઓ હોય તેમાં, ગ્રંથપાલ અને મદદનીશો એકબીજાની પ્રવૃત્તિથી માહિતગાર રહે ને કામકાજને અંગે નોટિસો વગેરે પણ ફેલાવવાની હોય, તેથી તેવે સ્થળે હસ્તલિખિત પત્રિકા અથવા તો એક પ્રકારનું વર્તમાન પત્ર પ્રગટ કરવામાં આવતું હોય છે તેમાં પુસ્તકાલયને લગતા સ્થાનિક બનાવો અને ખબરો મૂકવામાં આવે છે

૫

પ્રસ્તુત પ્રકરણના વિષય સંબંધી વડોદરારાજ્યમાં શી પદ્ધતિ છે અને શાશા મુખ્ય નિયમો છે તેનું દિગ્દર્શન આપણે આ છેલ્લા વિભાગમાં કરીશું

પાટનગરના મધ્યવર્તી પુસ્તકાલયમાં નીચેની કક્ષાના અધિકારીઓ અને

નોકરો છેઃ ક્યુરેટર ઑફ્ લાઇબ્રેરીઝ; એસિસ્ટંટ ક્યુરેટર; ફરતાં પુસ્તકાલયોના સુપરિન્ટેન્ડેન્ટ; એક મુખ્ય ગ્રંથપાલ; ધીરધારખાતાના ગ્રંથપાલ; અંગ્રેજી, ગુજરાતી વગેરે જુદીજુદી નામાવલીઓ રાખનાર એકેક કેટલૉગર; મહિલા તથા બાલપુસ્તકાલયોનાં એકેક ગ્રંથપાલિની; મુખ્ય કારકુન, કારકુનો વગેરે.

દરેક પ્રાંતપુસ્તકાલયે એક ગ્રંથપાલ, ક્વચિત તેનો મદદનીશ તથા પટાવાળો રાખવાનો હોય છે. આ ગ્રંથપાલ સામાન્ય રીતે મેટ્રિક સુધીના જ્ઞાનવાળો હોવો જોઇએ. અને તેને પુસ્તકાલયશાસ્ત્રનું સારું જ્ઞાન હોવું જોઇએ. તેની સીધી દેખરેખ નીચે પુસ્તકાલય ચાલતું હોવાથી, તે બધી રીતે બરાબર ચાલે તે માટેની જવાબદારી તેને શિરે રહે છે.

કસ્બાપુસ્તકાલયે એક પગારદાર ગ્રંથપાલ રાખવાનો હોય છે અને એક પટાવાળો. ગ્રંથપાલે સામાન્ય રીતે શિક્ષણાનુભવશાળાના પહેલા વર્ષ લગીનો અથવા તો અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ કરેલો હોવો જોઇએ. પુસ્તકાલયની યોગ્ય વ્યવસ્થા માટેની બધી જવાબદારી તેની છે. ઘણી જગ્યાએ ગ્રંથપાલો માત્ર ચાલુ રોજકામ ('રૂટીન') સંભાળતા હોય છે અને તેમની વધુ મોટી ફરજો સ્થાનિક વ્યવસ્થાપકસમિતિ બજાવે છે.

ગ્રામપુસ્તકાલયમાં ગામના શાળાશિક્ષકે જ મંત્રી તેમજ ગ્રંથપાલની સંયુક્ત ફરજ અદા કરવાની હોય છે. તેની નીમણૂક પોતાના હોદ્દાની રૂયે જ થયેલી ગણાય છે. તેમાંનાં જેજે પુસ્તકાલયો પોતાનાં સ્વતંત્ર મકાન ધરાવનારાં હોય છે, તેમાં ઘણે ભાગે સ્વતંત્ર પગારદાર ગ્રંથપાલ હોય છે. અને મંત્રી તરીકે ગામનો કોઇ સુશિક્ષિત સજ્જન વ્યવસ્થાપકસમિતિ તરફથી નિમાય છે.

મધ્યવર્તી પુસ્તકાલયખાતાના કામકાજના કલાક નીચે પ્રમાણે છેઃ વાચનાલય વરસના ત્રણુસો ને પાંસઠે દહાડા સવારના આઠથી સાંજના આઠ લગી ખુલ્લું રહે છે. ખાતાના જુદાજુદા વિભાગનાં કાર્યાલયોમાં ૧૧ાથી પાનો કચેરીના કામકાજનો વખત હોય છે. ધીરનાર વિભાગનું કામ સવારસાંજ મળીને, ઋતુ પ્રમાણે, ૪ કે ૪ા કલાક ચાલુ હોય છે. બુધવારે સવારે એ વિભાગ બંધ હોય છે. અને બાલ તથા મહિલાપુસ્તકાલયોનો સમય સાધારણ રીતે ૧૨થી ૬નો રાખવામાં આવે છે. રવિવારે તથા રાજ્યના તહેવારોને દિવસે વાચનાલય સિવાયનું ખાતાનું બધું કામકાજ બંધ રહે છે.

# પ્રકરણ ૧૮મું

## પુસ્તકાલયને અંગેની સખાવતો

અમેરિકામાં પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે જેટલી સખાવત દાનવીર વ્યક્તિઓએ કરી છે, તેટલી કદાચ પ્રજાહિતના બીજા કોઈ કાર્યને અંગે કરી નહિ હોય આ સખાવતો ૧૯૧૪થી ૧૯૨૯ સુધીના દોઢ દસકા દરમિયાન એટલી મોટી રકમોની હતી તથા એટલી સંખ્યાબંધ હતી, કે કેટલાકને તો એમ પણ લાગેલું કે પુસ્તકાલયો વાપરવાની પ્રજાની શક્તિના પ્રમાણમાં આ દાનો વડે હસ્તીમાં આવતાં પુસ્તકાલયો ઘણાં વધી પડે છે અને આખી પ્રવૃત્તિ કૃત્રિમ બની જાય છે. પણ હકીકત તો એ હતી અને છે કે પુસ્તકાલયો અપનાવવાની પ્રજાની તૈયારી જોઈને પછી જ આ દાનો દેવામાં આવેલાં. પુસ્તકાલયોને પોતાના જીવનમાં સ્થાન આપવાની પ્રજાની તૈયારી તો ઉલટી એટલી સરસ અને સંપૂર્ણ હતી કે કેટલેક સ્થળે તો પ્રજાજનોએ દાન લઈને મકાન બાંધવાની તથા પુસ્તકાલય નભાવવાની તક મળી તે પણ જવા દીધી અને સ્વાશ્રયથીજ આખી સંસ્થા ઉભી કરવાનું ને ચલાવવાનું પસંદ કર્યું. વળી ટીકાકારોએ એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે જે મોટી સખાવતો કાર્નેગી જેવાએ કરી છે તે સઘળીમાં પણ પ્રજાના સ્વાશ્રયને મહત્ત્વનું સ્થાન છે. આવો સ્વાશ્રય અને આવી જવાબદારી ઉઠાવવાની તત્પરતા પ્રજામાં હોય, ત્યાં એમ કેમ કહી શકાય કે પ્રજા

પુસ્તકાલયોને માટે કુદરતી ક્રમે જ તૈયાર થઈ શકેલી નહોતી? વાસ્તવિક રીતે તો, ઊલટું એમ કહી શકાય કે અમેરિકામાં લોકકેળવણીની વ્યાપકતાને પરિણામે વાચનપ્રેમ પણ એટલો વ્યાપક બન્યો છે કે સખાવત કરનાર દાનવીર ત્યાં ન પાક્યો હોત તો પણ લોકો આ પ્રવૃત્તિને આટલી જ વિશાળ કરી શક્યા હોત. ફરક જો કૈં પણ પડત તો એટલો જ કે કાર્નેગી સરખાની ઉદારતાએ જે સુપરિણામ વહેલું આણ્યું તે થોડું મોડું આવત. પણ મોડું યે એ આવત તો ખરું જ, એમ માનવામાં કૈં શંકાનું કારણ રહેતું નથી.

૨

આ વિભાગમાં આપણે કાર્નેગીની આ સખાવતની યોજનાનો ટુંકો પરિચય કરીશું; અને પ્રસંગોપાત્ત, તેમને પોતાને માટે પણ શરૂઆતમાં થોડું કહીશું.

એન્ડ્રુ કાર્નેગી મૂળે સ્કૉટલંડના વતની હતા અને દસ વરસની ઉંમરે, ૧૮૪૫ની સાલમાં, અમેરિકા આવીને તેમણે તારખાતામાં ખેપીઆની નોકરી લીધેલી. તેમને શાળા કે પાઠશાળાની કેળવણી મળી નહોતી. જે કૈં જ્ઞાન સંપાદન કરેલું, તે જાતમહેનતથી. એ વખતે અમેરિકામાં પણ હજી સાર્વજનિક પુસ્તકાલયો થયાં નહોતાં, પણ એન્ડર્સન નામે વિદ્યાપ્રચારનો ઉત્સાહી એક ગૃહસ્થ મજૂરોનાં બાળકને એકેક પુસ્તક મફત વાંચવા આપતો. આ વાતની નાના એન્ડ્રુને જાણ થતાં તેણે એ સખી દિલના ગૃહસ્થને વિનંતિ કરી કે કારખાનાના જુવાન મજૂરોને કે તેમનાં બાળકોને તમે પુસ્તકો આપો છો તેમ અમને બીજા પ્રકારનાં બાલમજૂરોને પણ કાં ન આપો? એન્ડર્સને વિનંતિ સ્વીકારવાથી આપણા કિશોરવયના વાચનપ્રેમીને પોતાનું જ્ઞાન વધારવાની સરસ તક મળી અને તેણે તેનો લાભ પૂરેપૂરો ઉઠાવ્યો. પોતાના જીવન પર આ બનાવે કરેલી અસરનો ખ્યાલ આપવા તેના પોતાના શબ્દો વાપરીશું. તે કહે છે:

"આ રીતે મારા અંધકારમય જીવનમાં પ્રકાશનાં કિરણ દાખલ થવાનો માર્ગ મોકળો થયો. હું ફુરસદ મળે ત્યારે દિવસે અને રાત્રે પણ વાંચતો. હું અને મારા સાથીઓ નઠારી સોબત તથા દુષ્ટ કુટેવોથી મુક્ત રહી શક્યા તેનું માન પણ ઘણે અંશે એ ભલા કર્નલ એન્ડર્સનની સખાવતને ઘટે છે."

આ ઉપરાંત, કાર્નેગીના પિતા—જેઓ ધંધે તો વણકર હતા, તેઓ—પણ મોટા પુસ્તકપ્રેમી હતા અને મિત્રોની મદદથી તેમણે જે નાનું ખાનગી

પુસ્તકાલય સ્થાપેલું, તેનો લાભ પણ એ જુવાને પુષ્કળ લીધેલો. ઊગતી વયે આવા સારા સંસ્કાર જેને પડ્યા હોય તે મોટી વયે બીજાંને પણ તેવો લાભ સહેલાઈથી મળે તેવી યોજના કરે તેમાં શું આશ્ચર્ય? તેવી યોજના આ મરદ દાતાએ, પોતે પાકટ ઉમરે પોલાદના ઉદ્યોગમાં જ્યારે પુષ્કળ ધન કમાયા ત્યારે, કરીને પોતાના જાતભાઈઓ પર એક મહાન ઉપકાર કર્યો.

એન્ડ્રુ કાર્નેગી નામના સમર્થ અમેરિકન કોટ્યધિપતિએ પુસ્તકાલયોને બાદશાહી રકમોની સખાવતો કરી છે એટલી જ ઉપલક માહિતી જેમને હશે તેઓ કદાચ એમ માનતા હશે કે એ દાનવીરે પુસ્તકાલયનો આદિથી અંત સુધીનો બધો ખર્ચ—મકાન, પુસ્તકસંગ્રહ, કાયમી નિભાવફંડ, એ બધો જ ખર્ચ—આપવાનું માથે લીધું હશે. પણ હકીકત તેમ નથી. આ યોજનાને અંગે જે પૈસા આપવામાં આવે છે, તે માત્ર મકાનને માટે. તે સિવાયની બધી જવાબદારી તેતે સ્થળની સ્થાનિક શહેરસુધરાઈની હોય છે. યોજનાના સંચાલકો સુધરાઈ સાથે આ વિષયમાં જે કરારનામું કરે છે તેમાં એવી ગોઠવણ હોય છે કે તે સ્થળના મકાન માટે જેટલી રકમ યોજનાને અંગે સખાવત તરીકે મળી હોય તેનો દશ ટકા જેટલો ભાગ પુસ્તકાલયને અંગેના ખર્ચ માટે દર વર્ષે વાપરવા સુધરાઈના વ્યવસ્થાપકો બંધાય છે. પાછળથી ૧૦ ટકા રકમ ઓછી લાગવાથી તે વધારીને પંદર ટકા કરવામાં આવેલી. સામાન્ય નિયમ તો એ પ્રમાણે જ છે, પણ વ્યવહારમાં કોઈ વાર એવું બને છે કે સુધરાઈએ પંદરથી વધુ ટકા દર વર્ષે પુસ્તકો, નોકરો, વગેરે પર ખર્ચવા પડે. આ રીતે, ન્યુ યોર્ક સાર્વજનિક પુસ્તકાલય જેવી જબરી સંસ્થાએ વાર્ષિક ખર્ચ કાર્નેગી-સખાવતના પંદર નહિ પણ ચાળીસેક ટકા જેટલો કરવો પડે છે. પરંતુ આ જવાબદારી તે ખુશીથી ઉઠાવે છે.

યોજનાને અંગે સ્થપાયલા દરેક પુસ્તકાલયની વ્યવસ્થા સ્થાનિક પ્રજાજનો જ કરતા હોય છે. યોજનાની એક બીજી વિશેષતા એ છે કે કાર્નેગીનું નામ સંસ્થા સાથે જોડવાની શરત પણ કરવામાં આવતી નથી. મકાન પર ચોઢાતી તખ્તીમાં તેનું નામ કેટલીક વાર હોય છે તે તો સુધરાઈવાળાએ પોતાની મેળે આભારવૃત્તિથી પ્રેરાઈને જ મૂકેલું હોય છે.

એવી ગણતરી કરવામાં આવી છે કે કાર્નેગી-યોજનાને અંગે અંગ્રેજી બોલતી પ્રજાઓમાં જે પુસ્તકાલયો જુલાઈ ૧૯૧૯ સુધીમાં સ્થપાયાં હતાં

તે આશરે ત્રણ હજાર હતાં અને તેમાં આશરે સાડા ૭ કરોડ ડૉલર એટલે લગભગ વીસ કરોડ રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો. કાર્નેગીની આ સિવાયની સખાવતો પણ હતી. જે એકલીજ ૨૦ કરોડ ડૉલરની હતી

૧૯૧૧ની સાલમાં ૧૨॥ કરોડ ડૉલરનું કાર્નેગી કૉર્પોરેશનનું ટ્રસ્ટ યુનાઇટેડ સ્ટેટસ અને કૅનેડામાં જ્ઞાનપ્રચાર કરવા માટે સ્થાપવામાં આવ્યું હતું. ૧૯૧૮માં તેનું કાયમફંડ ૧૩ કરોડ ડૉલરનું હતુ.

૩

અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થા એ વસ્તુજ એવી છે કે તેને રાજ્યમદદ અથવા તો પ્રજામદદ સારા પ્રમાણમાં મળતી હોય તો પણ ખાનગી, વ્યક્તિગત મદદની જરૂર તેને રહ્યા જ કરે. તેના કેટલાક ખર્ચ એવા છે જેવાને માટે જાહેર ફંડમાંથી પૈસા વાપરવા એ યોગ્ય નથી એક દષ્ટાંત લઇએ ન્યુ યૉર્કનું સાર્વજનિક પુસ્તકાલય એક જબ્બર સંસ્થા છે. તેને શહેરની સુધરાઈના દર વર્ષે પચાસ હજાર ડૉલર મળે છે. આમ છતાં તે આશ્રયદાનોની માગણીના છાપેલા વિનતિપત્રો કેટલાંય વર્ષ લગી મોકલતું ને તે રીતે મળેલી રકમોનો ઉપયોગ શાખાપુસ્તકાલયોને શણગારવામાં કે ફૂલ-રોપનાં કુંડાં વસાવવામાં તે કરતું. દેખીતુ છે કે આવા કાર્યમાં પ્રજાકીય નાણાં બનતાં સુધી ન વપરાય તો સારૂં. બીજી બાજુ, શણગાર અને શોભા એ પુસ્તકાલયનાં એવાં આકર્ષણો છે કે કલાપ્રિય અને સ્વચ્છતાપ્રિય પ્રજાને માટે તો એ વસ્તુઓ પુસ્તકાલયનાં આકર્ષણોમાં ઉમેરો કરનારી, કદાચ વાચકસંખ્યાને વધારનારી પણ, ગણાય. આ સંજોગમાં, વ્યક્તિગત દાનોની માગણી પુસ્તકાલય કરે અને તે સંતોષવામાં આવે તેમા કૈં ખોટું નથી. અને આ પરથી આપણે એમ પણ કહી શકીએ કે ગમે તેવાં સમૃદ્ધ સાર્વ-જનિક પુસ્તકાલયને પણ દાનની ના પાડવી પોસાય તેમ નથી.

નાણાં સિવાયની એટલે કે વસ્તુઓની ભેટો પણ સાર્વજનિક પુસ્તકાલય સ્વીકારી શકે છે આવી ભેટો પુસ્તકોની હોય, ચિત્રો કે શિલ્પકામની હોય કે પછી જમીન અને રાચરચીલાની પણ હોય. આવી ભેટો બીનશરતી હોય તો વધુ સારી, કેમકે પુસ્તકોનો આપનાર તે પુસ્તકસંગ્રહને મકાનના અમુક ભાગમાં જ ને અમુક રીતે જ ગોઠવવાનો આગ્રહ ધરે અથવા તો વર્ગીકૃત નામાવલીમાં તેને અમુકજ ધોરણે દાખલ કરાવવા માગે તો તેવી શરત પુસ્તકાલયને હરેક દાખલામાં પરવડે તેવી ખાતરી નથી.

આવી સર્વ ભેટોનું જુદું દફતર ઘણાંખરાં પુસ્તકાલય રાખતાં હોય છે અને ખાસ છાપેલાં પત્રક પર તેનો સ્વીકાર કરીને તે પત્રક દાતાને મોકલે છે.

ઉપર જેને કહ્યું તે ઉછીનાં કે ન્યાસ ('ડીપૉઝિટ') તરીકે પુસ્તકાલયમાં અમુક વખત માટે આવતાં પુસ્તકો ચિત્રો વગેરેને પણ લાગુ પડે છે. આ પ્રથા કેટલાંક પુસ્તકાલયો પસંદ કરતાં નથી પણ નુકસાની માટેની જવાબદારીથી રહિત હોય ત્યારે એવાં પ્રદર્શન કરવામાં કંઈ ખોટું નથી; ઊલટું, આ રીતે વિરલ ગ્રંથો કે કલાકૃતિઓનો અસામાન્ય લાભ પુસ્તકાલયના ગ્રાહકોને મળી શકે છે.

૪

પ્રાચીન ભારતવર્ષમાં તો વિદ્યાઓના વિકાસને માટે દાન દેવાનો મહિમા ઘણો મોટો મનાતો અને આપણાં નાલંદા જેવાં વિદ્યાપીઠો એ સુપ્રથાને જ આભારી હતાં તથા એ પ્રથાને પ્રતાપે જ ઉત્તમ પુસ્તકાલયો વસાવી શકેલાં એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પણ મધ્યકાલમાં એ મહિમા ઝંખવાયો હતો એમ કહીએ તો તેમાં હકીકતનું જ કથન રહેલું છે. મધ્યકાલીન ભારતની સંસ્કૃતિ પર કેટલીક એવી અસરો થએલી જેને લીધે વિદ્યાપોષણ પ્રત્યેથી પ્રજાનુ વલણ બ્રહ્મભોજને નાતવરા, મંદિરો, અન્નક્ષેત્રો, ધર્મશાળાઓ, વગેરેની બાજુએ વધારે થવા લાગ્યું. મંદિરો કે ધર્મશાળાને માટે વિવેકપૂર્વક સખાવતો થાય તેનો ખાસ વાંધો નથી એમ એક દૃષ્ટિએ કદાચ કહી શકાય, પણ, આપણે ત્યાં લગભગ હમણાં સુધી થતું તેમ, જ્ઞાનખીલવણીને ભોગે આજના જમાનામાં તેવી સખાવતો બહુ પ્રમાણમાં થવાની જરૂર નથી એ તો સૌ કોઈ બુદ્ધિમાનોને ગળે ઉતરે તેવી વાત છે. શાળાઓ, કૉલેજો, છાત્રાલયો અને પુસ્તકાલયો એ આધુનિક મંદિરો જ ખરાં ને પહેલાં દાનપાત્ર મંદિરો હવે તો મનાવાં જોઇએ. બ્રિટિશ અમલ સાથે પ્રજાનું જે પુનરુત્થાન આધુનિકતાની દિશામાં થવા લાગ્યું તેણે આવી માન્યતા ધીરેધીરે શરૂ કરી અને પ્રજામાનસમાં તે જામતી જાય છે તે વાતની નોંધ પણ અહીં વિનાસંકોચ લેવી જોઇએ જ. તે માન્યતા અને તેણે પોષેલી સદ્‌વૃત્તિને પરિણામે જ આપણે ત્યાં ગયાં પોણોસોએંશી વર્ષમાં જેમ કેળવણીની સંસ્થાઓ તેમ સુરતની એન્ડ્રુસ લાયબ્રેરી, નડિયાદની ડાહીલક્ષ્મી લાયબ્રેરી, નવસારીની રાણા લાયબ્રેરી કે અમદાવાદની આપારાવ લાયબ્રેરી જેવાં જૂનાં પુસ્તકાલયો હસ્તીમાં આવી શક્યાં. એ પુસ્તકાલયોની સ્થાપના

પછીના સમયનો ઇતિહાસ જોતાં જણાય છે કે વડોદરારાજ્યે પુસ્તકાલય-પ્રવૃત્તિ વેગથી ઉપાડી અને તેનું મહત્ત્વ પ્રજાને સમજાવ્યું, ત્યારથી શ્રીમંત પ્રજાજનોએ પોતાની ઉદાર સખાવતોનાં વહેણ આ દિશામાં વાળવાનાં શુભ પગલાં એક પછી એક ભરવા માંડ્યાં છે. પુસ્તકાલયના મકાનો તથા બીજા ખર્ચ માટે વડોદરારાજ્યના ધનિકોએ માત્ર ઉદારતાથી નહિ, પણ આનંદથી પણ હજારો રૂપિયા આપવા જેટલી અર્વાચીન દૃષ્ટિ અને સેવાવૃત્તિ દાખવી છે એમ કહેવું અનુચિત નથી. તેવા રૂ. ૫,૦૦૦ કે તેથી વધુ રકમના દાન પુસ્તકાલયોને કરનાર સજ્જનોનાં નામો—જે તેતે શહેરના સાર્વજનિક પુસ્તકાલયને જોડાયલાં છે, તે—જરૂરી વિગતો સાથે, આ પ્રકરણ પૂરું કરતા સંભારવાં એ આપણું કર્તવ્ય છે:

| ગામ | દાતાનું નામ | રકમ |
|---|---|---|
| ૧. પેટલાદ | શેઠ ચંદુલાલ કેશવલાલ | રૂ ૧૦,૦૦૦ |
| ૨. બીલીમોરા | ,, જહાંગીરજી બ. પિટિટ | ,, ૯,૨૫૦ |
| ૩. અમરેલી[1] | બાઇ તાપીબાઇ રણછોડદાસ | ,, ૮,૦૦૦ |
| ૪. પાટણ[1] | બાઇ મૂળીબાઇ અંબાગમ કોઠારી | ,, ૭,૦૦૦ |
| ૫. વડનગર | શેઠ ભોગીલાલ ચકુભાઇ | ,, ૭,૦૦૦ |
| ૬. ભાદરણ | પટેલ મગનભાઇ વાઘજીભાઇ | ,, ૭,૦૦૦ |
| ૭. વીસનગર | શેઠ વલ્લભરામ હેમચંદ | ,, ૫,૦૦૦ |
| ૮. કઠોર | ,, છગનલાલ નમજીચંદ ગલિયારા | ,, ૫,૦૦૦ |
| ૯. સિદ્ધપુર | ,, લક્ષ્મીચંદ સુંદરજી | ,, ૫,૦૦૦ |
| ૧૦. ગણદેવી | ,, કાવસજી ધ. ગઝદર | ,, ૬,૦૦૦ |
| ૧૧. બેટ શંખોદ્ધાર | ,, ઘેલાભાઇ ઠાકરશી ,, ૪૫૦ દર વર્ષે વ્યાજ આવે, એટલી રકમનુ ટ્રસ્ટ છે. | |
| ૧૨. મહેસાણા | ,, છગનલાલ પી. પરીખ | રૂ. ૫,૦૦૦ |



૧. આ બંને સ્થળની સખાવત મહિલાપુસ્તકાલય માટે થઇ છે.

# પ્રકરણ ૧૯મું

## પુસ્તકાલય પ્રકાશક તરીકે

યુ. સ્ટે.નાં કેટલાંક પુસ્તકાલયો પ્રકાશનનું કાર્ય પણ સારા પ્રમાણમાં કરતાં હોય છે. તેમનામાંનાં કેટલાંકને પોતાનું છાપખાનું પણ છે, જેમાં તેઓ પોતાનાં પ્રકાશનો છાપવા ઉપરાંત પરચુરણ કામ મેળવીને પણ આવક કરતાં હોય છે. વળી, ત્યાંના ગ્રંથપાલોએ સંગઠિત થઈને પોતાનું જે મહામંડળ અમેરિકન લાઈબ્રેરી એસોસિએશન નામનું સ્થાપ્યું છે તેની તરફથી બહાર પડતાં પુસ્તકો ત્યાંની તેમજ જગતની પુસ્તકાલયપ્રવૃત્તિને ઘણાં ઉપયોગી હોય છે.

'પુસ્તકાલયનું સૌથી પ્રચલિત પ્રકાશન એ તેની પ્રવૃત્તિઓ, ધારાધોરણ તથા પુસ્તકાલયની દુનિયાના બનાવોની નોંધ લેનારું સામયિક—જે ઘણે ભાગે એક માસિકપત્ર જ હોય છે તે—છે. ઉપલાં અંગો ઉપરાંત તેમાં પુસ્તકાલયે *અવારનવાર ખરીદેલાં નવાં પુસ્તકોની તથા કોઈ ખાસ વિષયનાં પુસ્તકોની* યાદી તથા સ્થાનિક સમાચાર પણ આપવામાં આવે છે. ઉપરાંત, તેના કાર્યનો એક વધુ કીમતી અને સ્થાયી ભાગ પણ છે. એ ભાગ તે, પુસ્તકાલયમાં સંગ્રહવામાં આવેલી જૂના વખતની કે થોડાં વર્ષ પરની હાથપ્રતોનું ક્રમિક પ્રકાશન. હાથપ્રત જેમ કોઈ જૂના અપ્રસિદ્ધ કાવ્યની, નાટકની કે શાસ્ત્રીય ગ્રંથની હોય તેમ એકાદએ જમાના પર થઈ ગએલા કોઈ પ્રસિદ્ધ

પુરુષ કે સ્ત્રીનો લોકોપયોગી પત્રવ્યવહાર, રોજનિશીઓ કે એવી સામગ્રીની પણ હોય. સાહિત્યના કે સમાજના ઇતિહાસમાં ઉપયોગી આવી સામગ્રીને શ્રમપૂર્વક મેળવી, તેનું યોગ્ય રીતે સંપાદન કરી, પ્રકાશમાં આણનાર પુસ્તકાલય એક મોટી સેવા કરે છે તેની કોઇથી ના કહી શકાશે નહિ.

સામયિક પછી બીજા નંબરનું પ્રકાશન તે ગ્રંથયાદી, ઉર્ફે વર્ગીકૃત નામાવલી. એવી યાદી પહેલેથી સંગ્રહાયલાં પુસ્તકોની એક વાર થઇ ગઇ હોય તો પછી તેની પૂરવણી તરીકે નાની પત્રિકાઓ જ કાઢવાની રહે છે. વિશિષ્ટ વિષયોનાં પુસ્તકાલયમાંનાં પુસ્તકની તેવી યાદી પણ જરૂર હોય ત્યાં બહાર પાડવામાં આવે છે.

પ્રકાશનોનો ત્રીજો મહત્ત્વનો પ્રકાર તે પુસ્તકાલયનો-સંસ્થા તરીકેનો વાર્ષિક અહેવાલ. આ કોઈ વાર માત્ર પુસ્તકપ્રચારના તથા હિસાબના આંકડાનાં કોષ્ટકરૂપે હોય છે તો કોઇ વાર, તે ઉપરાંત, વર્ણનાત્મક અને છબીઓ સહિતનો પણ હોય છે. જો વર્ણનાત્મક હોય તો લેખકની શૈલી આકર્ષક હોવી ઘટે, કેમકે એવા અહેવાલોને લીધે પુસ્તકાલય વધુ લોકપ્રિય થાય છે.

જેતે પુસ્તકાલય વિશે વિગતવાર માહિતી આપતું 'પુસ્તક એ પુસ્તકાલયપ્રકાશનનો ચોથો પ્રકાર છે. આ પુસ્તકમાં તેનો ટુંકો ઇતિહાસ આપવામાં આવે છે તેમજ તેની વ્યવસ્થા, વહીવટ, નિયમો, નોકરમંડળ વગેરે આ વિષયમાં રસ લેનારાઓને ઉપયોગી હકીકતો આપવામાં આવી હોય છે. આવાં ત્રણ અંગ્રેજી પુસ્તકો સેંટ્રલ લાઇબ્રેરી ડીપાર્ટમેંટને અંગે વડોદરા તર્ફથી પ્રગટ થયાં છે. તેવું જ એક ગુજરાતી પુસ્તક પણ છે.

અધ્યયનખંડ વિશેના પ્રકરણમાં તેના એક ખાસ ઉપયોગ વિશે ઉલ્લેખ આવી ગયો છે. એ ઉપયોગ તે, એ વિભાગમાંની અનેક પ્રકારની જે સામગ્રી, તેનું વિષયવાર કે પેટાવિષયવાર, તારણ કરીને કે સારાંશ કાઢીને, જ્ઞાનપ્રચારના ગ્રંથોનું પ્રકાશન. ખરી રીતે આ કામ દરેક પુસ્તકાલયના ગ્રંથપાલે પોતે કરવું ઘટે કેમકે એ સામગ્રીથી તે પોતે પરિચિત હોય છે તેટલું બીજું કોણ હોય? પણ અમેરિકન ગ્રંથપાલોમાંના પણ થોડા જ એ કર્તવ્ય બજાવતા હોય છે. વધુ અંશે તો ઉત્સાહી પત્રકારો કે વિદ્વાન અધ્યાપકો એવા ગ્રંથો તૈયાર કરી પ્રગટ કરાવતા હોય છે. પણ એક બીજા પ્રકારનું સાહિત્ય-પુસ્તકાલયના શાસ્ત્રને લગતું-એ એવી વસ્તુ છે કે ગ્રંથપાલોએ જ

તે રચવાનું હોય છે. પશ્ચિમના સઘળા અગ્રણી ગ્રંથપાલોએ આ દિશામાં સંગીન અને કીમતી સેવા કરીને પુસ્તકાલયના વાઙ્મયને યુરપઅમેરિકામાં બહોળા પ્રમાણમાં ખીલવ્યું છે અને હજી પ્રતિવર્ષ ખીલવતાજ રહે છે. વળી તેમનામાંના કેટલાકે તો એ શાસ્ત્ર બહારના વિષયો પર પણ ગ્રંથો લખવામાં પુસ્તકાલયનો સદુપયોગ કર્યો છે. જસ્ટિન વિન્સરકૃત 'નેરેટિવ એંડ ક્રિટિકલ હિસ્ટરી' તથા લાર્નેડકૃત 'હિસ્ટરી ફોર રેડી રેફરન્સ' એ આ કથનનાં સારાં દૃષ્ટાંતો છે.

* * *

વડોદરાના પુસ્તકાલય સહાયક સહકારી મંડળે કરેલાં પુસ્તકાલયશાસ્ત્રનાં પ્રકાશનોની યાદી અહીં આપવી ઉચિત છે. તે નાનામોટા મળીને દસ ગ્રંથો નીચે પ્રમાણે છેઃ

૧. વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ
૨. વટહુકમો અને સર્ક્યુલરોનું એકીકરણ, ભા. ૧
૩. પુસ્તકાલયસર્વસંગ્રહ
૪. ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી
૫. ગુજરાતી પુસ્તકાલયો માટે વર્ગીકરણપદ્ધતિઃ આવૃત્તિ ૨
૬. વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૧
૭. ,, ,, ,, ,, ૨
૮. વટહુકમો અને સર્ક્યુલરોનું એકીકરણ, ભા. ૨
૯. બાલસાહિત્યસર્વસંગ્રહ.
૧૦. અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો

## પ્રકરણ ૨૦મું

### પુસ્તકોની બાંધણી

'મેન્યુઅલ ઓફ લાઇબ્રેરી ઇકોનોમી'માંના આ વિષય પરના પ્રકરણનો આરંભ કરતાં, વિર્મિંગ્ટન ઇન્સ્ટિટ્યુટ ફ્રી લાઇબ્રેરીવાળા મિ. આર્થર બેઇલી, કેટલાક જાણવા જેવા આંકડા આપીને, પુસ્તકાલયપ્રવૃત્તિમાં પુસ્તકોની બાંધણી જે અગત્યનું સ્થાન ધરાવે છે, તેની પર ધ્યાન ખેંચે છે. તેમના કહેવા પ્રમાણે, યુનાઇટેડ સ્ટેટસનાં વીશ મોટાં પુસ્તકાલયોના આંકડા મેળવવાથી એવું માલુમ પડ્યું છે કે દરેક પુસ્તકાલય તેના કુલ વાર્ષિક ખર્ચનો જે ભાગ બાંધણી પર ખર્ચે છે તેનું ટકાપ્રમાણ ૩·૬ થી માંડીને ૯·૮ સુધી આવે છે. ડોલરના ધોરણે ગણતાં જે રકમ આવે છે તે બે હજારથી પચ્ચીસ હજાર ડોલર સુધીની દર વર્ષે હોય છે. આપણા સ્થાનિક આંકડા જોતાં જણાય છે કે વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયખાતાના બાંધણીખાતાનો કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૧,૨૦૦)થી પણ વધારે સામાન્ય રીતે આવતો હોય છે.

આ સર્વે મોટી સંખ્યાના આંકડા શું સૂચવે છે? તે એવું સૂચવે છે કે પુસ્તકાલયે બાંધણીને અંગે આવો મોટો ખર્ચ—સામાન્ય માણસને તો કદાચ સમજવો પણ મુશ્કેલ તેવો ખર્ચ—કરવો પડતો હોવાથી, સંસ્થાની પ્રવૃત્તિના આ વિભાગને નજીવો ગણવો જોઇએ નહિ, પણ તેની પર ગ્રંથપાલે વિવેકપૂર્વક અને કાળજીપૂર્વક હંમેશાં સરત રાખવી જોઇએ ભૂતકાળમાં એવું બનતું કે ગ્રંથપાલ બાંધણીના વિષયને લગભગ તુચ્છ ગણતો ને તેથી

તેને હાથે એ કાર્યમાં ઠીકઠીક નાણું વેરાતાં હોવા છતાં, પુસ્તકાલયને તે પ્રમાણમાં બદલો મળતો નહિ. એ જૂનો ગ્રંથપાલ કયું પુસ્તક કેટલું ઘસાવાનું છે તેનો કશો વિચાર જેમ કરતો નહિ, તેમ જ બાંધણી કરવામાં વપરાતી સામગ્રીના ગુણદોષની ગતાગમ પણ તેને ઝાઝી હતી નહિ. પરિણામે, ઉપર કહ્યા પ્રમાણે વધુ પૈસે ઓછું કામ મેળવવાની કળા તેણે હસ્તગત કરેલી જણાતી; તે જેટલે અંશે પુસ્તકાલયના પૈસા ખર્ચવા માટે તેટલે જ અંશે પુસ્તકનું આયુષ્ય ટૂંકાવવા માટે જાણેઅજાણે જવાબદાર બની જતો.

હવે એ સ્થિતિ રહી નથી અને કોઇ સ્થળે રહેતી હોય તો તે ઇષ્ટ પણ નથી. હવે તો પુસ્તકાલયનું શાસ્ત્ર ઘડાવા અને વિકસવા સાથે, પુસ્તકોની બાંધણી વિશે પણ જ્ઞાનપૂર્વક અને ઝીણવટથી વિચાર કરવામાં આવ્યો છે. તેના કેટલાક વિચાર આ પ્રકરણમાં રજુ કરીશું.

૨

સામાન્ય સમજ એવી હોય છે કે અમુક પુસ્તકની જે કિમ્મત પુસ્તકાલયે તેના વેચનારને આપી, તે જ તેની પરનો ખર્ચ છે; પણ આ સમજ બરાબર નથી. પુસ્તક ખરીદાઇને પુસ્તકાલયમાં આવ્યું ત્યારથી શરૂ કરીને, તેની પર જે જે ખર્ચ તેની મૂળ કિમ્મત ઉપરાંત થયો હોય—એટલે કે તેને નવું હોય ત્યારે જ ફરીથી બંધાવવાનો અને પાછળથી એક કે વધુ વાર સુધારવા કે સમરાવવાનો ખર્ચ—તે સઘળો ખર્ચ,—પુસ્તકને તદ્દન નિરુપયોગી ગણી રદ કરીને અભરાઇ કે કબાટ પરથી કાઢી નાખવામાં આવે ત્યાં સુધીનો તેનો ખર્ચ,—એ તેની કિમ્મતમાં ગણાય છે. વળી, આ કુલ ખર્ચના આંકડાનું પ્રમાણ, પુસ્તક કેટલી વાર બહાર ફરવા-વંચાવા-ગયું તે આંકડાના પ્રમાણ સાથે મેળવીને, દરેક પુસ્તકના ફેરાદીઠ તેનો ખર્ચ પણ આંકવામાં આવે છે. પુસ્તકદીઠ આવો જે આંક નીકળે, તે નાનો હોય કે મોટો, તે પ્રમાણે પુસ્તકની ઉપયોગિતા અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયમાં ગણાતી હોય છે. પુસ્તક સંસ્થાને મોંઘું પડયું કે સોંઘું, તેનો નિર્ણય પણ આ પદ્ધતિ વડે જ કરાય છે.

દાખલો આપવાથી આ મુદ્દો વધારે સ્પષ્ટ થશે. દાખલો આ વિષયના એક ગુજરાતી લેખકના[1] પુસ્તકમાંથી જ ટાંકીશું :

૧. રા. કેશવપ્રસાદ દેસાઇકૃત 'પુસ્તકાલય' પૃ. ૭૪.

"કોઈ પુસ્તક ચાર રૂપિયાની કિમ્મતનું છે. બધું મળીને તે સાત વરસ ચાલે છે. અને તેમાં ત્રણ વાર બંધાવવું પડે તેના ત્રણ રૂપિયા મળી કુલ સાત રૂપિયા ખર્ચ આવે. એટલે દર વર્ષે સરેરાશ તે પુસ્તકના ખર્ચ ખાતે એક રૂપિયો આવે. પણ જો પહેલેથી જ એ પુસ્તક લાઇબ્રેરીને લાયકના મજબૂત પુંઠાનું આવતું હોય અને એક રૂપિયો વધારે થતો હોય અને તેને બદલે ફક્ત એક જ વાર બંધાવવું પડતું હોય તો ચોખ્ખા એક રૂપિયાનો નફો થાય. પરંતુ ફરીફરી બંધાવતી વખતે બંધાવ્યા પછી તે પુસ્તક કેટલું ચાલશે તે તપાસવું જોઇએ."

આ ઉતારામાં જે પહેલેથી જ આવનાર લાઇબ્રેરીને લાયક મજબૂત પુંઠાનો ઉલ્લેખ છે, તે પ્રકારનું પુંઠું ઘણી વાર પ્રકાશકો વાપરતા નથી એ સ્થિતિમાં, પુસ્તક નવું આવે તેવું જ તેને બાંધણી માટે મોકલવાનું હોય છે તથા તે પાકું મજબૂત બંધાઇ આવેથી જ પ્રચારને યોગ્ય થાય છે. આવો ખર્ચ અલબત્ત બધાં જ નબળાં પુંઠાંના પુસ્તકો પર નહિ, પણ જે છૂટથી અને લાંબો વખત વપરાવાનાં હોય તેની પર જ કરવો પોસાય. બીજું એ જોવાનું હોય છે કે આવી રીતે બંધાવાતા પુસ્તકનો અંદરનો ભાગ—એટલે કે તેમાં વપરાયલો કાગળ—જો બહુ સારો કે સાધારણસારો ન હોય તો પણ પુસ્તક પર માત્ર પુંઠાબાંધણીનો ખર્ચ કરવો એ સલાહ-ભરેલું નથી. કાગળની પસંદગી તો પુસ્તકની ખરીદી વખતે જ, એ વિષયના પ્રકરણમાં કહ્યા પ્રમાણે, થવી જોઇએ. કાગળ જો ટકાઉ હોય તો, પુસ્તક નવું આવે ત્યારે તેમ જ પછી પણ તેને જરૂર પ્રમાણે એક બે કે ત્રણ વાર બંધાવવું ખુશીથી પરવડે. આ રીતે, આખર પરિણામ એ આવે છે કે પુસ્તક જ્યારે પુસ્તકાલયમાંથી કાઢી નાંખવાનો વખત આવે ત્યારે પુંઠા અને કાગળને એકસરખો જ ઘસારો પહોંચ્યો હોય. આ પરિણામ દરેક પુસ્તકની બાબતમાં આવે તે જોવાની ફરજ હમેશાં ગ્રંથપાલ પર રહે છે.

૩

પુસ્તકોની બાંધણી વિશે ગ્રંથપાલને કયા પ્રકારની માહિતી હોવી જોઇએ? અને, સારી બાંધણી તેણે પારખવાનાં લક્ષણો શાંશાં છે? આ બે પ્રશ્નો હવે વિચારીએ.

બાંધણીની સામગ્રી—જેવી કે ચામડું, કપડું, કાગળનાં જાડાંપાતળાં પુંઠાં, સરેશ કે લાહી વગેરે—તથા બાંધણીની જુદીજુદી જાતોનું સામાન્ય જ્ઞાન દરેક ગ્રંથપાલને હોવું જોઇએ. આ જ્ઞાન તેને હોય તો કયા પુસ્તકને

કેવી બાંધણી કરાવવી તેની તથા જુદાજુદા બાંધણીદારોના ભાવતાલ સરખાવવાની સમજ તેને પડે છે વળી, બાંધણીદાર પાસેથી કેવા કામની આશા રાખવી તેનો તથા બંધાયલુ પુસ્તક પ્રતીપકારક છે કે કેમ તેનો નિર્ણય કરવામા પણ એ જ્ઞાન તેને મદદગાર નીવડે છે વળી ગ્રંથપાલે પોતાની પાસેના સગ્રહ પર હમેશા નજર ફરતી રાખીને, જે બાંધણીને લાયક હોય તથા જે રદ કરવાના હોય તે પુસ્તકો જુદા પડાવવા જોઇએ પુસ્તકો એ રીતે બંધાવવા માટે મોકલાય ત્યાર પહેલા તેણે તેની અદરના બધા પાના તથા ચિત્રો બરાબર છે કે કેમ તે પણ તપાસી લેવુ જોઇએ વળી, અમુક પુસ્તક ફરીથી બંધાવવા કરતા તે નવુ ખરીદવામા જો ખર્ચ ઓછો આવે તેમ હોય તો બંધાવવાની જરૂર નથી એ પણ તેને તુર્ત સમજાવુ જોઇએ સામયિકો બંધાવા જાય ત્યારે બરાબર ધ્યાનથી જોઇ લેવુ કે તેના બધા પૂરેપૂરા અંકો વાર્ષિક કે છમાસિક અનુક્રમણી સાથેના મોજૂદ છે કે નહિ, ન હોય તો બધુ સપૂર્ણ કરીને જ બંધાવવુ બહારના પુઠા પર વાપરવાનું ચામડુ કે કપડુ પસદ કરતા ટકાઉપણા પર સૌથી વધુ ધ્યાન આપવુ, પુસ્તકનો દેખાવ સારો રહે, શોભા સચવાય એ પણ જરૂરનુ છે, પણ ટકાઉપણાને ભોગે શોભીનો દેખાવ કરવાની વૃત્તિ અનિષ્ટ છે

આ પ્રકરણના આરભમા બાંધણીના જે શાસ્ત્રજ્ઞનો મત ટાકચો છે તેઓ સારી બાંધણીના મુખ્ય લક્ષણો આ પ્રમાણે ગણાવે છે. છૂટથી વપરાવાના પુસ્તક માટે ચામડુ આવશ્યક છે, વાર્તાઓ જેવા પુસ્તકો જેને ઘણો ઘસારો વેઠવાનો છે, તેના બને છેડાના કાગળોને તથા દરેક છેડાના એકેક ફરમાને કે વિભાગને પણ કપડાનુ પડ ચઢાવવુ, પુસ્તકને ગમે તે ઠેકાણે ખોલવામા આવે તોપણ તે સીધુસપાટ ખુલવુ જોઇએ પુસ્તકને ખોલીને સપાટ મૂકવામા આવે ત્યારે પુઠાનો ઉપનો છેડો પણ સપાટ રહેવો જોઇએ, અને બધ કરીને ઉભુ મૂકવામા આવે ત્યારે તેના વિભાગો પુસ્તકની પીઠ પર જરાજરા પણ ફુગી નીકળવા ન જોઇએ, સુદર કે બાહી એવી રીતે લગાડેલા ન હોય કે પુસ્તક ખોલવામા આવે ત્યારે કટ્કટ્ કરીને અવાજ કરે હાસિયા પહોળા અને સીધા કાપેલા હોવા જોઇએ, અને પીઠપરના અક્ષરો સ્પષ્ટ શુદ્ધ અને સીધા ગોઠવેલા હોવા જોઇએ

૪

હવે પુસ્તકબાંધણીને લગતી એક નાની બાબત—પુસ્તકોનુ સમારકામ—તે વિશે જ થોડુ કહેવાનુ રહે છે

સારી સ્થિતિમાં ન હોય તેવાં કેટલાંક પુસ્તકને આખાં ફરીથી બંધાવવાને બદલે, ફક્ત ઓછાંવધુ સમારી લેવાથી ચાલી શકે છે. આ સમારવાનું કામ પુસ્તક અમુક જગ્યાએથી જરા ફાટયું હોય, કે તેને કચરો વળગ્યો હોય, કે પછી ચિત્રો છૂટાં પડી આવ્યાં હોય, તેને લગતું હોય છે.

આવું સમારકામ પુસ્તકને મકાન બહાર લઇ ગયા વિના થઇ શકે તો ઉત્તમ, કેમકે થોડા કામ માટે લાવલઇજા કરવામાં ઝાઝો વખત એ રીતે જતો નથી. જે પુસ્તકાલયને પોતાનું જ બાંધણીખાતું હોય છે તેને તો આ વાતમાં ઘણી સરળતા રહે છે. બાંધણીખાતું એ ઘણી વાર તો પુસ્તકાલયનું આવશ્યક અંગ ગણાય છે, કેમકે તેના વિના જે જાતનું ઉત્તમ અને સંતોષકારક કામ, બધી રીતે મનમાન્યું કામ, જોઈએ તે મળી શકતું નથી.

કયાં પુસ્તકોને આમ સમરાવી લેવાં યોગ્ય છે એ સવાલના જવાબમાં એમ કહી શકાય કે જે પુસ્તકોને એક વાર ફરીથી બાંધવામાં આવ્યાં હોય છે, પણ ભવિષ્યમાં તેવી રીતે બંધાવવાં પડે તેટલો તેનો પ્રચાર હોતો નથી; જેનો ઉપયોગ લગભગ ખલાસ થઇ ગયો હોય છે એટલે કે થોડા સમય પછી જેને પ્રચારમાંથી ખેંચી જ લેવાનાં હોય છે; જે પુસ્તકો પુસ્તકાલયની અભરાઇ પર હોવાં તો જોઇએ જ, પણ જેનો છૂટથી ઉપયોગ થતો નથી— આવાં સર્વ ફાટેલાં કે બીજી રીતે બગડેલાં પુસ્તકોને થોડુંઘણું સમારકામ કરવાથી અર્થ સરે છે અને ખર્ચ ઓછો આવે છે.

૫

વડોદરારાજ્યના મધ્યવર્તી પુસ્તકાલયખાતાને તેનું પોતાનું સ્વતંત્ર બાંધણીખાતું છે. તેમાં એક અનુભવી બાંધણીકામ કરનાર, તેનો એક મદદનીશ અને એક છોકરો: એમ ત્રણ જણા કામ કરે છે. તેઓ બાંધવાનું તેમજ સમારવાનું કામ પણ કરે છે. બાંધણી મુખ્યત્વે દેશી ભાષાનાં પુસ્તકોની કરવાની હોય છે, કેમકે એ ઘણાંખરાં હલકા સસ્તા કાગળ પર અને સામાન્ય બાંધણીનાં હોવાથી, તેને ખરીદ કર્યા પછી થોડે જ વખતે ફરી બંધાવવાની જરૂર પડે છે. અંગ્રેજી નવલકથાઓ તો, બાંધણીનું કામ કરતી એક જાણીતી ઇંગ્લંડની કંપની પાસેજ બંધાવીને મંગાવવામા આવે છે. આ બાંધણી સાધારણ ચલણુ બાંધણી કરતાં છગણી વધારે ટકાઉ હોવાને લીધે, આયદે ઘણી નફાકારક માલુમ પડી છે.

❧

## પ્રકરણ ૨૧મું

### શાખાઓ અને મથકો

પુસ્તકાલયપ્રવૃત્તિની તવારીખના શરૂઆતના ભાગમાંજ એવી જરૂર લાગવા માંડી હતી કે મોટા શહેરના મુખ્ય પુસ્તકાલયના કાર્યની પૂર્તિ શહેરના જુદાજુદા ભાગોમાં વેરાયલાં તેને લગતાં નાનાં સ્થાનકો વડે કરવી. સામાન્ય રીતે એવાં સ્થાનકો આ ત્રણમાંના એક નમૂનાનાં હોય છે: શાખા-પુસ્તકાલય; વહેંચણી અથવા તો અનામતનું સ્થાનક ('ડિસ્ટ્રિબ્યુટિંગ ઓર ડીપોઝિટ સ્ટેશન'); અને, સોંપણીનું સ્થાનક ('ડીલિવરી સ્ટેશન'). આ ત્રણે જાતનાં સ્થાનકોના સ્વરૂપનો ટુંકો પરિચય, આગળ ચાલ્યા પહેલાં, કરી લઇએ.

શાખાપુસ્તકાલય એ જાતેજ એક નાનું સ્વયંપર્યાપ્ત પુસ્તકાલય છે. તેને પોતાનું અલગ મકાન કાં તો ભાડેનું હોય છે, અથવા, ઘણી વાર તો, સુંદર સગવડભર્યા પોતીકાજ મકાનમાં તે ગોઠવાયું હોય છે. તેનો કાયમી પુસ્તક-સંગ્રહ પણ જુદો હોય છે. તેને સાધારણ રીતે પોતાની ગ્રંથયાદી અને કોઇ વાર તેવીજ જુદી યાદી તેને અંગે નોંધાયલા ગ્રાહકોની હોય છે.

વહેંચણીનું મથક તેનાથી કેટલેક અંશે જુદું પડે છે. આ મથકનો જે પુસ્તકસંગ્રહ હોય છે, તે કાયમી હોતો નથી. ત્યાં મુખ્ય મથકમાંથી પુસ્તકો મોકલાય છે અને તેનો ઉપયોગ થઇ રહે ત્યારે તે પાછાં લઇ જઇને તેની

જગ્યાએ નવાં લાવવામાં આવે છે. એ સંગ્રહ આવી રીતે ફરતા પુસ્તકાલયનો હોય તેવો બને છે.

ત્રીજું તે સોંપણીમથક. આ મથકે ગ્રાહકો પોતાને જોઇતાં પુસ્તકોની વરદી નોંધાવી જાય છે, જે ત્યાર પછી મધ્યસ્થ પુસ્તકાલયમાંથી કાઢીને તેમને સોંપાય છે.

વાચક જોઇ શકશે કે સ્થાનકોના આ ત્રણ પ્રકારનો સમન્વય કરી શકાય તેમ પણ છે: જેમકે, મધ્યસ્થ સંગ્રહન કે શાખાઓના સંગ્રહના સોંપણીમથક તરીકે, કોઈ એક શાખાપુસ્તકાલયનો ઉપયોગ થઇ શકે; ( આને 'ઇન્ટરબ્રાંચ લોન' એટલે કે શાખાશાખા વચ્ચેની ધીરધાર પણ કહેવામાં આવે છે. ) એ જ રીતે, વહેંચણી કે સોંપણીના મથકમાં શાખાનાં અમુક અંગો રાખી શકાય: જેવાં કે, નાનો કાયમી સંગ્રહ કે જે ઘણે ભાગે અધ્યયની ગ્રંથોનો હોય તે; અથવા તો, સર્વસાધારણ વાચનખંડ.

૨

કેટલાંક અમેરિકન શહેરોમાં મધ્યસ્થ પુસ્તકાલય ન હોવા છતાં શાખાપુસ્તકાલયની પદ્ધતિનાં જ પુસ્તકાલયો હોય છે, જે મધ્યસ્થને મદદરૂપે નહિ પણ સ્વતંત્રપણે કામ કરનારાં છે. થડ વિનાની આવી શાખાઓ બ્રૂકલિન અને ન્યુ યૉર્ક પરગણાંમાં છે. કેટલાક દાખલાઓમાં એવું પણ બને છે કે શાખાઓ જે પ્રદેશની સેવા ઉઠાવતી હોય છે તે એટલો ગ્રામીય ('રુરલ') હોય છે અથવા તો સુધરાઇના કેન્દ્રથી એટલો બધો દૂર હોય છે કે તે કોઇ મધ્યસ્થ સંસ્થાના ઉપાંગ જેવી રહેતી નથી પણ સ્વતંત્ર સ્થાનિક પુસ્તકાલયનું સ્વરૂપ ધારણ કરે છે અને તેવા ફરજો બજાવે છે. દેખીતું છે કે આવી પુસ્તકાલયપદ્ધતિમાં, કેન્દ્રીકરણ વધુ થયું હોય કે ઓછું, તેના પ્રમાણમાં વહીવટની પદ્ધતિઓમાં કૈં ને કૈં ફરક પડે. આવા સંજોગોમાં ઘણાખરા વહીવટકર્તાઓ આટલાપૂરતા તો એકમત તો થશે જ કે દરેકને સ્વતંત્રતા મળવી જોઇએ; મતભેદ પડશે કદાચ, તે કોને કેટલી અને કયા પ્રકારની સ્વતંત્રતા હોવી જોઇએ તે વિશે જ. આવે વખતે દરેક સ્થળની સ્થાનિક પરિસ્થિતિનો અને કાર્યકરોની શક્તિ તથા તૈયારીનો વિચાર કરીને નિકાલ કરવો જોઇએ.

પરંતુ શાખાપુસ્તકાલયોને અંગે ઉપર કહ્યા તેવા અપવાદો તો થોડા હોય છે. સામાન્ય રીતે તેની પદ્ધતિ એકરૂપ હોય છે. તેનું કૈંક વિગતે વિવેચન હવે કરીએ.

શાખાપુસ્તકાલયોની સામાન્ય પદ્ધતિ એવી હોય છે કે કેટલીક બાબતોમાં તે કેન્દ્રની પર આધાર રાખીને કામ કરે અને બીજી કેટલીકમાં સ્વતંત્રપણે. કેન્દ્ર પર આધાર રાખવાનો હોય છે તે મુખ્યત્વે આ વિષયોમાં: પુસ્તકખરીદી; નોકરમંડળની તાલીમ; વર્ગીકૃત નામાવલી તૈયાર કરવાનું કામ; પુસ્તકોની આપ-લે કરવાની પદ્ધતિના, પુસ્તકનંબરોના, તથા ગ્રાહકો માટે કરાયલા નિયમોના સંબંધમાં એકરૂપતા સચવાય તેવી પ્રથા માટેનો આગ્રહ. અને જે સ્વતંત્રતા અપાય છે તે મુખ્યત્વે નીચેની બાબતોને અંગે: પુસ્તકપસંદગી; શાખાપુસ્તકાલયમાંની શિસ્ત; મદદનીશોની પસંદગી; સ્થાનિક કાર્યનીતિનાં જુદાંજુદાં અંગો. શાખાપુસ્તકાલયનો જે ગ્રંથપાલ હોય છે તે શાખાના પ્રદેશની કાર્યનીતિના સંબંધમાં મુખ્ય ગ્રંથપાલનો સલાહકાર પણ છે. પરંતુ એવા કેટલાક મુદ્દા પણ હજી રહે છે જેમાં કેટલાક ગ્રંથપાલોને કેન્દ્રીકરણ અને એકરૂપતા ગમે છે, તો બીજા કેટલાકને, સ્વતંત્રતા તથા સ્થાનિક સંજોગાનુસાર વિવેકશક્તિનો સ્વતંત્રપણે ઉપયોગ. તે મુદ્દાઓ આટલા છે: આગમ-નોંધણી ('એક્સેશનિંગ'); ગ્રંથયાદીનાં પત્તાંની નકલો કરવાનું યાંત્રિક કાર્ય; વાચકોની નોંધવહી; અને વાચકપત્તાં વાચકોને માટે તૈયાર કરીને તે એમને આપવાનું કામ.

૩

શાખાપુસ્તકાલયની પદ્ધતિના કામકાજ અને એક જ સ્વતંત્ર પુસ્તકાલયના કામકાજ વચ્ચે જે તફાવત પડે છે તે આપણે હવે વિચારીશું. તેનો વિચાર ત્રણ જુદાંજુદાં દૃષ્ટિબિંદુથી થઇ શકે: વ્યક્તિ તરીકે મદદનીશનું, મધ્યસ્થ સંસ્થાના વહીવટકર્તાનું અને વાચકવર્ગનું દૃષ્ટિબિંદુ. આ દરેક વિશે થોડુંથોડું કહીશું.

મદદનીશના દૃષ્ટિબિંદુથી જોતાં તો એમ કહેવું જોઇએ કે કામકાજના ઉપલા બે પ્રકારોમાં ખાસ તફાવત છે નહિ; અથવા એમ કહી શકાય કે નીચલી પાયરીમાં જે જુજ તફાવતો છે તે મદદનીશ ઉંચે ચઢે તેમતેમ વધે છે. નીચી પાયરીના મદદનીશ માટે તો, તેણે જે કામ કરવાનું છે તેના નિયમો સીધા ('પ્રમીજીએટ') ઉપરીએ ઘડેલા છે કે ઓછેવધુ અંતરે રહેલા મધ્યસ્થ સંસ્થાના ઉપરીએ ઘડેલા છે-આ બંને સરખું જ છે. પરંતુ મુખ્ય ગ્રંથપાલની દૃષ્ટિએ પરિસ્થિતિ જુદી છે. પોતાના જુમ્મેદારપંચની દેખરેખ નીચે પોતે પોતાના પુસ્તકાલયની વ્યવસ્થા પોતાને ઉત્તમ લાગતી

રીતે—અને તે માટેના ઘટતા નિયમો પોતેજ ઘડીને—કામ કરે તેમાં, અને બીજાં સંખ્યાબંધ શાખાપુસ્તકાલયો માટે પણ જે નિયમો ઘડાયા હોય તેના બંધનમાં રહીને પોતે કામ કરે તેમાં: આ બે સ્થિતિઓમાં તેના મનથી દેખીતી રીતેજ મોટો ભેદ છે.

મધ્યસ્થ વહીવટકર્તાની દૃષ્ટિથી જોતાં, એકજ પુસ્તકાલયનો વહીવટ કરવો અને શાખાપુસ્તકાલયના જૂથનો પણ ભેગાભેગો વહીવટ કરવો: એ બે દશા વચ્ચેનો ફરક ઉપર કહેલા તફાવત કરતાં પણ મોટો છે. દાખલા તરીકે તેની સર્વસામાન્ય ગ્રંથયાદી અને અભરાઇના ક્રમની યાદી એ જો મધ્યસ્થ પુસ્તકાલય ઉપરાંત શાખાપુસ્તકાલયોને પણ ઉપયોગમાં આવે તેવી કરવાની હોય–એટલે કે તેને માથે એકજ મુખ્ય પુસ્તકાલયની જવાબદારી નહિ પણ શાખાઓની પણ હોય–તો સદરહુ યાદીઓમાં નોંધાયલાં પુસ્તકોમાંનાં કયાંકયાં મધ્યસ્થ પુસ્તકાલયમાં છે અને કયાં શાખાઓમાં, તે વિશેનું કંઈક સૂચન તેણે તે યાદીઓમાં સામેલ રાખવું પડશે. વળી, તેનો હિસાબકિતાબ એવી રીતે રાખવો જોઇએ કે એકેક શાખાનો ખર્ચ જુદોજુદો જાણવાની સવળતા પણ તેમાં હોવી જોઇએ. આ બાબત પુસ્તકખરીદી જેવા વિષયમાં તો ઘણીજ અટપટી બને છે. કેમકે તેને અંગેની જેજે નાની મોટી નોંધો જુદાંજુદાં દફતરમાં રાખવાની, તે નોંધોમાં પણ જેજે શાખાને જેજે પુસ્તક આપવાનું હોય તે વિશેની વિગતો ભરવી પડે તથા પુસ્તક પહોંચાડવાની વિધિમાં પણ–તે મળ્યાની લેખી પાવતી, તેતે પાવતીઓની જુદીજ ફાઇલ, તે રીતે પહોંચાડાતું પુસ્તક જો ખોવાય તો તે માટેની જવાબદારી મધ્યસ્થ સંસ્થાની, શાખાની કે પુસ્તક લઇ જનાર માણસની, તેના નિર્ણય માટેની તપાસ ને તપાસમાં નડતી અનેક મુશ્કેલીઓ નડે, તે અંગેનું: આવું ઘણું વધારાનું કામ પહોંચે છે.

પણ મધ્યસ્થ અને શાખાપુસ્તકાલયની વચ્ચેનો સૌથી મોટો ફરક તો પુસ્તકસંગ્રહનાં કદ અને પ્રકારને અંગે પડતો હોય છે. ફરકનું મુખ્ય લક્ષણ એ છે કે મધ્યસ્થ સંગ્રહ વારંવાર વધતોજ હોય છે તથા તે સંબંધી કરવાની યોજના વર્ષો અગાઉથી થઇ શકે છે; પણ શાખા–સંગ્રહમાં તો, મળી શકે તેટલી બધી જગ્યા ભરાઇ ગયા પછી સંગ્રહને વધારવાનું લગભગ અશક્ય હોઇ, તે એકરૂપ જેવોજ રહે છે.

છેલ્લું દૃષ્ટિબિંદુ તે પ્રજા અથવા તો વાચકવર્ગનું. વાચકને તો સારા

શાખાપુસ્તકાલયમાં મધ્યસ્થના બધા લાભો ઉપરાંત, મધ્યસ્થમાં ન મળે તેવા કેટલાક લાભ પણ મળે છે. આખીય શાખા પદ્ધતિના સંગ્રહો તે વાપરી શકે છે. તેને નવું પુસ્તક જોઈતું હોય, તો પ્રમાણમાં નાના સમાજ-વર્ગની સેવા ઉઠાવનાર મધ્યસ્થ પુસ્તકાલયના કરતાં વિશાળ વર્ગને સેવનાર શાખાપદ્ધતિવાળું પુસ્તકાલય તે પુસ્તક વધુ સહેલાઈથી વસાવવા તૈયાર થાય છે. શાખાપદ્ધતિમાં અનામત મથકો અને ફરતાં પુસ્તકાલયોની સગવડ પણ વધારે બહોળા પ્રમાણમાં મળે છે. ટુંકામાં, શાખાપદ્ધતિ એ એવી વસ્તુ છે કે તેના વાપરનારને તેમાં મોટા એકજ પુસ્તકાલયનાં સાધનો તથા લાભોની સાથેસાથે નાના પુસ્તકાલયમાંની સુગમતા, શાંતિ, સગવડો અને અનૌપચારિકતા ('ઇન્ફૉર્મૅલિટી') તે પામે છે.

૪

શાખાપુસ્તકાલયોની પદ્ધતિને લગતા કેટલાક ખાસ પ્રશ્નો હવે જોઈએ.

એ પ્રશ્નોમાંનો સૌથી પહેલો લેવા જેવો આ છે: શહેરમાંની શાખાઓની ગોઠવણી—વસ્તીના પ્રમાણમાં શાખાઓની સંખ્યા, તેમનું મધ્યસ્થ પુસ્તકાલયથી તથા એકબીજીથી અંતર કેટલું, વગેરે—સંબંધી કોઈ નિયમ હોય છે કે નહિ? ઉત્તર એમ કહીને આપી શકાય કે ગોઠવણીનો આધાર કોઈ એકાદએ નહિ, પણ ઘણી સવગડોનો વિચાર કરવા પર રહે છે. ઘણા દાખલામાં એવું બને છે કે શાખાપુસ્તકાલયનું સ્થળ અગાઉથી આપમેળે જ જાણે નક્કી થઈ ચુકયું હોય છે: એટલે કે, પદ્ધતિ અમલમાં આવ્યા પહેલાં જ શહેરના અમુક ભાગમાં નાનું સ્વતંત્ર પુસ્તકાલય હોય તેને શાખાના રૂપમાં ફેરવવાનું હોય, તો સ્થળ બદલવાની અનુકૂળતા રહેતી નથી. સંખ્યા સંબંધી સામાન્ય રીત એ છે કે વસ્તીના પ્રમાણમાં શાખાઓ ખોલવી. પણ આ રીતને એક અટળ નિયમ તરીકે સ્વીકારવાની જરૂર નહિ, કેમ કે ઘીચ વસ્તીવાળા શહેરમાં એ રીતને વળગી રહેવાથી શાખાઓ એકબીજીની બહુ નજીક આવી જવાનો ભય રહે છે. ભયને નિવારવાનો એક ઉપાય એ છે કે વસ્તીના પ્રમાણને આધારે ઠરાવેલા ધોરણ પ્રમાણે નવી ને વધુ શાખાઓ ખોલ્યે જવા કરતાં, આરંભમાં ખોલાવલી શાખાને જ બને તેટલી સગવડ પ્રમાણે સુધાર્યાવધાર્યા કરવી.

જેમ વસ્તીના તેમ પ્રદેશના ભૌગોલિક ધોરણે પણ શાખાઓ વહેંચી નંખાય છે—જેમકે, દર અર્ધોમાઈલે કે એક માઇલે પુસ્તકાલય હોવું જોઈએ,

એવો નિયમ સ્વીકારવો. પણ વસ્તી જ્યાં છૂટીછવાઇ હોય ત્યાં આ નિયમનું અવિચારે થએલુ પાલન તો થોડા ગ્રાહકો માટે શ્રમસમય અને દ્રવ્યનો વધુપડતો વ્યય જ કરાવે. તેથી, વસ્તી જ્યાં છૂટીછવાઇ હોય ત્યાં તો, સ્થળની જરૂરત વિચારીને અનામતનું મથક ખોલવું એ જ વધારે સલાહભરેલું છે.

શાખાનું સ્થાનક નક્કી કરવામાં જે એક વધુ બાબત ભાગ ભજવે છે, તે તેનો લત્તો. આ બાબતમાં સામાન્ય અનુભવ એવો છે કે વેપારધંધાવાળા લત્તા કરતાં રહેઠાણવાળા લત્તામાંનું શાખાપુસ્તકાલય વધારે છૂટથી વપરાતું હોય છે.

શાખાનું સ્થાપન નક્કી કરતી વખતે જે એક વધુ સંજોગ ધ્યાનમાં રાખવાનો હોય છે તે એ કે, સ્થાનક માટે પસંદ કરાયલા લત્તાના રહીશોનું પુસ્તકાલયો પ્રત્યેનું અથવા તો વાચન પ્રત્યેનું વલણ કયા પ્રકારનું છે એ જાણવું. યુનાઇટેડ સ્ટેટસની મિશ્ર વસ્તીમાં આ વિષયને લગતો અનુભવ એવો થયો છે કે તેમાં જાતીય ઉર્ફે પ્રજાકીય તત્ત્વો અગત્યનો ભાગ ભજવે છેઃ જેમ કે, જર્મનો વાચન માટે જેટલી દરકાર રાખે છે તેટલી આઇરિશો નથી રાખતા; સ્પેનિયાર્ડો, ફ્રેંચો વગેરે જે લેટિન પ્રજાઓ કહેવાય છે, તેના માણસો સાધારણસારા ને ઉત્સાહી વાચકો હોવા છતાં તેમની પાસે સાર્વજનિક પુસ્તકાલયોનો ઉપયોગ પ્રયત્નપૂર્વક પણ કરાવવામાં પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરોને મુશ્કેલી પડે છે; જ્યારે ટયુટન પ્રજાનાં માણસો પુસ્તકાલયને શોધતાં આવે છે. વાચકવર્ગનો પુસ્તકાલય માટેનો પ્રેમ કે અણગમો ઘણીવાર તેમના ધર્મગુરુઓની પુસ્તકાલય તરફની વૃત્તિથી પણ નક્કી થાય છે. જો કોઇ પ્રદેશમાં એવું બનતું હોય કે એ ગુરુને મોટા સાક્ષર માનીને પ્રજાજનો વાચનની બાબતમાં તેની સલાહથી દોરાતા હોય અને ગુરુને સાર્વજનિક પુસ્તકાલયો સામે હરકોઇ કારણે પૂર્વગ્રહ બંધાઇ ગયો હોય, તો એવા પ્રદેશમાંની શાખાની ઘણીખરી ઉપયોગિતા મારી જાય છે.

૫

શાખાપુસ્તકાલયના વહીવટને લગતા એકબે વધુ મુદ્દાનો ઉલ્લેખ પણ અહીં થવો જરૂરી છે. તેમાંનો પહેલો આ સવાલમાં સમાયલો છેઃ એક જ વ્યક્તિને એક કરતાં વધુ શાખાનો ઉપયોગ કરવા દેવો એ ઇચ્છવા જેવું છે? આનો જવાબ ત્રણમાંથી એક રીતે આપી શકાયઃ (૧) આ બાબતમાં કશો અંકુશ રાખવો નહિ; (૨) દરેક શાખાગ્રાહકને એકેકી જ શાખા વાપરવા દેવી; અને, (૩) ગ્રાહક જેટલાં પુસ્તકો એક જ શાખામાંથી લેતો હોય

તેટલા જ બધી શાખામાંથી મળીને લેવાનું સ્વીકારે, તો તેને બધી શાખાઓ વાપરવા દેવી

બીજો મુદ્દો જે છે, તે જેને 'યુનિયન કૅટેલોગ' કહેવામાં આવે છે, તે એકત્રિત ગ્રંથયાદીને લગતો છે દરેક શાખાને તેની પોતાની પત્તા પરની યાદી અને અભરાઈક્રમની યાદી હોવી જોઈએ પહેલી ગ્રાહકો માટે અને બીજી કાર્યકરોને માટે મધ્યસ્થ કાર્યાલયમાં એ બન્ને પ્રકારની એકત્રિત યાદીઓ હોવી જોઈએ એટલે કે, આ યાદીઓમાં નોંધાયેલું હોવું જોઈએ કે કયું પુસ્તક કઈ શાખામાં છે વળી અભરાઈક્રમ પ્રમાણેની એકત્રિત યાદીમાં તો દરેક પુસ્તકની પ્રતસંખ્યાનો નિર્દેશ પણ હોય જ આ વિગતો દરેક શાખા માટે ઠરાવેલા સંખ્યાંક વડે અથવા તો સંક્ષેપાક્ષર વડે દર્શાવાય એ અંક અથવા અક્ષર એકત્રિત યાદીના કર્તાસર પત્તા પર લખવો અને અભરાઈક્રમના પત્તાવાળી એકત્રિત યાદી પર પણ મૂકવો

આગમયાદી ત્રણમાંથી એક રીતે રાખી શકાય એ યાદી શાખાવાર જુદી જુદી દરેક શાખામાં રહે, મધ્યસ્થ પુસ્તકાલયમાં પણ શાખાવાર જુદા જુદા ચોપડામાં રહે અથવા તો, મધ્યસ્થ પુસ્તકાલયમાં જ, પણ એક જ મોટી એકત્રિત યાદીને રૂપે રહે ત્રણમાંની કઈ પદ્ધતિનો સ્વીકાર કરવો એ પ્રશ્નનો ઉત્તર તો એક વધુ પ્રશ્ન પછી જ મળે અમુક શાખાપદ્ધતિના પુસ્તકાલયોમાં કેન્દ્રીકરણ હોય, તો બીજી અને ત્રીજી રીતનો સ્વીકાર થાય જો સ્વતંત્રતા વધુ હોય, તો પહેલીનો.

૬

અમુક એક શાખામાં નોંધાયેલા ગ્રાહકને જો એ જ શાખાપદ્ધતિના બીજા પુસ્તકાલયોમાંથી પુસ્તકો લેવાની છૂટ ન હોય—એટલે કે તે જો સમસ્ત પદ્ધતિના પુસ્તકસંગ્રહનો લાભ તેના નિયમોની હદમાં રહીને પણ કરી શકતો ન હોય—તો એ પદ્ધતિના મોટા લાભોમાંનો એક મહત્ત્વનો લાભ તે ખુએ છે આનો અર્થ એ થયો કે પદ્ધતિને અંગે આંતરશાખા ધીરધારની કોઈક યોજના—'ઇન્ટરચેન્જ લોન્સ પ્લેન'—હોવી જોઈએ આ યોજનાનો અમલ બરાબર થઈ શકે માટે આ ત્રણ વાના આવશ્યક છે એકત્રિત ગ્રંથયાદી, યોજનાને અંગે જ રાખેલો મદદનીશ જે આ યાદીને આધારે જોઈતું પુસ્તક કયા પુસ્તકાલયમાં છે—મધ્યસ્થમાં કે એકાદી શાખામાં—તે નક્કી કરે તથા જ્યાં તે હોય ત્યાં ટેલિફોનથી પુસ્તક માટે વરદી નોંધાવી

દે, પુસ્તક લઈ આપનાર અને તે કામ માટે રોજેરોજ પદ્ધતિના દરેક પુસ્તકાલયમા એક આટો જનાર નોકર, જે પુસ્તક સભાળથી રીતસર નોધાવીને જોઈતે સ્થળે આણી મૂકે આ રીતે પુસ્તક ગ્રાહકને પ્રમાણમા ઓછી મહેનતે તથા શક્ય તેટલુ વહેલુ મળે છે

કેટલાક ગ્રાહકો શાખાપુસ્તકાલયોની કુદરતી અનિવાર્ય મર્યાદાઓ સમજ્યા વિના તેને મોટા મધ્યસ્થ પુસ્તકાલય સાથે સરખાવી શાખાની વિરુદ્ધ ટીકાઓ કરે છે આ બરાબર નથી, કેમકે દરેક શાખાપુસ્તકાલયને નાની કે મોટી મર્યાદા હોવાની જ તેમાની કેટલીક મુખ્ય આ પ્રમાણે છે તેનો પુસ્તકસગ્રહ હમેશા મુકાબલે નાનો જ હોવાનો, કેમ કે તેમા અમર્યાદિત સગ્રહ અસ્થાને છે, તેનો અધ્યયનસગ્રહ પણ વિદ્યાર્થી કે વિદ્વાન કરતા વહેવારૂ માણસો અને ધધાદારીઓને વધુ ઉપયોગમા આવે તેવો હોય સરકારી પ્રકાશનો તેમા હોય તો પણ જુજ સખ્યામા, પરદેશી સાહિત્યના ગ્રથો ત્યા તો જ હશે જો પડોશમા પરદેશીઓની ઝાઝી વસ્તી હશે, ત્યા વૈદક, કાયદો અને ઉચ્ચતર ગણિત જેવા કેવળ પારિભાષિક વિષયો સબધી લગભગ કશુ નહિ હોય, અને, તેમા મોટા અને કીમતી કલાગ્રથો પણ શોધનારને નહિ જડે[1]



*―――――

૧ શાખાપુસ્તકાલયની પદ્ધતિ હજી વડોદરારાજ્યમાં અહી આલેખેલા સ્વરૂપે પ્રચલિત થઈ નથી તળ વડોદરાને માટે લાબા વખતથી એવી યોજના છે ખરી કે રાવપુરા અને સયાજીગજમા મધ્યવર્તી પુસ્તકાલયની એકેક શાખા ખોલવી આપણે આશા રાખીશુ કે તેનો હવે સત્વર અમલ થશે પ્રજા તેને વધાવશે જ એમાં તો કશી શકા નથી

## પ્રકરણ ૨૨મું

### ગ્રામપ્રદેશનાં અમેરિકન પુસ્તકાલયો

ગામડાંના પ્રદેશ માટે રાજ્યે નીમેલું પુસ્તકાલયપંચ કરતાં પુસ્તકાલયો તો ચલાવતું જ હોય છે, પણ એ પુસ્તકાલયો કરતાં ગામડાંની પ્રજાના વધારે નિકટના સમાગમમાં આવવા માટે ગ્રામપ્રદેશનાં પુસ્તકાલયો ('કાઉન્ટી લાઇબ્રેરીઝ') જરૂરનાં છે. આ પ્રકારને 'કાઉન્ટી'નાં પુસ્તકાલય એટલા માટે કહેવામાં આવે છે કે યોજનાનો પહેલો અમલ જે પ્રદેશમાં થયો તેને વહીવટના હેતુઓ માટે 'કાઉન્ટી' તરીકે ઓળખવામાં આવતો હતો. એ રીતે જે રાજ્યવહીવટની એકમ હતી તે આ બાબતમાં કેટલાંક પરગણાંની અંદર પુસ્તકાલયવહીવટ માટે પણ એકમ બની અને પાછળથી આખા દેશના ગ્રામપ્રદેશોમાં આ પદ્ધતિ ફેલાઈ.

ગ્રામપ્રદેશના પુસ્તકાલયની કલ્પના અને તેના સ્વરૂપ વિશે મિ. જોસેફ વ્હીલર 'લાઇબ્રેરી જર્નલ'ના ફેબ્રુઆરી ૧૯૧૭ના અંકમાં જે વર્ણન કરે છે તે આ વસ્તુનો સારો ખ્યાલ આપે તેવું છે. તેઓ કહે છે:

"'કાઉન્ટી'ના પુસ્તકાલય માટે, એટલા પ્રદેશની આખી વસ્તી પર કર નંખાતો હોય. વહીવટને લગતું મુખ્ય મથક એ ગ્રામપ્રદેશ અથવા જિલ્લાના મુખ્ય શહેરમાં અથવા તો તેના સૌથી મોટા પુસ્તકાલયમાં રાખવું. જુદી-જુદી શાખાઓ કે મથકો પર પુસ્તકો જરૂર પ્રમાણે નાનીમોટી સંખ્યામાં

મોકલવાં. પુસ્તકોની ફેરબદલી એક મથકેથી બીજે મથકે એવી રીતે કરવી કે વસ્તીના વધુમાં વધુ મોટા ભાગને વાચનનો લાભ મળે. મથક રાખવું તે, સાધારણ રીતે, ભાડાના કે પોતીકા મકાનમાં નહિ પણ આટલાંમાંથી કોઇ એક સગવડવાળે સ્થળે: ગામનો વસ્તુભંડાર ('સ્ટોર્સ'), શાળામકાન, શહેરનો જાહેર હોલ અથવા કોઇનું ખાનગી ઘર. દરેક જિલ્લાનાં પુસ્તકાલયોનો વહીવટ તાલીમ પામેલો ગ્રંથપાલ કરે. મથકો સ્વયંસેવકોને સોંપાય, પણ મોટું મથક હોય ત્યાંના કાર્યકરને નાની સરખી રકમ મહેનતાણા તરીકે આપવાની હોય"

૧૮૧૬થી ૧૮૫૨ સુધીમાં, ગ્રામપ્રદેશનાં પુસ્તકાલયો સંબંધી કાયદા યુનાઇટેડ સ્ટેટ્સનાં જુદાંજુદાં પરગણાં માટે થએલા, પરંતુ એ દિશામાં જે કૈંક સંગીન પ્રગતિ થવા માંડી તે તો એ સદીના આખરભાગમાં. આ પ્રગતિનો આરંભ, ૧૮૯૮માં પોતાની ગ્રંથગાડી (બુક-વેગન) વડે પ્રખ્યાત થએલા વોશિંગ્ટન કાઉન્ટીના જિલ્લાપુસ્તકાલયથી થયો હતો. એ વર્ષના એપ્રિલમાં તે સ્થળની આ મહત્ત્વની પ્રવૃત્તિને પ્રજાનો ટેકો મળ્યો તેમ જ કાયદા વડે રાજ્યનો પણ મળ્યો. ૧૯૦૧ સુધીમાં તેનાં ૨૩ અનામત મથકો સ્થપાયાં હતાં અને ૧૯૦૫માં તેની ગ્રંથગાડીઓ એ પ્રદેશમાં ફરતી થઇ. એ જૂના જમાનાની ઘોડાગાડીને બદલે હવે મોટરની ગ્રંથગાડી વપરાય છે. આ સાધન દ્વારા હાલ ૩,૫૦૦ ગ્રામવાચકોની સેવા તે પુસ્તકાલય કરે છે.

વોશિંગ્ટન પછી વિસ્કોન્સિન વગેરે પરગણાંએ આ બાબતને અંગે કાયદા પસાર કર્યા ખરા, પણ, આ પ્રવૃત્તિ ભણી દેશનું સૌથી વધુ ધ્યાન તો ત્યારેજ દોરાયું જ્યારે કેલિફોર્નિયામાં તેની અસાધારણ ફતેહ ત્યાંના રાજ્ય-પુસ્તકાલયના ગ્રંથપાલ મિ ગિલિસના પ્રયાસોથી થઇ અને તે પ્રજાની જાણમાં આવી. ૧૯૧૧માં કેલિફોર્નિયાએ આ સંબંધી કાયદો પસાર કરતાં, પ્રવૃત્તિને વિશેષ જોર મળ્યું. કાયદાનો અમલ સારી રીતે થએલો હોવાથી, ૧૯૨૮માં સ્થિતિ એ હતી કે તે પરગણાના ૫૮ જિલ્લામાંથી માત્ર ૧૨માં જિલ્લાપુસ્તકાલય નહોતાં. જે ૪૬ જિલ્લામાં પુસ્તકાલયો ચાલુ થઇ ગયાં હતાં, તેના મુખ્ય આંકડા અહીં નોંધવા જેવા છે: કુલ વાર્ષિક આવક, ૧૨,૫૦,૦૦૦ ડોલર; કુલ પુસ્તકસંખ્યા, ૨૫,૦૦,૦૦૦; કુલ શાખાઓ ને મથકો, ૪,૦૦૦.

ઉપર કરાયલા ઉતારામાં મિ. વ્હીલરે આખી વસ્તી પર કર નાખવાની સૂચના કરી છે, પણ, હવે તો ઘણુંખરાં પરગણાંમાં એવો રિવાજ છે કે

તેના જે શહેરમા મફત સાર્વજનિક પુસ્તકાલય હોય, તેને જિલ્લાપુસ્તકાલયને અંગેના કરવેરામાથી મુક્ત કરવુ પાછળથી જો શહેરના પુસ્તકાલયો જિલ્લા પુસ્તકાલયની યોજનામા ભળવા ચહાતા હોય તો તેમ કરી શકે છે

કદાચ એમ પણ બને કે જિલ્લાના લોકો યોજનાને અંગે નવુ પુસ્તકાલય સ્થાપવા ઇચ્છતા ન હોય અને પોતાના ચાલુ પુસ્તકાલયને જ યોજનાનો લાભ આપવા ઇચ્છતા હોય તેવે વખતે તેમને તેમ કરવાની છૂટ મળે છે

## ૨

ફરતા પુસ્તકાલયોની પદ્ધતિને મુકાબલે જિલ્લા પુસ્તકાલયના લાભો શા શા છે તેનો તથા બીજી કેટલીક બાબતોનો હવે વિચાર કરીએ

પરગણાની રાજ્યધાનીમાથી મોકલાતી ફરતા પુસ્તકાલયોની પેટીઓથી જે લાભો નથી મળતા પણ જિલ્લાપુસ્તકાલયોથી મળે છે, તે આટલા છે વાચક સાથે પુસ્તકાલય વધારે અંગત સબધ બાધી શકે છે, પુસ્તકોની લાવ લઇજાની સવળતા વધે છે, પુસ્તકો વાપરનાર સ્થાનિક કર ભરનારનો વધુ સીધો અંકુશ પુસ્તકાલય પર રહી શકે છે, અને મધ્યસ્થ કાર્યાલય સાથે કામ હોય ત્યારે તે તો ટેલીફોનથી થતુ જ હોય છે

વળી, જિલ્લા કે ગ્રામપ્રદેશને જુદેજુદે સ્થળે નાનુ સ્વતત્ર સ્થાનિક પુસ્તકાલય હોય તેનો ઉપયોગ કરનારને જે અનુકૂળતાઓ નથી મળતી તે પણ કેટલીક જિલ્લાપુસ્તકાલયની પદ્ધતિમા મોજુદ છે જેમ કે, મકાનનો અને તેના નિભાવનો ખર્ચ વેઠવો પડતો નથી, મકાનખર્ચ નહિ તેથી પુસ્તકખરીદી, નોકરો વગેરે માટે ખર્ચવામા પૈસાની છૂટ રહે છે પુસ્તક સગ્રહ વારવાર ફરતો રહે છે, સિદ્ધાતદષ્ટિએ તો, દરેક શહેરી સુધી પુસ્તકો પહોચે જ છે, અને જિલ્લાના દરેકદરેક વાચકને પણ ગમે તેવુ કીમતી પુસ્તક પણ વહેલુ કે મોડુ વાચવા માટે મળી શકે છે

યુનાઇટેડ સ્ટેટસની ૧૯૨૦ની વસ્તીગણત્રી પ્રમાણે, એ દેશના પ્રજાજનોમાના પાચ કરોડથી ય વધારે માણસો ગ્રામપ્રદેશમા વસનારા છે આ લોકોને ઘણા લાબા વખત સુધી મફત વાચન મળતુ નહિ, કેમકે અમેરિકન પુસ્તકાલયપ્રવૃત્તિનુ કાર્ય ઘણે ભાગે મોટા કે નાના શહેરોને અંગે જ થતું પરિણામે શહેરોની જે સ્થિતિ પુસ્તકાલયપ્રવૃત્તિની બાબતમા શાખાપુસ્તકાલયો દાખલ થયા પહેલા હતી, તે હજી ય ગામડાની સ્થિતિ છે એમ મિ મોન્ટગોમેરી ૧૯૨૯મા નોંધ્યુ છે

ઘણાંખરાં પરગણાંમાં, જિલ્લાનાં પુસ્તકાલયનાં કાર્યાલયો જિલ્લાના વહીવટદારો અથવા તો અદાલતોને હસ્તક ચાલતાં હોય છે. બીજાં કેટલાકમાં, પુસ્તકાલયોના જ વહીવટ માટે અલગ પંચ નીમાયાં હોય છે. કેટલેક સ્થળે એવો રિવાજ છે કે રાજ્યનાં પુસ્તકાલયપંચના પરીક્ષકોનું પ્રમાણપત્ર ધરાવનાર જ જિલ્લાપુસ્તકાલયનો ગ્રંથપાલ થઇ શકે. એ પુસ્તકાલયો માટે જે કર ઉઘરાવવાનો તેનો દર વગેરે નક્કી થાય છે, તે કાયદાને અનુસરીને પુસ્તકાલયપંચે ઠરાવ્યો હોય તે પ્રમાણે.

ગ્રામપ્રદેશના કેટલાક ભાગોમાં, ઉપર કહી તેવી ગ્રંથગાડી મોટરવાળી હોય છે. સ્થાયી પુસ્તકાલયની અવેજીમાં તે કામ કરતી હોવાથી તેને અક્ષરશઃ ફરતું પુસ્તકાલય કહી શકાય. આ ગાડી બેમાંથી એક પ્રકારની હોય છે: કાં તો તે પુસ્તકોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાના તથા પ્રદર્શનના હેતુ માટે મુખ્યત્વે વપરાય છે, અને ગામના લોકો તેમાંનાં પુસ્તકોને બહાર ઉભા રહીને જ જોઇ પસંદ કરી તથા લેવાં હોય તો લઇ શકે છે; અથવા તો, ગાડી એટલી મોટી હોય કે ગ્રાહકો અંદર દાખલ થઇને પુસ્તકો તપાસી શકે તથા તેમાં જ નાના મેજે બેઠેલા ગ્રંથપાલ પાસે પુસ્તક નોંધાવીને લઇ જઇ શકે.

એકંદરે એમ કહી શકાય કે ગ્રામપ્રદેશોનાં આ પુસ્તકાલયોની પ્રવૃત્તિ એ આ જમાનામાં ગામડાંની સ્થિતિ સુધારવા ભરાયલાં પગલાંમાંનું સૌથી અગત્યનું તથા સૌથી સફળ પગલું છે. તેના વિકાસ અને વિસ્તાર માટે ખુદ અમેરિકામાં પણ હજી ઘણો અવકાશ છે.



## પ્રકરણ ૨૩મું

### આંકડા અને અહેવાલો

"તમારૂં પુસ્તકાલય વેપારી પેઢીની માફક ચલાવો. રોજરોજના તેના બધી જાતના હિસાબની ગણતરી રાખો. હિસાબ આટલી બાબતોનો રાખવો: પુસ્તકોનો વર્ગવાર પ્રચાર; નવા નોંધાયલા ગ્રાહકોની યાદી; હરકોઇ કારણે, બંધ થએલા ગ્રાહકોની યાદી; ખરીદીથી કે બક્ષીસ તરીકે અથવા તો બંધાઇને આવેલાં પુસ્તકો; જે પુસ્તકો ખોવાયાં હોય, જેનો નાશ કરવામાં આવ્યો હોય, કે જે પ્રચારમાંથી ખેંચી લેવાયાં હોય તેની યાદી; પુસ્તકાલયમાંનાં પુસ્તકોની કુલ સંખ્યા; દરેક વિષયનાં પુસ્તકોની સંખ્યા; અને વાચનખંડ તથા અધ્યયન ખંડનો ઉપયોગ કરનારાની સંખ્યા. આવી રીતે રખાયલી દૈનિક નોંધમાંના આંકડાને આધારે ગ્રંથપાલ જાણી શકે છે કે ગ્રાહકોની માગણીઓ કેવી છે તથા તેને કેમ સંતોષવી. આવી ગણતરી દેશનાં બધાં પુસ્તકાલયોમાં એકજ ધોરણે કરાતી હોય અને તેથી જો એકરૂપ હોય તો વધુ સારૂં; કેમ કે, તેથી કોઇ પણ પળે, કોઇ પણ વિગતની બાબતમાં સરખામણી કરવી હોય તો તે તુર્ત જ કરી શકાય છે."[1]

પુસ્તકાલયપ્રવૃત્તિમાં આંકડાનું જે મહત્ત્વ છે તે આ ઉતારામાં સારી રીતે દેખાઇ આવે છે. મિ. બ્રોસ્ટવિક પણ આ વિષયનું પોતાનું પ્રકરણ

*.―――――

૧. 'લાઇબ્રેરી વર્ક'માંનો મિ. એચ. એફ. માર્ક્સનો લેખ નામે 'સ્ટૅન્ડર્ડાઇઝિંગ ઑફ લાઇબ્રેરી રીપોર્ટ્સ' (પૃ. ૧૦૩).

આરભતા વસ્તુને આ દષ્ટિએ જ જોતા કહે છે કે વેપારી જેમ પોતાના ધધાને લગતા આકડા એવા હેતુથી ભેગા કરે અને વિચારે છે કે ધધાની આજની સ્થિતિ બરાબર સમજવી અને તેની આવતી કાલની સ્થિતિ હરેક રીતે સુધારવી, તેમ જ પુસ્તકાલયના કાર્યકરોની પણ ફરજ છે કે વર્તમાન તેમ જ ભવિષ્યની નજરે પોતાની સસ્થાને લગતા આકડા નિયમિતપણે ચિવટથી ભેગા કરવા તથા તેનો વારવાર અભ્યાસ કરતા રહેવુ આ બેમાથી પહેલા પ્રકારની—વર્તમાન પરની—નજરે તો ઘણાખરા પુસ્તકાલય ઓછી કે વધુ સપૂર્ણતાવાળા આકડા ભેગા કરતા જ હોય છે, કેમ કે દર વર્ષે પોતાના ઉપરીઓ—વ્યવસ્થાપકસમિતિ યા તો સુધરાઇના સત્તાવાળાઓ—પાસે તે રજુ કરવાની તેમની ફરજ છે પણ એવી જ ફરજ ભવિષ્ય સુધારવાની એટલે કે પુસ્તકાલયની પ્રવૃત્તિને અનેક જરૂરી દિશામા વિકસાવવાની બાબતમા નથી હોતી તેથી તેને લગતા આકડા એટલી જ કાળજીથી નથી રખાતા એવુ માલુમ પડયુ છે

૨

પુસ્તકાલયો પોતાના ઉપરીઓની તથા પ્રજાની વિચારણા અને ઉપયોગ માટે જે જે પ્રકારના આકડા ભેગા કરે છે તે ત્રણ છે (૧) નાણાવિષયક એટલે કે પૈસાની આવકજાવકના આકડા (૨) પુસ્તકાલય વિશેના ખરેખરા એટલે કે પુસ્તકોને લગતા આકડા, અને (૩) મિલકતને લગતા આકડા, જેમા મકાન તથા તેમાના રાચરચીલા વગેરેની જરૂરી વિગતોનો સમાવેશ થાય છે આ દરેક પ્રકાર વિશે હવે થોડોથોડો વિસ્તાર કરવો ઘટે છે

નાણાવિષયક આકડા એટલે તો પૈસાની લેવડદેવડને લગતી નોધો આ નોધ કોઇ પણ વેપારધધાની પેઢીમા જે રીતે રખાય છે તેજ રીતે પુસ્તકાલયમા પણ રખાય છે તેથી કોઇ પણ કાબેલ હિસાબનીસ પુસ્તકાલયના આ ખાતાના આકડા તો ભેગા તથા રજુ કરી શકે તેમ છે આ હિસાબ કઇ પદ્ધતિથી રાખવા તેનો આધાર તો, પુસ્તકાલયને શહેરસુધરાઇ ની સાથે કયા પ્રકારનો સબધ છે તેની પર તથા સુધરાઇના ધારાધોરણ આ વિષયમા કેવા છે તેની પર રહેશે સુધરાઇએ પુસ્તકાલયને જે નાણા આપવાના હોય છે તે આખા વર્ષની ઉચક રકમ તરીકે જો અપાતા હોય તો પુસ્તકાલયનો હિસાબ અમુક એક રીતે રહે પણ પુસ્તકાલયના ભરતીઓ જેમજેમ સુધરાઇને રજુ થાય તેમતેમ જ નાણા પગાર કરવામા આવતા હોય તો હિસાબ જુદી અને બીજી રીતે રહે, એ દેખીતુ છે

પુસ્તકોને લગતા આંકડામાં જે સૌથી અગત્યના છે, તે પુસ્તકોની સલામતી અને સંરક્ષણને લગતા, અને જેની અગત્ય ઉપલા કરતા એકાદ અંશે જ ઉતરતી છે, તે આંકડા પુસ્તકોનો ઉપયોગ કેટલો અને કેવો થયો તેને લગતા હોય છે પુસ્તકોની સલામતીના આંકડા—એટલે કે તે ખોવાયાં કે ચોરાયા નથી પણ હજી પુસ્તકાલયના કબજામા છે તે વિશેના આંકડા—આગલા એક પ્રકરણમા પુસ્તકોની મેળવણી કરવાની જે રીત સૂચવાઈ છે, તે રીતે ભેગા કરાય છે

તેનાથી બીજે નંબરે જરૂરી એવા આંકડા તે પુસ્તકોની સ્થિતિ વિશેના છે પુસ્તકાલયોના જે અહેવાલોમા મોટા આંકડા અપાય છે કે અમુક પુસ્તકાલયમા આટલા હજાર કે લાખ પુસ્તકો છે તે અહેવાલોથી વાંચનાર પ્રજાને જાણ થવી જોઈએ કે એવી રીતે દર્શાવાયલા પુસ્તકોમાના કેટલા નવા છે અને કેટલા ઘસાઈપીસાઈ ગએલા છે આમ છતા, પુસ્તકાલયોનો કોઈક જ અહેવાલ આ બાબત વિશે પૂરતા આંકડા આપતો હોય છે અહેવાલમા, અલબત્ત, દરેક પુસ્તકની સ્થિતિની વિગત તો ન જ અપાય, પણ તેમા ગ્રંથપાલે ઓછામા ઓછુ એટલુ તો નોંધવુ જોઈએ કે કેટલા પુસ્તક ફાટીતૂટી દશામા ને તેથી સમારકામ માગનાર છે, વળી વર્ષ દરમિયાન કેટલા ગમાવાયા ને આવતા વર્ષમા બીજા કેટલા સમારાવવાની ગોઠવણ છે, તે પણ તેણે જણાવવુ જોઈએ

પુસ્તકોના ઉપયોગ સબંધી જે આંકડા હોય છે તેનુ મૂલ્ય ઉપલા બંને પ્રકારો કરતા કોઈ રીતે ઓછુ આંકી શકાય તેમ નથી આ મથાળા નીચે, દરેક પુસ્તક કેટલી વાર પુસ્તકાલયમા વંચાયુ અને કેટલી વાર ઘેર, તેના આંકડાની મહિનાવાર તથા વિષયવાર નોંધ હોય છે આ ગણતરીમા એકમ તરીકે વાચક તથા પુસ્તકને ભેગા લેવાના હોય છે અમુક પુસ્તકનો વાચક બદલાયો એટલે નવા વાચકને અંગે પુસ્તકના ઉપયોગની નવી નોંધ થાય છે આથી ઉલટુ, અભરાઈ પરના પુસ્તકોની જે ગણતરી થાય છે તેમા માત્ર પુસ્તકને એકમ તરીકે લેવામા આવે છે, વાચક ત્યા લેખવાતો જ નથી વળી આ મથાળા હેઠળનો ત્રીજો આંકડાપ્રકાર એવો છે જેમાં પુસ્તકની ગણના જ ન કરવાની, પણ વર્ષ દરમિયાન વાચકો કેટલા હતા તે જ નક્કી કરીને અહેવાલમા નોંધવાનુ હોય છે

પુસ્તકોના વિષયવાર ઉપયોગની જે હકીકતો અહેવાલમા આપવાની હોય છે, તેમા જે વર્ગીકરણનો ઉપયોગ થાય છે તેમા અભરાઈ પરના ક્રમને

અનુસરવામાં આવતું નથી, કેમકે અહેવાલ વાંચનારી પ્રજાને તે ક્રમ ખાસ ઉપયોગી નથી. તેની નજરે તો, વિજ્ઞાનની બધી શાખાઓને એકસામટી ગણીને, સાહિત્ય જેવા વિષયોના પેટાવિષય દર્શાવીને, વાર્તાઓનો સ્વતંત્ર વર્ગ રાખીને, તથા બાલસાહિત્યને પણ તેવી જ રીતે સૂચવીને, જે આંકડા અપાય તે મુકાબલે વધારે રસમય નીવડે છે. કેટલીક વાર એવું યે બને છે કે સંગીતના સ્વરલેખન જેવા કે પરભાષાઓ જેવા વિષયને માટે અહેવાલમાં ખાસ જુદા વર્ગ અને જુદા આંકડા રજુ કરવા પડે.

પુસ્તકાલયની એકંદર પ્રવૃત્તિને અંગેના આંકડાઓમાં આપણે જે ત્રીજો પ્રકાર ગણ્યો છે, તે નાનામોટા રાચરચીલાને લગતો છે. આમાં મકાનમાંનાં ખુરસીટેબલ, ઘોડા, પાથરણાં, ચિત્રો વગેરે મોટી ચીજોનો તેમ જ સ્ટેશનરી-ની નાની ચીજોનો સમાવેશ થાય છે. આ સર્વના સંબંધમાં પૂરતી કાળજી બહુ થોડાં પુસ્તકાલયમાં રખાય છે, પણ તે શહેરસુધરાઈની અને તેથી પ્રજાની માલિકીની ચીજો હોવાથી, દરેક ગ્રંથપાલની ફરજ છે કે પોતાના કાર્યના આ અંગ પર પણ તેણે પૂરતું અને સતત ધ્યાન આપવું.

૩

ઉપર આપણે જોયું કે દેશનાં સર્વ પુસ્તકાલયોના આંકડા એકત્ર કરવા સંબંધી એકસરખું ધોરણ ન હોવાને કારણે ઘણી અગવડ ઊભી થાય છે અને અસ્પષ્ટતા પણ અહેવાલોમાં આવે છે. જુદાંજુદાં પુસ્તકાલયોના આંકડા સરખાવવાનો જે કોઈએ પ્રયાસ કર્યો છે તેનો આ બાબતમાં એવો જ અનુભવ છે. આ ત્રુટી નિવારવાનો કોઈ સહેલો ઉપાય નથી. અમેરિકામાં જે ઉપાયો અજમાવવામાં આવે છે, તે બે પ્રકારના છે: (૧) જે પરગણાંમાં રાજ્યે નીમેલું પુસ્તકાલયપંચ હોય છે, ત્યાં તો એ પંચે, જો પોતાના હાથ હેઠળનાં પુસ્તકાલયો આંકડાની એકધારી પદ્ધતિ સ્વીકારે નહિ, તો તેમને નાણાં જ પૂરાં ન પાડવાં એવો નિયમ છે; (૨) જ્યાં તેવાં પંચ નથી ત્યાં દેશની લાઇબ્રેરી એસોસિએશને કાયદાને બદલે નૈતિક અસરનો—આગ્રહભરી ભલામણ વગેરેનો—આશરો લીધો છે. એ સંસ્થાએ, પુસ્તકાલયપંચ વિનાના દરેક પરગણામાંના પુસ્તકાલયના આંકડાઓ નોંધવા અને રજુ કરવાની એક સાદી યોજના ૧૯૦૬માં તૈયાર કરેલી. તે વખતે તો તેનો બહુ પ્રચાર થઈ શક્યો નહિ. પણ ૧૯૧૪થી તેનો ઉપયોગ વધારે નિયમિતપણે તથા છૂટથી થાય છે.

અમેરિકન લાઈબ્રેરી એસોસિએશને આ વિષયને લગતુ એક બીજું મહત્ત્વ સેવાકાર્ય પણ ૧૯૧૯માં માથે ઉપાડ્યુ. દેશના દરેક પુસ્તકાલયના સાધનો કાર્યપદ્ધતિ અને પરિણામોની એક સર્વગ્રાહી તપાસણીનું એ કાર્ય હતુ આ વિષય માટે તેણે નીમેલી સમિતિઓને પણ શરૂઆતમા નક્કી અને પાછળથી (૧૯૨૪મા) પણ અપૂરતીજ ફંડ મળેલી ૫૦૦૦થી વધુ પુસ્તકો ધરાવનારા એવા સર્વે મળી ૩,૦૩૪ પુસ્તકાલયોને તેણે આ વિશેની પ્રશ્નાવલી મોકલેલી આમાના માત્ર ૧,૫૦૪ તરફથીજ એસોસિએશનને જવાબો મળ્યા જે અર્ધ ઉપરાંત સખ્યાએ વિગતવાર જવાબો ન મોકલ્યા, તેમનુ કહેવુ એવુ હતુ કે એવી વિગતો શોધી, ભેગી કરી મોકલવાનો સમય અમારી પાસે ફાજલ નથી વધારે સાચી વાત એ હતી કે એવી તપાસણીને તેઓ નકામી ગણે છે આ તેમનુ દષ્ટિબિંદુ અલબત્ત વાજબી નથી કેમકે પૂરેપૂરા સર્વગ્રાહી આકડા તારવ્યા પછી સમગ્ર પુસ્તકાલયપ્રવૃત્તિનો વિકાસ જેટલો સગીન અને ઝડપી થાય, તેટલો તેના વિના કયાંથી થાય?

૪

પુસ્તકાલયનો વાર્ષિક અહેવાલ સામાન્ય રીતે કેવો હોવો જોઇએ તથા તેમા શુ શુ હોવુ જોઇએ તેની વિગતો આ વિભાગમા આપીશુ

પુસ્તકાલય જે શહેરસુધરાઇની સીધી દેખરેખ હેઠળ ચાલતું હોય તો, અહેવાલ પુસ્તકાલયનું જુમ્મેદારપચ સુધરાઇના સત્તાવાળા જોગ તે લખતું હોય તેના રૂપમા તૈયાર કરવામા આવે છે તેમા મુખ્ય વસ્તુ એ હોય છે કે સુધરાઇએ પુસ્તકાલયને આપેલા નાણા કેવી રીતે ખર્ચાયા છે, તેમજ, તેના બદલામા શુ કામ પુસ્તકાલયે વર્ષ દરમિયાન કરી બતાવ્યુ છે ઉપ-રાત, વર્ષમા પુસ્તકાલયે જે પ્રવૃત્તિ કરી હોય તેનો ખ્યાલ આકડાના કોષ્ટકોના રૂપમા અને વર્ણનના રૂપમા, તથા કેટલીક વાર ચિત્રો કે આલેખ ('ચાર્ટ') સહિત આપવામા આવે છે

કેટલીક વાર જુમ્મેદારપચ સુધરાઇને સીધેસીધુ જવાબદાર હોતુ નથી પણ એ બને વચ્ચે અમુક પ્રકારના કરારનામાપૂરતોજ સબધ હોય છે પચે પુસ્તકાલય અમુક વર્ષ લગી અમુક રીતે અને શરતોએ ચલાવી આપવાનુ માથે લીધુ હોય છે જ્યા આવી સ્થિતિ હોય ત્યા તો ગ્રથપાલે માત્ર પચજોગો અહેવાલ તૈયાર કરવાનો હોય છે-સુધરાઇ માટે નહિ પણ જ્યા પચ અને સુધરાઇનો સીધો સબધ હોય ત્યા પણ ગ્રથપાલે રજૂ કરેલો અહેવાલ એજ સમસ્ત પુસ્તકાલયના અહેવાલનો મુખ્ય ભાગ બને છે

અને પંચ તો માત્ર તેની પર -ટુંકો શેરો મારીને સુધરાઇ ભણી એ મોકલે છે. ગ્રંથપાલે લખેલા અહેવાલમાં પુસ્તકાલયનાં જુદાંજુદાં ખાતાંના તથા શાખા-પુસ્તકાલયોના અહેવાલ પણ આખા કે સારરૂપે સમાવી લેવામાં આવે છે.

અહેવાલના સામાન્ય સ્વરૂપના આટલા વિવેચન પછી, તેનાં કેટલાંક વિશેષ અંગોનો ખ્યાલ આપવાનો રહે છે. એ ખ્યાલ નીચેના ઉતારા પરથી સારી રીતે આવી શકશે:

"પુસ્તકાલયના અહેવાલમાં તેની વ્યવસ્થાપકસમિતિના સભ્યોની યાદી તથા તેના હોદ્દેદારોનાં નામ હોવાં જોઇએ. તેમાં પ્રમુખે જે પ્રાસ્તાવિક વિવેચન કર્યું હોય તેની અંદર વર્ષના કોઇ ખાસ બનાવો હોય તો તેનો ઉલ્લેખ હોવો જોઇએ અથવા તો તેમાં પુસ્તકાલય અને તેના કાર્ય વિશે સર્વસામાન્ય વિચારો હોય. પછી જે ગ્રંથપાલનો લખેલો વર્ણનાત્મક અહેવાલ આવે તે એવી રીતે લખાવો જોઇએ કે પાછલા ભાગમાં જે આંકડાનાં લાંબાં કોષ્ટક હોય તે વાચવાની બહુ જરૂર વાચકને રહે નહિ. ગ્રંથપાલે પોતાના અહેવાલમાં જણાવવું જોઇએ કે પુસ્તકાલયમાં કેટલાં પુસ્તકો છે; તેમજ, દરેક વિષયનાં કેટલાં છે. તેજ પ્રમાણે, રોજ પુસ્તકાલયમાં કુલ તથા વિષયવાર કેટલાં પુસ્તક વંચાવા માટે વર્ષ દરમિયાન બહાર ગયાં હતાં, અને આખા વર્ષની સરેરાશ લેતાં, પુસ્તકોનો દૈનિક પ્રચાર કેટલો ગણાય, તેના આંકડા પણ તેણે આપવા જોઇએ. વળી, વાચકોમાંના કેટલા શહેર-સુધરાઇની હદમાં વસનારા, કેટલા તેની બહારના, તથા કેટલા કિશોર વયના ('જ્યુવેનાઇલ્સ') છે અને વાચનાલયમાં ને વાચનખંડમાં રોજના કેટલા વાંચનાર આવતા: તે બધું પણ સ્પષ્ટ કરવું જોઇએ. અહેવાલનાં બાકીનાં પાનાંમાં જે સામયિકો મગાવાતાં હોય તેની અને આશ્રયદાનો તેમજ દાતાઓની યાદી અને છેવટ આવકજાવકનું પત્રક આપવું."[૧]

પુસ્તકાલયોના અહેવાલ મુખ્યત્વે નીચેના ત્રણમાંથી એક પ્રકારના જોવામાં આવે છે:

૧. કાયદાની અથવા તો રિવાજની જરૂરતોપૂરતીજ વિગતો જેમાં મુકાઇ હોય તે માથાઉનાર અહેવાલ, કે જે કોઇને પણ રસમય લાગે તેવો બનાવવાનો પ્રયાસ થતો નથી.

---

૧. ડબલ્યુ. જે. વિલ્કોક. 'લાઇબ્રેરી વર્ક': પૃ. ૩૪૩.

૨. જનતા ભણી કશું ખાસ ધ્યાન દીધા વિના, એવી રીતે લખાયલો અહેવાલ જે ઘણે ભાગે બીજા ગ્રંથપાલોને જ ઉપયોગી થાય.

૩. સામાન્ય વાચકને રસ પડે તેવો અહેવાલ.

અગાઉ પહેલા પ્રકારના અહેવાલો ઘણા હતા અને તેથી ખુદ ગ્રંથપાલો પણ તેની પર ઉપલક નજર નાંખીને જ તેને ફાઇલમાં ગોઠવી દેતા. હવે ત્રીજા પ્રકારના વાચકલક્ષી અહેવાલો તૈયાર કરવા ભણી વલણ વધારે છે કેમકે જનતામાં તે રીતે પ્રચારકામ કરવું તેને પુસ્તકાલયપ્રવૃત્તિનું મહત્ત્વનું અંગ સમજવામાં આવે છે.

અહેવાલોમાં છપાય છે તે તેમજ નથી છપાતા પણ પુસ્તકાલયમાં રહે છે તે આંકડા જો ગ્રંથપાલો વારંવાર જોતા અને સરખાવતા રહે તો કેટલીક અગત્યની બાબતો—જેવી કે પુસ્તકોના કયા કયા વિષયમાં વધઘટ કરવાની જરૂર છે: પુસ્તકદીઠ કેટલો ખર્ચ આવે છે; વાચકો પૂરતો લાભ પુસ્તકાલયનો લે છે કે નહિ, વગેરે—વિશે તેમના મન પર ઘણો પ્રકાશ પડે અને તેનાથી દોરાઇને તેઓ પ્રવૃત્તિને અનેક રીતે સુધારી શકે.

૫

અર્વાચીન પુસ્તકાલયપ્રવૃત્તિને અંગે જે પ્રકારના આંકડા અને અહેવાલો જરૂરી મનાયા છે, તે વડોદરારાજ્યનાં પુસ્તકાલયોમાં તૈયાર કરવામાં તથા પ્રચારવામાં આવે છે.

મધ્યવર્તી પુસ્તકાલયના વાર્ષિક અહેવાલમાં વર્ષઆખરની ભાષાવાર પુસ્તકસંખ્યા, ગ્રાહકસંખ્યા તથા પુસ્તકોના દૈનિક પ્રચારની સંખ્યા આપવામાં આવેલી હોય છે. તેમાં પુસ્તકાલયખાતાના બીજા સર્વ વિભાગોની પ્રવૃત્તિનો ટુંકો વૃત્તાંત તથા ખર્ચ અને અંદાજપત્રક પણ સામેલ રાખવામાં આવે છે.

દરેક ગ્રામ અને કસ્બાપુસ્તકાલયે પોતાના કાર્યનો પૂરતી સર્વ વિગતો સહિતનો ત્રિમાસિક તથા વાર્ષિક અહેવાલ મધ્યવર્તી પુસ્તકાલયખાતાને નિયમસર મોકલવાનો હોય છે. તેમાં મધ્યવર્તી પુસ્તકાલયના અહેવાલનાં સર્વ અંગો હોય છે તથા ગુજરાતના કોઇ પણ પુસ્તકાલયે તેના પરથી ઘણું સમજવાનું હોય છે. એ જ રીતે, જેઓ ફરતાં પુસ્તકાલય માટે જવાબદાર હોય તેઓએ પોતાની પ્રવૃત્તિનો માસિક અહેવાલ ખાતાને મોકલવાનો હોય છે.

## પ્રકરણ ૨૪મું

### પુસ્તકાલયનાં મકાનો

જ્યારે કોઇ પણ પુસ્તકાલયનું મકાન બાંધવાનું હોય છે ત્યારે, તેને અંગે જેણે વાટાઘાટ કરવાની, તે પક્ષો બે હોય છે: એક તો પુસ્તકાલયના સત્તાવાળાઓ અને બીજો સ્થપતિ. તેમાં પુસ્તકાલય તરફથી કામ કરનાર તેના જુમ્મેદારપંચની મકાનસમિતિ હોય છે. આ સમિતિ મકાન સંબંધી અમુક સર્વસામાન્ય ધોરણ બાંધે અને સિદ્ધાંતો સૂચવે છે. પછી, તેને આધારે ગ્રંથપાલ અને સ્થપતિ મળીને બધી વિગતો વિચારે અને નક્કી કરે છે. આમાં અલબત્ત એટલું તો માની લેવામાં આવ્યું જ હોય છે કે ગ્રંથપાલ આ વિષયથી પણ એકંદરે માહિતગાર હોય છે અને તેની આંટીઘુંટીઓ કેટલેક અંશે સમજતો હોય છે. પણ જો તેની એ બાબતની લાયકાત અધુરી હોય, તો પછી એક જ માર્ગ એ રહ્યો કે પુસ્તકાલયની મકાનસમિતિમાં બાંધકામના સમજનાર એક અથવા વધુ સભ્યો હોય જેઓ જરૂર પ્રમાણે ગ્રંથપાલને માર્ગદર્શન કરાવે તથા સ્થપતિ સાથે પણ સીધો પરબાર્યો વહેવાર રાખે. પરંતુ આ ગોઠવણુમાં પાછું એવું થવું ન જોઇએ કે ગ્રંથપાલને તદ્દન જ બાજુ પર રાખવામાં આવે. જો તેમ થાય તો મુશ્કેલી એ ઉભી થશે કે કેવળ પુસ્તકાલયની સગવડોની દૃષ્ટિએ જે જ્ઞાન મકાન બાંધવામાં હોવું જોઇએ, તે સમિતિસભ્યોમાં ન હોવાને કારણે પુસ્તકાલયના કાર્યમાં આગળ જતાં

ઘણી અડચણો આવવાની. તેથી, સમિતિ ગ્રંથપાલ અને સ્થપતિ એ ત્રણેના સુયોગથી જ ઇષ્ટ કાર્યસિદ્ધિ થઇ શકે એ દેખીતું છે.

એટલું તો સ્પષ્ટ છે કે કામ શરૂ કર્યા પહેલાં દરેક પક્ષે-ગ્રંથપાલે અને સ્થપતિએ-તે વિશે અમુકઅમુક ખ્યાલ પોતાની નજરે બાંધ્યા હોય છે. નવા મકાનમાં પોતાને શાનીશાની જરૂર લાગે છે તે વિશે-દરેક વિભાગ માટે કેટલા ચનફુટ જગ્યા તથા વિભાગોની રચના કયા પ્રકારે કરવાની છે, તે પ્રશ્નો પર—ગ્રંથપાલે જેમ કંઈક વિચાર કર્યો હશે; તેમ જ સ્થપતિના મનમાં પણ, જીમ્મેદારપચે કદ આકાર ખર્ચ વગેરેની જે મર્યાદાઓ બાંધી હોય તેની હદમાં રહીને, મકાનની એક માનસિક મૂર્તિ રચાઇ હશે. પછી આ બંને જણ જ્યારે એકમેકની વધુ નિકટ આવે, પોતપોતાના ખ્યાલો સરખાવે અને વિચારોની આપલે કરે, ત્યારે કેટલીક બાંધછોડ કરવાની હોય છે-દરેક પક્ષે કંઈક જતું કરવું અને નવું કંઈક સ્વીકારવું પડે છે. આને પરિણામે તૈયાર થએલી યોજના સંતોષ તો બંને પક્ષને આપની હોય તેવી જ થાય છે, પણ દરેકની વ્યક્તિગત મૂળ યોજનાથી તેનું સ્વરૂપ જુદું જ ઘડાયું હોય છે.

બધી પ્રાથમિક તૈયારી થઇ ગયા પછી સ્થપતિ નકશો દોરવાનું શરૂ કરે છે. આ કામમાં પણ ગ્રંથપાલે દરેક તબક્કે રસ લેવો જોઈએ તથા પોતે જે કંઈ સમજે નહિ કે ઓછું સમજે તે સ્થપતિને પૂછવું જોઇએ. નકશો આગળ વધે તેમતેમ ગ્રંથપાલને તથા કોઇ વાર ખુદ સ્થપતિને પણ કંઈક ને કંઈક નવું—કોઇ નવી શક્યતા, કોઈ અણધારી અડચણ—સૂઝે છે અને તે સર્વનો યોગ્ય તે ઉપયોગ બંને જણે કરવાનો હોય છે.

નકશો તૈયાર થયા પછી કામ કંટ્રાકટરના હાથમાં જાય છે. આને માટે સામાન્ય રિવાજ પ્રમાણે અગાઉથી ભાવતાલ અને શરતો માગવામાં આવે છે અને જે કંટ્રાકટર પંચને બધી રીતે સંતોષકારક લાગે તેને કામ સોંપાય છે. કોઇ વાર મકાન બહુ મોટું હોય તો તેના જુદાજુદા ભાગો—પાયો, મુખ્ય મકાનનો બહારનો ભાગ, તેનો અંદરનો ભાગ વગેરે—જુદાજુદા કંટ્રાક્ટરોને સોંપવામાં આવે છે.

કંટ્રાક્ટરે કામ ચાલુ કર્યા પછી પણ, અલબત્ત, સ્થપતિએ તેમજ ગ્રંથપાલે કે પુસ્તકાલયના બીજા કોઇ પ્રતિનિધિએ, મકાન પર પાકી દેખરેખ રાખવાની હોય છે; કારણ, એ વખતે પણ કોઇ નાના ફેરફાર, કોઇ જરૂરી ઉમેરો કે

સુધારો કરી શકાય તેમ હોય છે અને તે કરીને મકાનને દરેક રીતે બને તેટલું સંપૂર્ણ બનાવવું તે દરેક પક્ષની દેખીતી ફરજ છે.

૨

પુસ્તકાલયના મકાનનુ સ્થળ એવું હોવું જોઇએ કે તેમાં ચારે બાજુથી પ્રકાશ આવે અને જો ચારે બાજુએ છૂટી જમીન હોય તો વધારે સારૂં. કેટલીક વાર એમ માનવામાં આવે છે કે મકાન બીજાં સરકારી અથવા સાર્વજનિક ઉપયોગનાં મકાનોની પાસે હોય કે વેપારરોજગારવાળા લત્તામાં હોય એ ઇષ્ટ છે. પણ અનુભવ શીખવે છે કે એ માન્યતા બરાબર નથી. પુસ્તકાલય તો એવી મધ્યસ્થ જગ્યાએ હોવું જોઇએ જે શહેરના રહેઠાણવાળા લત્તાઓથી બહુ દૂર ન પડે. આ કારણે શાળાની સાગે કે પડોશમાં (જો શાળા ગામ બહાર ન હોય તો) પુસ્તકાલયનું મકાન હોય તે સ્થિતિને આદર્શરૂપ કહી શકાય.

પુસ્તકાલયનું મકાન બહારના દેખાવે જ એટલું આકર્ષક હોવું જોઇએ કે તેને જોતાં જ લોકોને તેમાં આવીને વાંચવાનું મન થાય. તેની પ્રભાવશાલિતા અને ગૌરવ એવાં અસામાન્ય હોવા જોઇએ કે તેને પ્રજાકીય મહેલ તરીકે પણ ખુશીથી ઓળખી તથા તે રીતે વાપરી શકાય.

દરેક મોટું પુસ્તકાલય સાધારણ રીતે બે મુખ્ય વિભાગોમાં વહેંચાયલું હોય છે: પુસ્તકસંગ્રહનો વિભાગ અને વાચનખંડવાળો વિભાગ. આમાંનો પહેલામાં પુસ્તકો ભરાય અને બીજામાં વપરાય છે. પહેલાં આ દરેક વિભાગ એક બીજાથી તદ્દન અલગ રાખવામાં આવતો, પણ હવે તો વાચનખંડમાં પણ અધ્યયનનાં ઓછાંવધુ પુસ્તકો રખાય છે અને નાનાં પુસ્તકાલયોમાં તો વિભાગોનો ભેદ લગભગ નાબૂદ પણ થયો હોય છે.

કેટલેક સ્થળે ગીચ વસ્તીવાળા લત્તાઓમાં, જ્યાં ઋતુ અનુકૂળ હોય ત્યાં, મકાનને મથાળે ખુલ્લા ભાગમાં પણ વાચનખંડ રાખવામાં આવ્યો હોય છે. ત્યાં નાનો બગીચો પણ હોય છે, પુસ્તકો માટે 'ડેક-હાઉસ' કહેવાય છે તે છાપરી પણ બાંધેલી હોય છે અને હવાઅજવાળું પણ પુષ્કળ હોય છે, તેથી આવા વાચનખંડ ઘણા લોકપ્રિય થાય છે.

પુસ્તકાલયના મકાનમાં બારીઓ બને તેટલી વધારે રાખવી જોઇએ. વળી તે બહુ ઊંચી હોવી જોઇએ નહિ. ભીંતની અધવચમાં બારી રાખવાનાં એકથી વધુ કારણો છે. પહેલું તો એ કે પૂરતું અજવાળું એ રીતે જ આવી

પહોળાઈ તથા ઊંચાઈ કેટલો રાખવો તેનો આધાર હમેશાં જ મકાનના તેની આસપાસના ભાગો–સંગ્રહમાંનું પ્રવેશદ્વાર, બારીઓ, થાંભલા વગેરે—કેવાં અને ક્યાં રાખવામાં આવ્યાં છે, તેની પર રહે છે.

પુસ્તકસંગ્રહમાંના ઘોડા કે અભરાઈઓ ધાતુનાં હોય તો વધુ સારૂ. વળી તે સહેલાઈથી છુટાં પડે અને જરૂર પડ્યે ફેરવી શકાય તેવાં હોવાં જોઈએ.

જૂના જમાનામાં વાચનખંડમાં વાચકો માટે ઘણાં લાંબાં ટેબલો રખાતાં તે હવે નીકળી ગયાં છે. હવે લગભગ ૭ વાચકો એક સાથે જેની પર કામ કરી શકે તેવાં લાંબાં કે ગોળ ટેબલ રાખવામાં આવે છે. મોટાંઓ માટે તે ત્રીસથી બત્રીસ ઈંચની અને બાલકો માટે પચીસથી અઠ્ઠાવીસ ઈંચની ઉંચાઈનાં હોય છે. એ દરેક દાખલામાં, ટેબલ જોડે બંધબેસતી આવે તેવી ઉંચી કે નીચી ખુરસીઓ હોય છે. પણ મોટી ખુરસીઓના પાયા કપાવીને તેને બાળકયોગ્ય બનાવવી નહિ. બાળકો માટે નાની જુદી જ ખુરસીઓ કરાવવી. વળી, ટેબલો એટલાં બધાં નીચાં હોવાં ન જોઈએ કે તેની નીચે વાંચતી વખત પગ રાખવામાં કે ફેરવવામાં કોઈ જાતની અગવડ પડે. અભ્યાસના મોટા ગ્રંથો રાખવા સારૂ ઢળતાં ટેબલ પણ પુસ્તકાલયમાં હોવાં જોઈએ. એવાં જ નાનાં ટેબલ બાળકો માટે પણ ચિત્રપોથી રાખવા માટે તૈયાર કરાવવાં.

આ પ્રકરણમાં આપણે જે પ્રકારનાં મકાનોનો ચિતાર આપવાનો પ્રયાસ કર્યો છે તે તો સાંપ્રત સમયમાં અમેરિકામાં જે પ્રકાર પ્રવર્તે છે તેને લગતો છે. પરંતુ ત્યાં યે એવાં મકાનોમાં ઘણા સુધારાવધારાની જરૂર હજી છે એમ મિ. બોસ્ટવિકે આ વિષય સમેટતાં ધ્યાન ખેંચ્યું છે. તેમના કહેવાનું તાત્પર્ય એ છે કે જેને પુસ્તકાલયનું 'સમાજીકરણ' અથવા તો 'માનવીકરણ' કહેવામાં આવ્યું છે તે જેમજેમ વધતું જશે – એટલે કે જનસમાજને પુસ્તકાલય પુસ્તકો ઉપરાંત બીજી રીતે પણ, માનવી તરીકે પણ, આકર્ષે તેવું તે થતું જશે—તેમતેમ તેમાં હજી ઘણાં નવાં અંગો ઉમેરવાનો અવકાશ છે: જેવાં કે, સ્થાનિક સંસ્થાઓના ઉપયોગ સારૂ વિવિધ હેતુ માટે ખપના તેવા નાનામોટા વધારાના ખંડો; નાની સરખી રંગભૂમિ, જેમાં નાટ્યપ્રયોગો થઈ શકે અને સિનેમા પણ દેખાડી શકાય; લોકોએ હેટકોટ વગેરે ઉતારવાનો ખાસ જુદો ખંડ; અને પુસ્તકાલયના કામકાજમાં ખલેલ ન પાડે તેવી રીતે તેમણે લેવાનાં નાસ્તાપાણી માટેની પણ જરૂરજોગી સવળતા. આ સર્વ અંગો ઉમેરાતાં, પુસ્તકાલય સમાજના પ્રત્યેક વર્ગને પ્રિય થાય તેવી કલબનું જ

રૂપ ધારણ કરશે અને પરિણામે તેનો એકંદર ઉપયોગ—તેનાં પુસ્તકોને ઉપયોગ પણ—આખરે વધશે જ તેમાં સંદેહ નથી.

૪

. આ વિભાગમાં વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ અને મકાનો વિશે લખ

પાટનગરના મધ્યવર્તી પુસ્તકાલયને તો શ્રીમંત સરકારે જ જૂના સર વાડામાં બે સામસામાં મકાનો કાઢી આપેલાં છે. અત્યારે પણ એ મકા પુસ્તકાલયના દરેક વિભાગ માટે એકંદર સગવડ પૂરતી છે, પરંતુ તેમાંના એક ભાગને છેલ્લામાં છેલ્લી અમેરિકન ઢબથી—મજબૂત લોખ ઘોડા અને કાચની જમીન વગેરેથી—વિશેષ સોયદાર અને આગ ર સલામતીવાળું બનાવવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. એ પૂરી થતાં, જેમ બાબતોમાં તેમ મકાનની બાબતમાં પણ રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિ સમસ્ત રાજ્ય કે ગુજરાતને નહિ પણ આખાય હિંદુસ્તાનને અનુકર અને આદર્શરૂપ દષ્ટાંત પૂરું પાડશે એમ નિઃશંક કહી શકાય.

સ્વ. મિ. બોર્ડનની યોજનાનુસાર દરેક કસ્બાપુસ્તકાલયને પોતીકું સ્ મકાન મળી ચુકયું જ છે એ ત્રીજા પ્રકરણમાં કહ્યું. ગ્રામપુસ્તકાલયમ ૬૮ને પણ મકાનો છે અને બીજાં, રૂ. ૨૦૦૦) ઓછામાં ઓછા ઊભા ક તે પૈકી રૂ. ૧૦૦૦) કાયમ ફંડ ખાતે રાખી, બાકીના રૂ. ૧૦૦૦ ( એટલીએટલી જ રકમો સરકાર તથા પંચાયત પાસેથી મેળવી, પોતપો મકાન બાંધી શકે છે.

કસ્બાપુસ્તકાલય અને ગ્રામપુસ્તકાલયનાં આ મકાન ગામના ભાગમાં સરકારે કે ગામ લોકોએ આપેલી અથવા તો ખરીદેલી પણ રીતે અનુકૂળ જમીન પર બાંધવામાં આવે છે. તે સર્વ માટે કોઇ સરખો નમૂનો ફરજિયાત કરવામાં આવ્યો નથી, પણ સ્થાનિક સંજોગો જરૂરતોને અનુસરીને, બનતી બધી અનુકૂળતાઓ મળે તેની રીતે મ તૈયાર કરવામાં આવે છે. માળવાળા મકાનમાં લોકોપયોગી સભાગૃહ હોય

આ પુસ્તકમાં આપેલી મકાનોની છબીઓ પરથી વાંચનાર જોઇ શ કે રાજ્યનાં પુસ્તકાલયોનાં મકાન રોનકદાર અને આકર્ષક હોય, ર સ્થળની શોભારૂપ બન્યાં હોય છે.

❧



૯૧૮ ] સાર્વજનિક પુસ્તકાલય, વરણામા [ રૂ ૧૭૦૦૦

## પ્રકરણ ૨૫મું

### પુસ્તકાલય અને પ્રચારકામ

"પુસ્તકાલયને અંગેના પ્રચારકામનું તત્ત્વ આ સંદેશો લોકોને પહોંચાડવામાં રહેલું છે: પુસ્તકાલય તમારું છે; તેનાથી પરિચિત થાઓ; તેનાથી પ્રતિદિન વધારે પરિચિત થતા રહો; તેમાં જે જ્ઞાનસમૃદ્ધિ ભરેલી છે, તેનો તમને જે પ્રમાણમાં પરિચય થશે તે પ્રમાણમાં તમને તેનું મૂલ્ય વધારે સમજાશે અને તમે તેનો ઉપયોગ પણ વધુ ને વધુ કરી શકશો."—પી. બી. રાઈટ

"દરેક વાચકને માટે સાર્વજનિક પુસ્તકાલય જેજે સામગ્રી પૂરી પાડી શકે તેમ છે, તેને જાણીતી કરવા માટે પદ્ધતિસરનું પ્રચારકામ કરવું જોઈએ આ બાબતમાં તમે તમારા ગામના સૌથી ફતેહમંદ છૂટક માલના વેપારીની પ્રચારપદ્ધતિ પરથી ધડો લઈ શકો એવી જાહેરાતનું તમારું લખાણ સાદું, ગંભીર અને સામાને વશ કરે તેવું હોવું જોઈએ. તેમાં તમારે વાચકને તેની જરૂરતો વિશે તો યાદ આપતા રહેવું તથા તે પૂરી પાડવા સાર્વજનિક પુસ્તકાલય કેટલે અંશે સમર્થ છે તે સૂચવવું. સારી જાહેરાત કદી યે બડાઈ હાંકનારી હોતી નથી. યોગ્ય રૂપે જે જાહેરાત કરાય, તેમાં અવિનય જેવું કશું હોવાનું કારણ નથી. અર્વાચીન પ્રગતિવાંછું પ્રચારપદ્ધતિમાં એવું કશું નથી જેને પુસ્તકાલયને અંગે વાપરવામાં આપણને કશો વાંધો નડે કે કોઈ પ્રકારનો સંદેહ ઉત્પન્ન થાય."—જી. ઇ. સ્કોગી

"તમારા પુસ્તકાલયમાં એવું ઘણું હશે જેની જાણ તમારા વાચકોને નહિ હોય તેઓ પુસ્તકાલયમાં આવે ત્યારે એ વસ્તુઓથી તમારે તેમને વાકેફ કરવા ઘટે તેમની સાથે આ વિષય પર વાતચીત કરવા તમારે પૂરતો વખત ફાજલ પાડવો જોઈએ, દરેક વાચકની ધૂન કે શોખ કે તેના પ્રિય વિષયનો અભ્યાસ તમારે કરવો જોઈએ અને તેમની ચિંતાઓ તથા કામધંધાથી પણ માહિતગાર રહેવું જોઈએ આ પ્રમાણે કરીને તેની સકળ મુખ્ય પ્રવૃત્તિમાં રસ લેતા તમે થશો ત્યારે જ તેના વાચન માટે ખરેખર વહેવારૂ ને ઉપયોગી સૂચનાઓ તમે કરી શકશો જેને તેઓ સત્કારશે પણ ખરા. આ બધું યોગ્ય રીતે કરવામાં અત્યંત વખત લાગે મોટા પુસ્તકાલયમાં તે સહેલાઈથી થાય તેવું પણ નથી, પરંતુ જ્યાં વાચકોની વ્યક્તિગત પિછાન શક્ય છે ત્યાં—નાના પુસ્તકાલયોમાં—આ પદ્ધતિ સફળપણે અજમાવવામાં આવી છે તેથી તેવે સ્થળે તો તેનો જરૂર ઉપયોગ થવો ઘટે"—ઇ. કાર્વર

આ ત્રણે ઉતારા એટલા સ્વયંપ્રકાશ છે કે તેની પર વિવેચનની જરૂર નથી તેથી આપણે સીધા જ પ્રસ્તુત વિષયના ઇતર સ્વરૂપોની ચર્ચા હાથ ધરીશું

૨

પુસ્તકાલયને અંગે કરવાના પ્રચારકામના પ્રકાર બે છે સર્વસામાન્ય અને વિશિષ્ટ દરેક પ્રકારને આપણે ક્રમવાર લઈશું

સર્વસામાન્ય પ્રચારકામમાં મુખ્યત્વે આટલા મુદ્દાઓ પર ખાસ ભાર મૂકવાનો હોય છે પુસ્તકો અને વાચનનું મહત્ત્વ અભિપ્રાયો, માહિતી, પ્રેરણા અને કેળવણીનાં બીજાં જેજે સાધનો છાપેલા રૂપમાં મળી શકે છે, તેનાથી પુસ્તકો કેટલાં ચઢિયાતાં છે, એ જ બાબતોમાં તે દર્શાવવું પુસ્તકાલય એ પ્રજાને પૈસે પોષાતી અને પ્રજાને હાથે ચલાવાતી સાર્વજનિક સંસ્થા છે, એ હકીકત પર વારંવાર લોકલક્ષ ખેંચતા રહેવું, અધ્યયનવિભાગ કે પ્રૌઢકેળવણી જેવાં પુસ્તકાલયનાં અંગો જે સામાન્ય રીતે પૂરતાં જાણીતાં હોતાં નથી, તેની પર પણ લોકોનું ધ્યાન અવારનવાર ખેંચવું, પુસ્તકાલય શહેર કે ગામની વસ્તીના માથાદીઠ કેટલાં પુસ્તકોનો પ્રચાર વર્ષ દરમિયાન કરે છે, તથા માથાદીઠ તે કેટલાં પુસ્તકો ધરાવે છે, તેના આંકડા પણ પ્રસંગોપાત્ત જાહેરમાં મૂકતા રહેવું

આવું સર્વસામાન્ય પ્રચારકામ [illegible] પુસ્તકાલયની મોટી રાષ્ટ્રીય સંસ્થાઓ [illegible] ઉપાડી લે છે ને તેના એ વિશાળ પાયા પર વ્યવસ્થિત [illegible] છે. આ કારણે જ પશ્ચિમમાં રાજ્યની કે પ્રજાની મોટી પુસ્તકાલયસંસ્થાઓ [illegible] વર્તમાનપત્રો, માસિકમાંના લેખો, રેડિયો મારફત [illegible] વ્યાખ્યાન, [illegible] સ્થાવર કે જંગમ પ્રદર્શનો તથા પત્રિકાઓ [illegible] જેવા કામો [illegible] આ પ્રકારનું સર્વસામાન્ય પ્રચારકામ કરતો [illegible] છે. જપાનની લાઇબ્રેરી એસોસિએશન તો દર નવેમ્બરમાં પુસ્તકપ્રસાદ ઊજવીને પુસ્તકાલયનો મહિમા પ્રજાને સમજાવે છે. આપણે ત્યાં પણ વડોદરારાજ્યમાં વાર્ષિક પુસ્તકાલય-પર્વણીનો નવીન તહેવાર વસંતપંચમીને દિવસે ઘરની રીતે ઊજવવાની શરૂઆત થવા માંડી છે તે સ્તુત્ય પ્રયોગ ગુજરાતવ્યાપી તથા ભારતવ્યાપી થવાની ઘણી જરૂર છે.

## ૩

વિશિષ્ટ પ્રચારકામ દરેક પુસ્તકાલયે પોતાની તરફથી કરવાનું હોય છે. મોટાં પુસ્તકાલયોમાં આ કામ માટે ખાસ જુદો કાર્યેક્ષ મદદનીશ હોય છે અને તે પોતાની ફરજ અર્વાચીન પ્રચારવિદ્યાના મુખ્ય સિદ્ધાંતોને આધારે—જેવા કે, સાતત્ય અને વિવિધતા, નવીનતા સ્પષ્ટતા અને અંગત વિજ્ઞપ્તિને આધારે—બજાવતો હોય છે. તેને હાથે જે નિરનિરાળાં સાધનોનો ઉપયોગ થાય છે તે વિશે હવે થોડુંક કહીશું.

પ્રચારકનું મુખ્ય અને કદાચ સૌથી સબળ સાધન સ્થાનિક વર્તમાનપત્ર છે. તેમાં તેણે અઠવાડિયાને અમુકઅમુક દિવસે તાજેતરમાં ઉમેરાયલાં નવાં પુસ્તકોની યાદી, વાચકસંખ્યા, પ્રચારમાં મુકાયલાં પુસ્તકોની સંખ્યા, પુસ્તકોની ગોઠવણીમાં અવારનવાર કરાતા ફેરફારો, પુસ્તકાલય ખોલવાવાસવાના બદલાતા કલાકો, મળેલી બક્ષીસોની–ભેટપુસ્તકોની–યાદી, પ્રદર્શનો, પરિષદો વગેરે બાબતોની યાદિની ટુંકા અને સુવાચ્ય રૂપમાં છાપવા માટે મોકલવી જોઇએ. પત્રના તંત્રીખાતા સાથે તેનો અંગત સંબંધ પણ ગાઢ અને મીઠો હોવો જોઇએ, જેથી કરીને સ્થાનિક પુસ્તકાલયને લગતા બધા સમાચારને પત્ર તરફથી હમેશાં ઘટતું મહત્ત્વ મળવામાં કોઇ જાતની અડચણ નડે નહિ.

બીજું સાધન તે પત્રિકા. તેમાં પણ નવાં પુસ્તકોની યાદી, ખાસ વિષયોની ગ્રંથયાદી, પુસ્તકો આપલે કરવાની પદ્ધતિમાં કોઇ વાર ફેરફાર કરાતા

હોય તો તે, અને અધ્યયનવિભાગના કાર્ય કરો જે પ્રકારની સેવા ગ્રાહકોની ગરજની શકે તેમ હોય છે તેની વિગતોનો સમાવેશ થઇ શકે છે આ પત્રિકા છપાવવા નો ખર્ચ જો પોસાય નહિ તો પુસ્તકાલયે તેને માટે માઇક્રોસ્ટાઇલ મશિન રાખવું જોઇએ તથા તેની જને તેટલી વધુ પ્રતો કાઢીને પુસ્તકાલયના ગ્રાહકોમા તેમજ બીજાઓમા તે ફેલાવવી જોઇએ, જેથી કરીને ગ્રાહકોને તેના કાર્યમા અખંડપણે રસ રહે તથા અગ્રાહકો ગ્રાહક બનવા લલચાય

પુસ્તકાલયનુ પોતાનુ સામયિકપત્ર એ ત્રીજુ અગત્યનુ પ્રચારસાધન છે ‘લાઇબ્રેરી એક્સટેન્શન વર્ક એન્ડ પબ્લિસિટી’ના કર્તા મિ લાયોનલ મેક્કોલ્વિનના મત પ્રમાણે આવા સામયિકમા સામાન્યત નીચેના વિષયોને સ્થાન હોવુ ઘટે

તેણે પુસ્તકાલયમા એક સસ્થા તરીકે પ્રજાને રસ લેતી કરવી જોઇએ, પુસ્તકાલયની જેજે નાનીમોટી પ્રવૃત્તિઓ હોય તથા તે જેજે સગવડો આપતુ હોય તેનાથી પ્રજાને માહિતગાર રાખવી જોઈએ પ્રજાને જેજે વિષયોમા રસ પડતો હોય તથા જેજે સાધનોનો તેો શોખ હોય તેના સબધી પુસ્તકોની માહિતી ખાસ કરીને પ્રચલિત કરવી જોઇએ, ગ્રાહકો જે વિષયોના પુસ્તકો વાચતા હોય તેની સાથે સબધ ધરાવતા નવા વિષયો તેમની નજર પાસે વારવાર આવવા જોઇએ તદ્દન નવા વિષયો પણ સૂચવવા જોઇએ, અને ધીરેથી પણ સ્થિરતાથી પ્રજાનો કેળવણી અને સસ્કાર માટેનો પ્રેમ હરેક રીતે પોષવો જોઇએ”

આટલા સિવાય પણ પુસ્તકપ્રચારના કેટલાક જરૂરી સાધનો ગણાવી શકાય પ્રદર્શનો રેડિયો દ્વારા વાતચીત વાચનના લાભો વિશેના દિવાનચિત્રો ગ્રાહકો સાથેની અગત ગુફતેગો, વાચકમડળો સ્થાપવા અને તેની મારફત પદ્ધતિસરનુ વાચન જુદાજુદા વિષયનુ ઉત્તેજવુ ગ્રથમહિમા વિશે તથા પુસ્તકાલયમા મળતા લાભો અને ખાસ સગવડો વિશે વારવાર ભાષણો અપાવવા.

આ સિવાયના બે સારા પ્રચારસાધનોનો નામનિર્દેશ પણ અતમા કરવો જોઇએ પહેલુ તો એ કે પુસ્તકાલયના કાર્યથી સર્વ પ્રકારે સતોષ પામેલો ગ્રાહકવર્ગ એ તેની કદાચ સૌથી સબળ જીવતીજાગતી જાહેરાત છે બીજુ એ કે પુસ્તકાલયનુ મકાન જેટલે અશે વધારે શોભીતુ અને સગવડ દાર હશે તેટલે અશે તે દર માસે નવાનવા વાચકોને આકર્ષવામા વિજયવત નીવડશે એ પણ નિ સદેહ વાત સમજવી

૪

વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિએ અર્વાચીન પ્રચારપદ્ધતિનો વાજબી ઉપયોગ પ્રસંગોપાત્ત કરીને પોતાનું કાર્ય પ્રજાસમક્ષ રાખવાની દરેક તક લીધી છે તે પણ અહીં નોંધવું જોઈએ. તેને અંગે જ્યારેજ્યારે ખાસ પ્રસંગ હોય ત્યારે પુસ્તકોનાં મોટાંનાનાં પ્રદર્શનોની યોજના કરવામાં આવી છે; તેણે લાગટ પાંચ વર્ષ લગી રાજ્યનાં જુદાંજુદાં શહેરમાં પુસ્તકાલયપરિષદ ભરીને તથા અગ્રણી સાહિત્યસેવકો અથવા સમાજસેવકોને તેના પ્રમુખપદે નોતરીને રાજ્યમાં તેમજ સમસ્ત ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિને જોસ આપવાના પ્રયાસો પણ કર્યા છે; અને તેના પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી છેલ્લાં સાત વર્ષથી પ્રસિદ્ધ થતા માસિકપત્ર 'પુસ્તકાલય' દ્વારા અર્વાચીન પુસ્તકાલયપ્રવૃત્તિનાં વિવિધ સ્વરૂપોથી તથા તેના શાસ્ત્રની વિશેષતાઓથી પ્રજાને જાણીતી કરવાનો ઉત્સાહભર્યો સફળ પ્રયોગ પણ કર્યો છે.



## પ્રકરણ ૨૬મું

### ગ્રંથપાલ અને તેની તાલીમ

તે અજ્ઞાનનો ભંડાર ભલે હોય; તે બહેરો અપંગ કે ખુંધો હોય તેનું પણ કંઈ નહિ; સદાય મેલાઘેલા ફરવું કે એ સ્વરૂપે ખુરશીએ જડાઈ રહેવું, આળસુ અને નાફરમાન હોવું, કમઅક્કલ હોવું કે સહેજ વાતમાં મિજાજ ખોઈ દેવો, આ તો તેના જન્મસિદ્ધ હક્કો; અને તેની ફરજ એટલું જ જોવાની કે ચોપડીઓ પર વધુમાં વધુ ધૂળના થર જામે છે કે નહિ, ઉધઈ ને ઉંદરો ચોપડીઓની ઉજાણી કરે છે કે નહિ, ચોપડીઓ ગામના ઓછામાં ઓછા માણસોના ઉપયોગમાં આવે છે કે નહિ. તે દેખાવે જો સુજી ન હોય, ઝાને ઠોઠ ન હોય, સ્વભાવે અતડો અને કામકાજમાં એદી ન હોય, તો તેનું જીવતર એળે ગયું સમજવું.

જૂના જમાનાનો ગ્રંથભંડારી આવો હતો. માત્ર સત્તરમી કે અઢારમી સદીમાં નહિ, પણ છેક ઓગણીસમીની અધવચ લગી યુરપમાં એવા માણસો પુસ્તકાલયોના સંરક્ષક તરીકે ઘણી જગ્યાએ હતા એમ 'ફાઇવ લૉઝ ઑફ લાઇબ્રેરી સાયન્સ'ના કર્તાએ નોંધ્યું છે. ત્યાં ખુદ વિદ્યાપીઠોના ગ્રંથભંડારી પણ–બૅડિનબરો અને ગ્લાસગોમાં–પુસ્તકાલયને અંગેનું નહિ પણ સંસ્થાનું કારકુની કામ કરનારા વધુ અંશે હતા, તથા અમેરિકાની ૧૮૨૬માં સ્થપાયલી કેન્યૉન કૉલેજમાં તો પ્રિન્સિપાલના પત્ની મિસિસ ચેઝ ગૃહિણી અને કૉલેજ-

નાં હિસાબનીસ ઉપરાંત ફુરસદના વખતે કૉલેજના પુસ્તકાલય પર નજર રાખનાર હતાં—આવા દાખલા પણ એજ લેખકે આપ્યા છે. એ સમયે પશ્ચિમના દેશોમાં પણ આમ બીજાં કામો માટે નાલાયક હોય તેનામાં ગ્રંથપાલ બનવાની લાયકી છે એમ જાણે સ્વીકારી લેવામાં આવતું; અથવા તો બીજાં અસંખ્ય કામો માટે તેની લાયકાત હોવાથી ગ્રંથપાલ બનવાની લાયકાત પણ તેનામાં આરોપી દેવાતી.

ત્યાં એ આજે નથી રહ્યું અને અહીંઆં પણ ન રહેવું જોઈએ. ઉપર વર્ણવ્યા તેમાંના ઘણાખરા અવગુણો તો આજના આપણા ઘણા ગ્રંથપાલોમાં છે એ દિલગીરી સાથે સ્વીકારવું પડશે. એ ત્રુટીઓ દૂર કરવા તેઓ પ્રવૃત્ત થાય એવી આશાએ આ યુગનો નમૂનેદાર ગ્રંથપાલ કેવો હોય, તેનું રેખાચિત્ર દોરવાનો પ્રયાસ કરીશું.

૨

સંસ્કૃતમાં એક સૂત્ર છે: કોશવાન્ આચાર્ય: આ સૂત્રનો ટુંકો અને દેખીતો અર્થ એ કે જેની પાસે ગ્રંથનો કોશ એટલે કે સંગ્રહ છે, તે પ્રજાનો આચાર્ય થવાને યોગ્ય છે. આ અર્થને અર્વાચીન દૃષ્ટિએ વધારે સ્ફુટ કરીએ તો એમ કહી શકાય કે જેના કબજામાં પુસ્તકાલય છે તેનામાં પ્રજાનો કેળવણીકાર થવાના ગુણો પણ હોવા જોઈએ. એટલે કે ગ્રંથપાલ વિદ્વાન, પ્રભાવશાળી અને વિનયશીલ હોવો જોઇએ; પુસ્તકાલયમાંનાં પુસ્તકોની પસંદગી, ખરીદી અને રક્ષા કેમ કરવી એ જેમ તેને આવડવું જોઇએ, તેમ એ પુસ્તકોની ગોઠવણીનું તથા પ્રચારનું શાસ્ત્ર પણ તેણે જાણી લેવું જોઇએ. ગ્રંથપાલના વ્યક્તિ તરીકેના ઉમદા ગુણોમાં જ્યારે સાહિત્યનું વિશાળ જ્ઞાન તથા અદ્યતન પુસ્તકાલયશાસ્ત્રના સિદ્ધાંતોનો અભ્યાસ ઉમેરાય ત્યારે જ આ જમાનાને સર્વ રીતે ઉપયોગી ગ્રંથપાલ તે થયો ગણાય. ઉપરાંત, હિસાબી કામથી પણ તે અજાણ હોવો ન જોઈએ, તેમજ સંસ્થાના વહીવટને લગતી નાનીમોટી ગુંચો ઉકેલવાની શક્તિ તેનામાં હોવી જોઇએ. પ્રચારક તરીકે તેનામાં જેમ લોકો સાથે સમભાવથી મિત્ર બનીને વર્તવાની શક્તિ ને યુક્તિ હોવી જોઇએ, તેમજ તેમને પુસ્તકો વધુમાં વધુ ઉપયોગી શી રીતે થાય તેના ઉપાયો સ્થાનિક પરિસ્થિતિ વિચારીને શોધવાની તથા અમલમાં મૂકવાની આવડત પણ મોટા પ્રમાણમાં હોવી જોઇએ. તેનામાં પોતાના ઉપરીઓને તથા અધીનોને બરાબર પારખી લઇને તેમની સાથે એવો સહકાર સાધવાની

કુનેહ જોઈએ કે જેથી કરીને પુસ્તકાલયનો હેતુ વધુમાં વધુ પ્રમાણમાં બર આવે.

ઉત્તમ ગ્રંથપાલનાં લક્ષણોનો વધુ ખ્યાલ નીચેના બે ઉતારાથી આવશે. ગ્રંથપાલ અને પ્રજાના પરસ્પર સંબંધ વિશે એક વિચારક[1] કહે છે:

"પ્રજાના બીજા બધા શિક્ષકો કરતાં શિક્ષણ આપવાની વધુમાં વધુ તક ગ્રંથપાલને મળે છે. તે શિક્ષકોનો પણ શિક્ષક છે. તેણે પુસ્તકાલયને બાળકો અને જુવાનો માટે શાળા સમાન અને પ્રૌઢો માટે પાઠશાળા સમાન બનાવી મૂકવું જોઈએ. તેણે જેનાથી આખી પ્રજા પથ્ય અને પ્રેરક વિચારો કરતી થાય તેવી કેળવણીની પ્રવૃત્તિનું કેન્દ્ર પુસ્તકાલયને બનાવવું જોઈએ. તે સંસ્કારી રસિકતાવાળો સાહિત્યશોખી જરૂર હોવો જોઈએ, પણ તેનો સાહિત્યનો શોખ એવો અતિશય કે એકમાર્ગી હોવો ન જોઈએ જેને લીધે તે વાચનની બાબતમાં બીજાનું દૃષ્ટિબિંદુ સમજી જ ન શકે."

ગ્રંથપાલત્વની કળા અને તે માટેની તૈયારી વિશે પ્રિન્સ્ટન યુનિવર્સિટી-વાળા પ્રો. અર્નેસ્ટ રિચર્ડસન[2] કહે છે:

"વાચક અને પુસ્તકને એકબીજા સાથે ચોક્કસપણે અને ઝડપબંધ જોડી આપવાની કળા, તેનું નામ ગ્રંથપાલત્વ. એ કળાનો અભ્યાસ એટલે તેને માટે ઉપયોગી ઠરેલી પદ્ધતિઓનો અભ્યાસ. પદ્ધતિઓ પુસ્તકો પસંદ કરવા, ખરીદવા, સાચવવા, પ્રચાર માટે તૈયાર કરવા અને પ્રચારમાં મૂકવાને લગતી હોય છે. આ પદ્ધતિઓનો અભ્યાસ બરાબર કરવો હોય તો ચાલુ પુસ્તકાલયોમાં તેનો અમલ થતો હોય ત્યાં જઈને જ તે થઈ શકે. પુસ્તકાલય-શાસ્ત્રની ચોપડીઓમાંથી એ વિશે કેટલુંક જાણી શકાય પણ સંગીન અને પાકો અભ્યાસ તો પદ્ધતિને વહેવારમાં મુકાતી જોયે જ થઈ શકે."

૩

પુસ્તકાલયના શાસ્ત્રના સિદ્ધાંતોનું તથા તેના વહેવારુ અમલનું શિક્ષણ આપવા માટે બેત્રણ પ્રકારની શાળાઓ પશ્ચિમના દેશોમાં સ્થપાઈ છે. શાળાઓ કેવી ને શું શું શીખવનારી હોય છે તેની વિગતોમાં ઊતર્યા પહેલાં, એ પ્રવૃત્તિના ઇતિહાસની રૂપરેખા અહીં આપવી અસ્થાને નહિ ગણાય.

*—

૧. મિ. જે. સી. ડાના. 'લાઇબ્રેરી સર્વિસ'માંનો ઉતારો; પૃ. ૬, ૭.
૨. 'યુસીસ ઑફ લાઇબ્રેરીઝ'માં: પૃ. ૨૫૮-૫૯.

ગ્રંથપાલ થનારે કૈંક રીતસરની તાલીમ પોતાના વિષયની લેવી જોઇએ, એવી ભાવનાનો જન્મ પહેલવહેલો મધ્ય યુરપમાં આજથી એક સૈકા પહેલાં થએલો જણાય છે. એ તાલીમ વિશેનો ઉલ્લેખ સને ૧૮૨૯માં મ્યુનિકવાળા મિ. શ્રેટિંજરે પુસ્તકાલયશાસ્ત્રના એક નિબંધમાં કર્યો હતો. ૧૮૬૪માં ઑસ્ટ્રિયન સરકારે પોતાનાં પુસ્તકાલયોના કાર્યકરો માટે ગ્રંથવર્ણનવિદ્યાનું જ્ઞાન આવશ્યક ઠરાવ્યું તથા ૧૮૭૪માં તેના પાટનગર વિએનાના વિદ્યાપીઠમાં એ વિદ્યા તથા વર્ગીકરણની વિદ્યાના વર્ગો શરૂ થયા. ફ્રાંસે આ વિષયને ૧૮૬૯માં અને પ્રેટબ્રિટને ૧૮૭૭માં હાથ ધર્યો. આ પાછલા વર્ષમાં મળેલી ગ્રેટબ્રિટનની પુસ્તકાલયપરિષદમાં ઑક્સફર્ડના પ્રતિનિધિએ તથા પરોણા તરીકે આવેલ ઇટાલિયનો અને અમેરિકનોએ જે ચર્ચા કરી તેને પરિણામે ૧૮૮૩માં અમેરિકન લાઇબ્રેરી એસોસિએશને સદ્ગત મિ. મેલ્વિલ ડ્યુઇના સહકારથી એક યોજના કરી જે તેમને જ હાથે ૧૮૮૭માં અમલમાં મુકાઇ. શરૂઆતમાં એક જ શાળા કોલંબિયા કૉલેજમાં કાઢવામાં આવી હતી, પણ ૧૮૯૪ લગીમાં બીજી ત્રણ પણ ખોલવામાં આવી. આમ પૂરા સાડા છ દસકાની નાની મોટી હીલચાલો પછી જ એ નાવ તરતું થઇ શક્યું હતું. એ હીલચાલનો ૧૮૮૭માં ઘણો વિરોધ થયો હતો, પણ તેની સફળતા જેમજેમ દેખાતી ગઇ, તેમતેમ, જેણે કામ કર્યું તેણે કામણ કર્યું એ ન્યાયે, હીલચાલ એટલી વ્યાપક થઇ કે એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં જ, મિ. બ્રેસ્ટવિકે નોંધ્યા પ્રમાણે ૧૯૨૯ સુધીમાં ઓગણીસ મુખ્ય શાળાઓ હતી. યુરપના દેશોમાં પણ એવી શાળાઓ વિદ્યાપીઠ કે બીજી સંસ્થાઓ ચલાવે છે. પંજાબસરકારે તથા વડોદરાસરકારે પણ આ દિશામાં વર્ગો ખોલીને શિક્ષણ આપવાની શુભ પ્રથા પાડી જ છે.

૪

અમેરિકામાં આ શાળાઓ ત્રણ પ્રકારની હોય છે: પુસ્તકાલયની કાયમી શાળાઓ; ઉનાળામાં જ ચાલતી શાળાઓ; તેના સ્થાનિક અને વિશિષ્ટ વર્ગો. કાયમી શાળાઓ ઉપર કહ્યું તેમ વિદ્યાપીઠ કે કોઇ બીજી શિક્ષણસંસ્થા સાથે સંબંધ ધરાવનારી હોય છે. તેનો અભ્યાસક્રમ બે વર્ષનો હોય છે અને પુસ્તકાલયના રોજના કાર્યનો અનુભવ વિદ્યાર્થીઓને મળે તે માટે કોઇ સારા પુસ્તકાલય સાથે પણ તેને સંબંધ હોય છે. ઉનાળાની શાળા એ સમયની રજાઓનો લાભ લઇને શીખવા ઇચ્છનાર માટે છે. તેમાં ઘણે ભાગે પુસ્તકાલયમાં કાર્ય કરતા મદદનીશો જાય છે અને વિષયનું બને તેટલું વધુ જ્ઞાન

પ્રાપ્ત કરે છે. વિશિષ્ટ વર્ગોની ઉત્પત્તિ, પુસ્તકાલયમાં જે તાલીમ વિનાના શિખાઉ માણુસો રાખવામાં આવતા, તેમાંથી થઇ છે. આમાં તૈયાર થએલા વિદ્યાર્થીઓને પુસ્તકાલયને અંગેની ઉતરતી પાયરીની નોકરીઓ આપવામાં આવે છે અને કાયમી શાળામાં જેમણે અભ્યાસ વધારે ઉંડો અને સ્થિરતાથી કર્યો હોય છે તેમને ચઢતી પાયરીમાં મૂકવામાં આવે છે. શાળામાં દાખલ થવાની લાયકાત જુદેજુદે સ્થળે જુદાજુદા પ્રકારની હોય છે. કોઇ ગ્રેજ્યુએટને, કોઇ અંડરગ્રેજ્યુએટને તો કોઇ માત્ર હાઇસ્કૂલનું શિક્ષણ પામેલાને પણ દાખલ કરે છે. કોઇ સ્થળે ઉમેદવારના સર્વસામાન્ય જ્ઞાનની તથા ટાઇપરાઇટિંગ, હિસાબી કામ, વગેરેની પ્રાવેશિક પરીક્ષા લેવાય છે અને તેને શિક્ષણનો કે વેપારીલાઇનનો થોડોઘણો અનુભવ હોય તો તે વધારે સારું ગણાય છે. ઉપરાંત, જેણે ગ્રંથપાલ બની પ્રજા સાથે હૃદયનો મેળ સાધવાનો છે તેનામાં મીઠો સ્વભાવ, વિનયશીલતા, સ્ફુર્તિ અને સેવાભાવ પણ વધુમાં વધુ પ્રમાણમાં આવશ્યક મનાય છે.

શાળાના પ્રકાર અનુસાર તેમાં નીચેના વિષયોમાંના બધા કે અમુક જરૂર પ્રમાણે શીખવાતા હોય છેઃ પુસ્તકાલયવ્યવસ્થા; પુસ્તકાલયનાં મકાનો, તેનાં ધારાધોરણ ને હિસાબો; પુસ્તકોની પસંદગી અને ખરીદી; બાલપુસ્તકાલયનું ખાસ કામકાજ; વર્ગીકરણ અને નામાવલીકરણ; અધ્યયનવિભાગનું ખાસ કામકાજ; પુસ્તકાલયો પુસ્તકાલયપ્રવૃત્તિ અને મુદ્રણના હુન્નરના ઇતિહાસો ઉપરાંત સાહિત્ય, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર અને બાપારના ઇતિહાસો; અને ગ્રંથવર્ણનવિદ્યા.

વકીલદાક્તર ને શિક્ષકના જેમ ધંધાઓ છે ને તે તેની આદર્શરૂપ સ્થિતિમાં સમાજસેવી ધધાઓ છે, તેજ રીતે ગ્રંથપાલનો પણ એક ધંધો છે એમ પશ્ચિમમાં મનાય છે. તેમાં આર્થિક દૃષ્ટિએ અસાધારણ લાભ ન હોય એ દેખીતું છે પણ તે કારણે એ કૈં ઓછો માનપાત્ર નથી; ઉલટું, પ્રજાહિતની ઉન્નત ભાવના તેની સાથે સંકળાયલી હોઈ, દેશના વધારે માનવંતા ધંધાઓમાં ત્યાં તેને સ્થાન મળ્યું છે અને અહીં મળવું ઘટે છે.

❧

## પ્રકરણ ૨૭મું

### પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિમિટેડ

આ મંડળ સને ૧૯૨૪ની સાલમાં વડોદરા ખાતે સ્થપાયું છે અને નીચેનાં કાર્યો તે કરે છેઃ

૧. તે પુસ્તકો એકજથ્થે, સામટાં, સોંઘી કિંમતે ખરીદે છે, તથા, પુસ્તકાલયોને તે પુસ્તકો માત્ર સવા છ ટકાના વળતરથી (પુસ્તક એક હોય કે વધારે, તો પણ આવા એકસરખા જ વળતરથી) વેચે છે.

૨. પુસ્તકાલયોએ ખરીદવાનાં સર્વે સામયિકોનાં લવાજમ તેમની પાસેથી મંડળ એકઠાં કરી, જે તે સામયિકને મોકલે છે તથા તેની પાવતી મધ્યવર્તી પુસ્તકાલયખાતા માર્ફત જે તે પુસ્તકાલયને મોકલે છે. મંડળ સામયિકદીઠ પોતાના ખર્ચનો માત્ર એક આનો વળતર લે છે, જ્યારે મંડળ સ્થપાયા અગાઉ મ. ઓ. ખર્ચના પત્રદીઠ પુસ્તકાલયે બે આના ભરવા પડતા અને પાવતી તેને મળતી નહિ

૩. ૧૯૨૫ના ઑક્ટોબરથી મંડળ 'પુસ્તકાલય' સામયિક પ્રસિદ્ધ કરે છે. પહેલે વર્ષે તે ત્રૈમાસિક હતું અને પછીથી માસિક તરીકે દર માસની ૫ દરમી તારીખે નીકળે છે. તેમાં પુસ્તકાલયશાસ્ત્ર અને પ્રવૃત્તિને લગતા વિષયો ચર્ચવામાં આવે છે તથા પુસ્તકાલયપ્રવૃત્તિને ઉપયોગી એવી ગુજરાત, હિંદ અને દેશાવરની માહિતી આપવામાં આવે છે.

૪. મંડળ પુસ્તકાલયશાસ્ત્રને લગતાં તેમજ જીવનચરિત્ર, વિજ્ઞાન, નવલકથા વગેરેનાં લોકોપયોગી જ્ઞાનપ્રચારક પુસ્તકો પણ લખાવે, છપાવે તથા વેચે છે.

૫. પુસ્તકાલયોને ખાસ ઉપયોગી એવાં કેટલૉગ, કાર્ડ, ફૉર્મ, દિવાલચિત્રો, પત્રિકાઓ, લેખનસામગ્રી તથા બીજું સાહિત્ય તૈયાર કરી અથવા તો કરાવીને પુસ્તકાલયોને વાજબી ભાવે વેચે છે.

૬. પુસ્તકાલયોનાં કાયમફંડો સારે વ્યાજે અને સદ્ધર સ્થળોએ જમે મૂકી-મુકાવી તેની નોંધ રાખે છે અને વરસઆખરે તેનો હિસાબ પ્રસિદ્ધ કરે છે.

૭. પુસ્તકાલયો માટેનાં રૂ. ૧૦૦) ઉપરાંતનાં જુમ્માભંડોળો (ટ્રસ્ટફંડો) સ્વીકારવાં અને શરતો પ્રમાણે તેનો વહીવટ કરવો.

આ કાર્યો કરવા સ્થપાયલું એ મંડળ આજે લગભગ આઠ વર્ષથી કામ કરે છે અને તેની હસ્તીને લીધે જ પુસ્તકાલયોને એવા ઘણા લાભો મળે છે જે પહેલાં નહોતા મળતા: જેમકે, પહેલાં પુસ્તકાલયને વળતર મળતું તે સામટાં પુસ્તકોની ખરીદી ઉપર, તેની રકમના પ્રમાણમાં જ, પણ સામટી ખરીદી હવે મંડળ કરતું હોવાથી તથા સહકારના ધોરણે તે ચાલતું હોવાથી એક જ પુસ્તક ઉપર પણ હવે પુસ્તકાલયને જથાબંધ ખરીદીના ધોરણે વળતર મળી શકે છે; પુસ્તકખરીદીનો અનુભવ કેટલાંક પુસ્તકાલયોને ન હોવાને કારણે તેઓ પહેલાં કોઈ વાર છેતરાઈ જતાં, તે ભય હવે, એમને જ ખાસ મદદ કરવાના હેતુથી સહકારી ધોરણે સ્થપાયલી આ સંસ્થાનો લાભ મળતો હોવાથી, રહ્યો નથી; ત્રીજું એ કે ભાગદારોને ૭ ટકાથી વધુ વ્યાજ આપવું નહિ એવો ખાસ પેટાનિયમ હોવાને કારણે, ૭ ટકા ઉપરાંતનો બધો નફો જમાભંડોળમાં રાખી, અંતે પુસ્તકાલયોના જ લાભમાં તે વપરાય છે; અને છેલ્લું એ કે મંડળ માત્ર વડોદરારાજ્યનાં નહિ પણ ગુજરાત અને બૃહદ્-ગુજરાતના કોઈ પણ પુસ્તકાલયને પુસ્તકખરીદી કરી આપે છે તથા સામયિકનું લવાજમ ભરી આપે છે. આ છેલ્લો લાભ પણ જેવોતેવો નથી અને તે અત્યાર સુધીમાં રાજ્યબહારનાં ઘણાં પુસ્તકાલયોએ ઉઠાવ્યો જ છે.

મંડળ પોતાને જોઈતું ભંડોળ[1] શેર કાઢીને, થાપણો સ્વીકારીને, અથવા

૧. મંડળના નાણાંપ્રકરણની મુખ્ય વિગત જ અહીં આપી છે. બાકીની વિગતો, તેના જિજ્ઞાસુને, તેના પેટાનિયમોની તથા વાર્ષિક અહેવાલોની પત્રિકાઓમાંથી મળી શકશે.

તો બક્ષીસો સ્વીકારીને એકઠું કરે છે. તેનો દરેક શેર રૂ. ૨૫નો હોય છે અને તે કોઈ પણ પુસ્તકાલય અથવા ખાનગી વ્યક્તિ રૂ. ૧] દાખલ ફી આપી, તે શેર લઈ, સંસ્થાનો સભાસદ થઈ શકે છે. જ્યારે પુસ્તકાલય સભાસદ થાય, ત્યારે તેનો મંત્રી મંડળને અંગે સભાસદના બધા હક ભોગવી શકે છે.

આ રીતે કાર્ય કરતા પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ની જુદીજુદી દિશાની પ્રગતિનો વધુ ખ્યાલ વાચકને આ પ્રકરણને અંતે જોડેલા એ વિષયના કોઠા પરથી સારી રીતે આવી શકશે.

## ૨

આ વિભાગમાં સંસ્થાના મુખપત્ર 'પુસ્તકાલય'ના ધ્યેય તથા કાર્યનો ટુંકો પરિચય વાચકને કરાવીશું.

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું ૧૯૧૦માં સ્થપાયા પછીનાં બે વર્ષની અંદર જ એ પ્રવૃત્તિને અંગે તેના કાર્યકર્તાઓએ પોતાની જવાબદારી પર જ 'લાઇબ્રેરી મિસેલેની' નામે ત્રિમાસિક અંગ્રેજી ગુજરાતી અને મરાઠીમાં કાઢવા માંડ્યું હતું. ૧૯૧૨થી ૧૯૧૯ સુધીનાં સાત વર્ષમાં તેણે પુસ્તકાલયનું શાસ્ત્ર અને તેની પ્રવૃત્તિનાં અર્વાચીન સ્વરૂપો વિશે પ્રશંસાપાત્ર સેવા કરી હતી. ૧૯૧૯માં એ આર્થિકસંજોગવશાત્ બંધ પડવાથી, એ વિષયોની ચર્ચા કરનાર કોઈ સામયિક ગુજરાતમાં રહ્યું નહિ. આ ખોટ, પ્રતિદિન વધતી જતી વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરોને ઘણી સાલવા લાગી. તેઓ સૌ ૧૯૨૫ના એપ્રિલમાં ગણદેવીમાં રાજ્યની પુસ્તકાલયપરિષદને અંગે એકઠા મળ્યા ત્યારે ઘણા પુસ્તકાલયસેવકોએ આ બાબતમાં પ્રવૃત્તિ ઉપાડવાની તીવ્ર ઇચ્છા દર્શાવી હતી. તે ઇચ્છાને મૂર્ત રૂપ આપવાના હેતુથી 'પુસ્તકાલય' નામે ત્રિમાસિક શરૂ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. તેનું તંત્રીપદ ખાતાના ફરતાં પુસ્તકાલયવિભાગના ઉપરી રા. નાનાભાઇ ચન્દ્રશેખર દિવાનજીને તથા પ્રકાશકપદ પુસ્તકાલય સ. સ. મંડળ લિમિટેડને સોંપવામાં આવ્યું. પત્રને પહેલા વર્ષને અંતે માસિક કરવામાં આવ્યું હતું અને હાલ તે એજ રૂપે ચાલુ છે.

'પુસ્તકાલય' સામયિકનું ધ્યેય શું છે તે તેના પહેલા અંકના તંત્રીલેખ 'અમે પોતે'માંના નીચેના શબ્દોથી સ્પષ્ટ થશેઃ

"લાઇબ્રેરી અને લાઇબ્રેરી હિલચાલદ્વારા પ્રજાજીવન કેવી રીતે આગળ વધારી શકાય, તેમજ પાશ્ચાત્ય દેશોમાં લાઇબ્રેરીઓની ખીલવણી થઇ છે

અને તેનો બહોળો ઉપયોગ થાય છે, તે લાભ આપણે કેવી રીતે મેળવી શકીએ; ટુંકાણમાં અન્ય સાધનોની માફક લાઇબ્રેરી અને લાઇબ્રેરી હિલચાલને સમાજજીવનનુ એક ચાલુ ઉપયોગ અને કેળવણીનું સાધન કેવી રીતે કરી શકીએ, એ આ ત્રિમાસિકના પ્રયોજકોનો ઊંડો અભિલાષ છે."

એ અભિલાષની સિદ્ધિ માટે કયા પ્રકારના પ્રયાસો પત્રના કાર્યવાહકો તરફથી કરવામા આવશે તેની જે ટુંકી રૂપરેખા એજ લેખને અંતે દોરવામા આવી છે, તેની પરથી, તેમણે જે વિસ્તૃત અને મહત્ત્વનો કાર્યપ્રદેશ પોતાની દૃષ્ટિ સમીપ રાખ્યો હતો તેનો ખ્યાલ આપણને આવી શકે છે તે ટુંકી રૂપરેખાને વધુ ટુંકાવવી અશકય હોવાથી, તે આખીજ અહીં ઉતારીએ છીએ, જેથી કરીને, 'પુસ્તકાલયે' રાજ્યની તેમજ સમસ્ત ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિ માટે જે જે કર્યું છે અને હજી પણ કરવા ચાહે છે, તેનાથી વાચક સારી રીતે પરિચિત થાય

'પ્રસ્તુત ત્રિમાસિકમા નીચે જણાવેલા અને એવા બીજા વિષયોને પ્રધાનસ્થાન આપવામા આવશે

૧ પુસ્તકાલયની યોજના, વ્યવસ્થા, વહીવટ, વર્ગીકરણ વગેરે શાસ્ત્રીય પ્રશ્નોની ચર્ચા, નિરૂપણ વગેરે વગેરે

૨ હિંદ તેમજ હિંદ બહારના ભાગોના પુસ્તકાલયો, સાહિત્ય અને સંશોધનવિષયક સંસ્થાઓના વૃત્તાંત—જેમ કે, સેન્ટ્રલ લાઇબ્રેરી; ઇમ્પીરીઅલ લાઇબ્રેરી, કલકત્તા, બાંકીપુર ખુદાબક્ષ પુસ્તકાલય (ઓરિએન્ટલ), ગુ વ સોસાયટી, બ્રિટિશ મ્યુઝીઅમ; બોડલિયન લાઇબ્રેરી

૩ જુદીજુદી સંસ્થાઓએ પ્રસિદ્ધ કરેલા પુસ્તકોની સંપૂર્ણ—બને તેટલી વર્ણનાત્મક યાદીઓ નોંધ સહિત (annotated) દાખના તરીકે, સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, સયાજી સાહિત્યમાળા, ગુ વ સોસાયટી, ગુજરાતી પ્રેસ વગેરે તરફથી

૪. ગુજરાતીમા આજદિન સુધીમા પ્રસિદ્ધ થએલા પુસ્તકોની વિષયવાર સૂચિ (બને તેટલી સંપૂર્ણ)

૫ ૧૦૦, ૫૦૦, ૧૦૦૦ એવા ઉપયોગી અને ઘરપુસ્તકાલયમા સંઘરી રાખવા લાયક પુસ્તકોની યાદી, તેમજ સ્ત્રીઉપયોગી, બાલોપયોગી, કેળવણી, વિજ્ઞાન વગેરે વિષયોને લગતી યાદીઓ.

૬. પુસ્તકાલયને લગતી દેશપરદેશની જાણવા જેવી માહિતી-સંગૃહીત ( cuttings ).

૭. ત્રણ માસ દરમિયાન પ્રસિદ્ધ થયેલાં નવાં પુસ્તકોની સવિસ્તર યાદી.

૮. નવાં પુસ્તકોની સમાલોચના–માર્ગદર્શક.

૯. માસિકો, વર્તમાનપત્રોની સવિસ્તર યાદી."

આ સિવાય, પુસ્તકાલય ખાતાના વટહુકમો સર્ક્યુલરો વગેરે પણ 'પુસ્તકાલય'માં નિયમિતપણે છપાય છે અને તેનો અમલ આખા રાજ્યનાં જે તે પુસ્તકાલયોએ કરવાનો હોય છે.

## ૩

ઉપર પહેલા વિભાગને અંતે પુસ્તકાલય સ. સ. મંડળની પહેલેથી આજ સુધીની પ્રગતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેને લગતા આંકડાનો કોઠો અહીં આ સાથે જોડીએ છીએ:

| વર્ષ | સભ્ય સંખ્યા | શેરોનાં ચાપણ | અનામત રાખવા મળેલી રકમો | રીઝર્વ ફંડ | ખરીદી | વેચાણ | ચોખ્ખો નફો | ડિવિડંડ (ટકા) | પ્રકાશનો ખાતે લહેણી રકમ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪–૨૫ | ૨૧૮ | ૬૪૮૫ | ૪૫૯૬ | ... | ... | ... | ૫૯૭ | ૬ | ... |
| ૧૯૨૫–૨૬ | ૨૯૪ | ૮૪૦૦ | ૧૫૭૭૮ | ૨૫૦ | ... | ... | ૭૯૭ | ,, | ... |
| ૧૯૨૬–૨૭ | ૩૧૩ | ૯૦૫૦ | ૨૭૦૩૯ | ૫૦૦ | ૨૪૫૩૨ | ૨૩૯૯૦ | ૬૭૯ | ,, | ... |
| ૧૯૨૭–૨૮ | ૩૨૪ | ૯૭૭૫ | ૪૧૧૪૦ | ૭૫૦ | ૩૦૦૪૯ | ૩૩૯૦૨ | ૧૧૩૭ | ,, | ૪૧૭૫ |
| ૧૯૨૯ (૨૧માસ) | ૩૪૭ | ૧૧૦૨૫ | ૬૩૫૭૬ | ૧૦૫૦ | ૪૪૭૯૯ | ૫૧૮૯૧ | ૧૫૦૪ | ,, | ૬૦૪૨ |
| ૧૯૩૦ | ૩૬૮ | ૧૩૧૦૦ | ૮૫૦૨૩ | ૧૪૩૦ | ૩૧૯૨૩ | ૩૬૯૭૩ | ૨૬૭૬ | ,, | ૭૭૮૮ |

## પ્રકરણ ૨૮મું

### વડોદરારાજ્ય પુસ્તકાલયપરિષદ

સને ૧૯૨૫ની સાલમાં ગણુદેવીના ગઝદર સાર્વજનિક પુસ્તકાલયનો મણિમહોત્સવ ઊજવાયો ત્યારે તે શહેરમાં વડોદરારાજ્યની પુસ્તકાલયપરિષદની પહેલી બેઠક ભરવામાં આવી હતી. પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરો એકબીજાને મળે, વિચારોની આપલે કરે, મુશ્કેલીઓનો વાજબી ને વહેવારુ તોડ કાઢે તથા પ્રવૃત્તિનાં નવાં ક્ષેત્રો શોધે તથા વિકાસની યોજનાઓ વિચારે, એ હેતુથી પરિષદપ્રવૃત્તિ શરૂ કરવામાં આવી છે. આજ સુધીમાં તેની પાંચ બેઠકો રાજ્યનાં પાંચ મોટાં શહેરોમાં વિદ્વાન અને કાર્યદક્ષ પ્રમુખોના અધ્યક્ષપણા નીચે મળી છે. તેની મુખ્ય વિગતો નીચેના કોઠા પરથી માલુમ પડશે:

| વર્ષ | સ્થળ | સ્વાગત–પ્રમુખ | અધ્યક્ષ |
|---|---|---|---|
| ૧૯૨૫ | ગણુદેવી | રા. સુમતરાય હ. દેસાઇ | રા. મટુભાઇ હ. કાંટાવાળા |
| ૧૯૨૬ | દ્વારકા | રા. પુરુષોત્તમ વિ. માવજી | સૌ. શારદા સુમંત મહેતા |
| ૧૯૨૮ | પેટલાદ | રા. રમણલાલ કે. પરીખ | પ્રો. કુંવરજી ગો. નાયક |
| ૧૯૨૯ | અમરેલી | રા. હરિલાલ ગો. પરીખ | સર પ્રભાશંકર દ. પટ્ટણી |
| ૧૯૩૦ | પાટણ | ડૉ. મણિલાલ લ. પરીખ | લેડી વિદ્યાગૌરી નીલકંઠ |

દરેક પરિષદે પુસ્તકાલયપ્રવૃત્તિને માત્ર વડોદરારાજ્યમાં નહિ પણ સમસ્ત ગુજરાતમાં પણ ઘણું જોમ આપ્યું છે એમ કહી શકાય. તેના અનુભવી સ્વાગતપ્રમુખો અને અધ્યક્ષોએ જ્ઞાનમહિમા, વાચનપ્રચારની અગત્ય, પ્રવૃત્તિનો ઇતિહાસ, તેનાં વિવિધ અંગઉપાંગો વગેરે વિશે આપેલાં વ્યાખ્યાનો વડે; તેમાં પ્રવૃત્તિના પ્રચાર તથા શાસ્ત્ર વિશે વંચાયલા ઉત્તમ નિબંધો વડે; પસાર થયલા સૂચનાત્મક ઠરાવો વડે; ત્યાં ભરાયલાં પ્રદર્શનોમાંનાં જ્ઞાનપ્રચારનાં પ્રત્યક્ષ સાધનોમાંથી મળતી ઉપયોગી માહિતી વડે; તથા કાર્યકરોના અરસપરસ મેળાપથી થતા અસંખ્ય દેખીતા મોટા લાભો વડે: આમ અનેક રીતે જે પ્રચારકામ ગુજરાતની એ પહેલવહેલી જ પુસ્તકાલયપરિષદોએ કર્યું છે તે એક તરફથી જેમ પ્રાંતના સંસ્કારવિકાસમાં મહત્ત્વના સીમાચિહ્ન તરીકે ગણાય તેવું છે, તેમ બીજી તરફથી સમસ્ત ગુજરાતની ભાવિ પુસ્તકાલયપરિષદની પૂર્વતૈયારીરૂપ પણ ગણી શકાય તેવું પ્રથમ પ્રકિતનું છે.

પરિષદનાં જે વાર્ષિક સંમેલનો આ રીતે થતાં, તેને સ્થાયી રૂપ આપવા માટે પાટણમાં ૧૯૩૦ની સાલમાં ભરાયલા સંમેલને તેનું એક બંધારણ પસાર કર્યું હતું અને રિવાજ પ્રમાણે તેના ત્રણ પ્રકારના સભ્યો—મુરબ્બી, આજીવન તથા સાધારણ સભ્યો—પણ નિર્ણીત કર્યા હતા. એ બંધારણની બીજી કલમમાં પરિષદના જે ઉદ્દેશો વિગતવાર વર્ણવવામાં આવ્યા છે તે અહીં ટાંકવા યોગ્ય લાગે છે. તેમાં કહ્યું છે:

"આ પરિષદના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:

(૧) પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રવૃત્તિ સાધવી,

(૨) ગામેગામ પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાય એવી હીલચાલ કરવી.

(૩) કાર્યકર્તાઓ, સરકાર તથા સ્થાનિક સંસ્થાઓ વચ્ચે સહકાર વધે એવા પ્રયત્ન કરવા.

(૪) પ્રજાને વાચનમાં બહુ ને બહુ રસ લેતી કરવા માટે અને ઉપરના હેતુ પાર પડે તે માટે જરૂરના ઇલાજો લેવા, જેવા કે—(અ) બધા મહાલોમાં મહાલપુસ્તકાલયમંડળો અને જૂથમંડળોને અને બધા પ્રાંતોમાં પ્રાંતપુસ્તકાલય મંડળો ઉભાં કરવાં-કરાવવાં (બ) રાજ્યનાં પુસ્તકાલયો વ્યવસ્થિત બનાવી શકાય એ માટે પ્રચારકો નીમવા. (ક) શિષ્ટ વાચનના પ્રચાર માટે વાચકમંડળો, અભ્યાસમંડળો, અભ્યાસક્રમો અને પરીક્ષાઓની જુદીજુદી

યોજનાઓ હાથ ધરવી ને પ્રસિદ્ધ કરવી. (ઙ) પુસ્તકાલયશાસ્ત્રનું શિક્ષણ આપવા માટે શિક્ષણવર્ગો ઉઘાડવા."

આ સિવાય, પરિષદનું એ સ્થાયી મંડળ હવે દર ત્રણથી ચાર વર્ષે રાજ્યપરિષદ તથા દર વર્ષે જુદાજુદા પ્રાંતની પુસ્તકાલયપરિષદ ભરે છે; તથા ખાસ પ્રચારકો રોકી તેમની પાસે ચાલુ પુસ્તકાલયો તપાસાવવાની તથા નવાં ઉઘડાવવાની તજવીજ કરે છે.

બંધારણમાં ભંડોળ, પ્રતિનિધિઓ, વિષયસમિતિ વગેરેને લગતી વિગત છે તે 'પુસ્તકાલય' માસિકના એપ્રિલ ૧૯૩૦ના અંકમાંથી મળી શકશે.

અંતમાં એટલું જ કહીશું કે રાજ્ય તરફથી મધ્યવર્તી પુસ્તકાલયખાતું અને પ્રજા તરફથી આ રાજ્યપુસ્તકાલયપરિષદમંડળ અને પુસ્તકાલય સ. સ. મંડળ, લિમિટેડ: એ ત્રણેનો જે પરસ્પર નમૂનેદાર સહકાર રૂઢી રીતે આજે વર્ષો થયાં ચાલે છે તેને પરિણામે પ્રવૃત્તિને ઘણો વેગ તેમજ ઓપ મળ્યો છે એ નિઃસંદેહ વાત છે.

## પ્રકરણ ૨૯મું

### પ્રકીર્ણ

અમેરિકન પુસ્તકાલયપ્રવૃત્તિનાં હવે જે ચારપાંચ અંગોનો પરિચય કરાવવો બાકી છે, તે એવાં છે કે આપણે ત્યાં એના ગણેશ પણ મંડાયા નથી એમ કહીએ તો ચાલે. આ કારણે, એ સર્વ વિશે લંબાણથી નહિ લખતાં, થોડી પરિચયપૂરતી જ માહિતી આ પ્રકરણમાં એકત્રિત કરી, ગ્રંથની સમાપ્તિ કરીશું. તે અંગો આ પ્રમાણે છેઃ પુસ્તકાલય સંગ્રહસ્થાન તરીકે; અંધજનો માટેનાં પુસ્તકાલય; પુસ્તકાલયમાંનો સંગીતવિષયક સંગ્રહ; પુસ્તકાલય દ્વારા પ્રૌઢ વયનાં સ્ત્રીપુરુષોની કેળવણી; અને, ગ્રંથપાલોની સંસ્થાઓ. આ દરેક વિષયની જરૂરી વિગતો નીચે વિભાગવાર આપી છે.

૨

પુસ્તકાલયોની જેમ અમેરિકામાં સંગ્રહસ્થાનો પર પણ અર્વાચીનતાની છાપ પડી છે અને આ દેશમાં પણ હવે પડવી જોઈએ. અમેરિકન સંગ્રહસ્થાનો હવે અવ્યવસ્થિત રૂપના વસ્તુભંડારો નથી, પણ દરેક વસ્તુને તેના ખાસ ઓરડામાં આકર્ષક રીતે ગોઠવવા ઉપરાંત, તેની સાથે જ તેને વિશેની ઐતિહાસિક તેમ જ બીજી માહિતીનો ટુંકો લેખ હોય છે. લેખ ટુંકો પણ એટલો પરિપૂર્ણ હોય છે કે ખરી રીતે તો એમ જ કહેવું જોઈએ કે લેખ

અને વસ્તુ, એ બેઉમાં પ્રાધાન્ય અપાય છે તે લેખને—વસ્તુ તો લખાણના દૃષ્ટાંત તરીકે જ રજુ થઇ હોય છે. વળી, લેખમાં જે જે બાબતોના સંક્ષિપ્ત ઉલ્લેખ હોય તેની વિગતો જેમને જોઇએ તેમને માટે, એ વિગતો જે પુસ્તકોમાંથી મળે તેમ હોય તે સર્વની યાદી પણ લેખના એ મોટા પત્તાને છેડે આપેલી હોય છે. એ યાદીમાંનાં વધારે મહત્ત્વનાં પુસ્તકો તો સંગ્રહ-સ્થાનને અંગેના જ ખાસ પુસ્તકાલયમાં રાખવામાં આવ્યાં હોય છે જેથી અભ્યાસીઓને એક જ મકાનમાં વસ્તુનો ઠીકઠીક અભ્યાસ કરવાની સગવડતા મળી રહે અને તેણે વિષયમાં વધારે ઊંડા ઊતરવું હોય તો નજીકમાં શહેરનું સાર્વજનિક પુસ્તકાલય હોય જ. આ રીતે, સંગ્રહસ્થાન અને પુસ્તકાલય એક બીજાના પૂરક બની લોકકેળવણીના કાર્યમાં પોતપોતાનો અગત્યનો હિસ્સો ભરતા હોય છે. આ બે સંસ્થાઓનો આવો નિકટનો સંબંધ હોવાથી, ઘણી વાર બેઉને એક જ મકાનમાં પણ રાખવામાં આવે છે ને કેટલેક ઠેકાણે બંનેનો વહીવટ પણ એક જ સમિતિ કરતી હોય છે.

પુસ્તકાલય અને સંગ્રહસ્થાન, એ બેઉનો આમ એકંદર સહકાર તો સ્પષ્ટ છે જ, પણ સંગ્રહસ્થાનના કાર્યનો એક વિભાગ એવો છે જેનો પૂરો લાભ પ્રજાને મળે તે માટે, એ વિભાગને સંગ્રહસ્થાનમાં નહિ પણ પુસ્તકાલયમાં જ પ્રદર્શિત કરવો ઘટે. આ વિભાગ તે, સંગ્રહસ્થાનના વસ્તુસંગ્રહમાંની પુસ્તકો નામની વસ્તુ છે. ઘણાં અર્વાચીન સંગ્રહસ્થાનોએ આ રીતે પોતાને હસ્તકનાં વિરલ તેમજ વિશિષ્ટ પુસ્તકો કાયમને માટે શહેરના પુસ્તકાલયને સોંપ્યાં છે. એ પ્રકારના પુસ્તકસંગ્રહો આ રીતે મળવાને લીધે, તેમજ સ્વ-પ્રયત્ને કરેલા તેવા સંગ્રહોને પરિણામે, ઘણાંય અમેરિકન પુસ્તકાલયો અથવા તો તેનો એકાદ પણ મોટો ખંડ, એ પુસ્તકોના સંગ્રહસ્થાન બન્યા છે. આ પુસ્તકો વાચવાના ખપમાં ખરી રીતે આવતાં નથી, પણ, મુદ્રણના ઇતિહાસની દૃષ્ટિએ કે કલાત્મક રૂપરંગની દૃષ્ટિએ, માત્ર જોવાનાં હોય છે. ન્યુ યોર્કના સાર્વજનિક પુસ્તકાલયમાંનો આવો ખાસ સંગ્રહ એ તે શહેરના વધારે મોટાં આકર્ષણોમાંનું એક હોઇ, શહેરને ઘણો માનપ્રદ છે.

પુસ્તકાલયો જેમ પુસ્તકોનાં, તેમજ કલા અને કેળવણીની દૃષ્ટિએ મહત્ત્વના એવાં નાનામોટા જૂનાં તેમજ નવાં ચિત્રોનાં સંગ્રહસ્થાનો પણ બની શકે છે. કેટલાંક પુસ્તકાલયો પ્રજાકીય કેળવણીને માટે ચિતરામણીના નમૂનાઓનાં ('પેન્ટર્સ સ્ક્રેપબુક') તથા પુસ્તકબનાવટના હુન્નરનાં—કાગળ ને શાહી કેમ બને છે, બીબાં ઢાળવાના અને પુસ્તકો બાંધવા તથા છાપવાનાં

કામો કેમ થાય છે, એ વગેરેને લગતાં—કાયમી પ્રદર્શનો એટલે કે સંગ્રહસ્થાનો પણ વસાવે છે.

૩

ઉપસાવેલાં ટપકાં, લીટીઓ કે અક્ષરોવાળી જે ચારપાંચ ખાસ લિપિઓ અંધજનો માટે શોધવામાં આવી છે, તે લિપિમાં તૈયાર કરાયલાં પુસ્તકો અમેરિકન સાર્વજનિક પુસ્તકાલયોમાં રાખવામાં આવે છે. એ પુસ્તકોમાંનું વસ્તુ પહેલાં મોટે ભાગે ધાર્મિક અથવા તો શિક્ષણવિષયકજ વધારે અંશે રહેતું, કેમ કે અંધજનોને માટેનું આ પ્રકારનું કાર્ય શરૂ કરેલું તેજ જુદાજુદા સંપ્રદાયના શિક્ષણકારોએ; પણ પાછળથી બીજા વિષયોનાં પુસ્તક પણ—ભાષાના મુખ્ય મોટા શિષ્ટ ગ્રંથો સુદ્ધાં—એ રીતે તૈયાર કરી બહાર પાડવામાં આવે છે. આ પ્રકારનાં પ્રકાશનો બહાર પાડનારી જે સંસ્થા 'અમેરિકન પ્રિંટિંગ હાઉસ ફૉર ધ બ્લાઇન્ડ' નામે છે તેને દેશની રાજસભાએ વાર્ષિક ૧૦,૦૦૦ ડૉલર ૧૮૭૯માં આપેલા; ૧૯૧૯માં તે રકમ ૫૦,૦૦૦ તથા ૧૯૨૭માં ૭૫,૦૦૦ ડૉલરની થઇ હતી.

સર્વે પુસ્તકાલયોમાં બને ત્યાં સુધી અંધ મનુષ્યોને દેખતાંની સાથે ચોપડી આપવાલેવા માટે ભળવા દેવામાં આવે છે, તથા તેમને માટેના ખુલ્લાં કબાટના ખાસ સંગ્રહમાં પણ તેઓ જાતે જઇને જોઇતું પુસ્તક લઇ શકે તેવી સગવડ હોય છે. કેટલેક સ્થળે તો, પુસ્તકાલયના નોકરમંડળમાં પણ એક વ્યક્તિ—સ્ત્રી કે પુરુષ—અંધ રાખવામાં આવે છે એટલે તે પોતાની જેવાં બીજાં ગ્રાહકોની જરૂરતો તથા મુશ્કેલીઓ બરાબર સમજીને તેમને વધુ ઉપયોગી થઇ શકે. દરેક પુસ્તકાલયમાં અંધો માટે મર્યાદિત સંખ્યામાં જ પુસ્તકો હોવાને કારણે, એ બાબતમાં પુસ્તકાલયો પરસ્પર બદલો છૂટથી કરે છે અને રાજ્ય તે રીતે રેલ કે ટપાલરસ્તે મોકલાતાં પુસ્તકો મફત પસાર થવા દે છે. ઘણાંખરાં પુસ્તકાલયમાં આ અણદેખતા ગ્રાહકો માટે ખાસ જુદો ખંડ પણ હોય છે અને ત્યાં કોઇકોઇ વાર તેમને વાર્તા કહેવા કે પુસ્તક વાંચી સંભળાવવામાં પણ આવે છે.

૧૯૨૭માં ન્યું યોર્કના સાર્વજનિક પુસ્તકાલયે ૩૬,૮૧૭ પુસ્તકો અંધજનોમાં ફેલાવ્યાં હતાં, જેમાંનાં ઘણાંખરાં ટપાલ રસ્તેજ મોકલાયાં હતાં ને એજ રીતે પાછાં આવ્યાં હતાં.

છે આ પ્રકારનું શિક્ષણ માત્ર સંસ્કારપોષક વિષયોનું અપાય છે તેમ નથી કારીગરી ધંધોરોજગાર હુન્નરઉદ્યોગ એ સર્વનું જ્ઞાન અને માર્ગદર્શન પણ જેમને જોઇએ તેમને મળી શકે છે મહાન રાષ્ટ્રીય પુસ્તકાલય લાઇબ્રેરી ઓફ્ કોંગ્રેસે જ્ઞાનની જુદીજુદી શાખા માટે જે શાસ્ત્રજ્ઞો રાખ્યા છે તેમની સેવા તો આવા પ્રૌઢશિક્ષણ માટે સોનાના મૂલથી થઇ પડે છે અને છૂટથી મળે છે

૧૯૨૪મા અમેરિકન લાઇબ્રેરી એસોસિએશને પ્રૌઢકેળવણી વિશેની જરૂરી હકીકતો ભેગી કરવા જે તપાસપંચ નીમેલુ, તેને બે વર્ષ બાદ 'બોર્ડ આન ધ લાઇબ્રેરી એન્ડ એડલ્ટ એજ્યુકેશન એ નામ આપીને સ્થાયી સસ્થાના રૂપમા ફેરવી નાખવામા આવ્યુ હતુ તેની તર્ફથી 'એડલ્ટ એજ્યુકેશન એન્ડ ધ લાઇબ્રેરી' નામનુ ત્રિમાસિક પત્ર પણ પ્રગટ થાય છે

૬

મેરિકન ગ્રથપાલોએ એકમેકને સારી રીતે મદદ થઇ શકે માટે

## ૪

પાશ્ચાત્ય પુસ્તકાલયોમા રાખવામાં આવતાં સંગીતનાં સ્વરલેખનો, પિયાનો, તેનો અવાજપ્રદ્ રોગડો વગેરે વિશે આ પુસ્તકના છઠ્ઠા પ્રકરણમાં (પૃ. ૬૭) ઉલ્લેખ આવી ગયો હોવાથી, અહીં ઉમેરવાનું થોડું જ રહે છે. આ વિષયમાં પહેલો પ્રશ્ન કેટલીક વાર એવો કરવામાં આવે છે કે સંગીતને પુસ્તકાલયમાં સ્થાન છે ખરૂં ? તેનો ઉત્તર બહુમતીથી એવો અપાયો છે કે તેને એક વિશિષ્ટ ભાષા-કે જે એ ખરેખર છે-તરીકે ગણવાથી, તેને સ્થાન હોવા વિશે શંકા રહેતી નથી. સંગીતને શાળાઓમાં સ્થાન હોવાને લીધે અને પુસ્તકાલયને અનેક રીતે શાળા સાથે સંબંધ હોવાને કારણે, બીજું કૈં નહિ તો વિદ્યાર્થીઓના ઉપયોગને સારૂ તો અવશ્ય સંગીતનાં શિષ્ટ તરીકે માન્ય થએલા જૂના તેમજ ચાલુ સમયનાં સ્વરલેખનો દરેક પુસ્તકાલયમા હોવા જ ઘટે. તેમાથી, જે ચાલુ જમાનાના હોય તે સામાન્ય રીતે ધીરનાર વિભાગમાં, તથા જૂના હોય છે તે અધ્યયનના વિભાગમાં રખાય છે. તેવી જ રીતે, જેમ સંગીતના આરોહઅવરોહ બગરેર શીખવા માટે તેમ જુદીજુદી ભાષાઓ શીખવા માટે પણ અમુક ચુંટેલી સારીસારી ગ્રામોફોન-રેકર્ડો પણ ગ્રામોફોનયંત્ર સાથે ઘણાં અમેરિકન પુસ્તકાલયોમાં હોય છે.

## ૫

સાર્વજનિક પુસ્તકાલય પણ દેશની એક શિક્ષણસંસ્થા છે એવું તેના કાર્યકરો સમજતા હોવાથી, ઘણા ગ્રંથપાલોએ એ દિશામાં ખાસ પ્રયાસો પણ કર્યા છે. તેનો એક પ્રયાસ તે પ્રૌઢકેળવણીનો છે. અમેરિકામાં પ્રાથમિક શિક્ષણ તો સર્વવ્યાપી છે એમ કહી શકાય, પરંતુ એટલા શિક્ષણ પછીયે ઉમરે પહોંચેલા વાચકોને વાચનના વિષયમા વિગતવાર માર્ગદર્શનની જરૂર ઉભી રહે છે. આ હેતુને માટે, ઘણા અર્વાચીન પુસ્તકાલયોમા જેવો એક બાળવિભાગ તેવો જ પ્રૌઢવિભાગ પણ હોય છે. આ વિભાગની મુખ્ય ફરજ વાચકોના સલાહકાર તરીકેની છે. આ સલાહકારમંડળ પ્રૌઢ વાચકોની સાથે વ્યક્તિવાર તેમજ જૂથવાર અંગત સમાગમ બાંધે છે, દરેક વાચકની જરૂરત પિછાને છે અને અમેરિકન લાયબ્રેરી એસોસિએશને તૈયાર કરેલી 'રીડિંગ વિથ એ પર્પઝ' જેવી માર્ગોપદેશિકાને આધારે શું શું, કેટલું, કેમ અને ક્યારે વાચવું વગેરેની વાચકને સમજ પાડી, તે પ્રમાણેના પુસ્તકો તેને આપે

છે આ પ્રકારનુ શિક્ષણ માત્ર સસ્કારપોષક વિષયોનુ અપાય છે તેમ નથી કારીગરી ધધોરોજગાર હુન્નરઉદ્યોગ એ સર્વનુ જ્ઞાન અને માર્ગદર્શન પણ જેમને જોઇએ તેમને મળી શકે છે મહાન રાષ્ટ્રીય પુસ્તકાલય લાઇબ્રેરી ઓફ કોગ્રેસે જ્ઞાનની જુદીજુદી શાખા માટે જે શાસ્ત્રજ્ઞો રાખ્યા છે તેમની સેવા તો આવા પ્રૌઢશિક્ષણ માટે સોનાના મૂલ્યથી થઇ પડે છે અને છૂટથી મળે છે

૧૯૨૪મા અમેરિકન લાઇબ્રેરી એસોસિએશને પ્રૌઢકેળવણી વિશેની જરૂરી હકીકતો ભેગી કરવા જે તપાસપચ નીમેલુ, તેને બે વર્ષ બાદ 'બોર્ડ ઓન ધ લાઇબ્રેરી એ ડ એડલ્ટ એજ્યુકેશન એ નામ આપીને સ્થાયી સસ્થાના રૂપમા ફેરવી નાખવામા આવ્યુ હતુ તેની તરફથી 'એડલ્ટ એજ્યુકેશન એ ડ ધ લાઇબ્રેરી' નામનુ ત્રિમાસિક પત્ર પણ પ્રગટ થાય છે

૬

અમેરિકન ગ્રથપાલોએ એકબીજાને સારી રીતે મદદ થઇ શકે માટે પોતાના કામકાજના પ્રશ્નોની ચર્ચા માટે, તેમજ પ્રસગોપાત્ત સામાજિક વહેવારને—સ્નેહસમેલનો જેવાને—માટે પોતાના ધધાનુ સગઠન જુદીજુદી રીતે કરેલુ છે એ સસ્થાઓ મુખ્યત્વે ચાર પ્રકારની છે

૧ તેમાની અગ્રણી અને સર્વશ્રેષ્ઠ, તે અમેરિકન લાઇબ્રેરી એસોસિએશન તે ૧૮૭૬મા સ્થપાઇ હતી પુસ્તકાલયપ્રવૃત્તિમા રસ લેનાર હરકોઇ માણસ તેનો સભ્ય થઇ શકે છે—જો કે, આવા અમર્યાદિત ક્ષેત્રને કોઇ રીતે નિયમ બદ્ધ કરવુ જોઇએ એવો એક મત છે અને તેવા મતવાળાઓએ પોતાનું નિરાળુ અમેરિકન લાઇબ્રેરી ઇન્સ્ટિટયુટ સ્થાપ્યુ છે ૧૯૧૪–૧૮ના મહા યુદ્ધના સમય સુધી એસોસિએશનની પ્રવૃત્તિ મુખ્યત્વે એટલી જ હતી કે તે વાર્ષિક પરિષદો ભરે, પોતાના માસિક પત્રનુ કાર્ય કરે તથા તેની ખાસ સમિતિઓએ જે માહિતી આપનાર અને સલાહરૂપ અહેવાલો બહાર પાડ્યા હોય તે વિચારે પરતુ મહાયુદ્ધ વખતે તેણે આખાય અમેરિકન સૈન્યમા પુષ્કળ પુસ્તકપ્રચાર કર્યો અને ત્યારથી તેની પ્રચારની એકદર પ્રવૃત્તિ પણ ઘણી વધી છે

૨ બીજા પ્રકારની સસ્થાઓ તે, પરગણાવાર રચાયા છે તે ગ્રથ પાલોના મડળો સ્થાનિક જરૂરતો પ્રમાણે તે સભ્યસખ્યામા તથા અગત્યમા નાનામોટા હોય છે

૩. લાઇબ્રેરી કનગ્રૂઝ એ ત્રીજો પ્રકાર છે. આવી કચેરીઓની ક્ષેત્રમર્યાદા કેટલીક વાર—ન્યૂ યૉર્ક જેવા મોટા શહેરને અંગે—શહેરની સીમા લગી જ હોય છે, ને નહિ તો વધારે વિશાળ પ્રદેશ સુધી એ લંબાતી હોય છે.

૪. પુસ્તકાલયપ્રવૃત્તિના વિશિષ્ટ કાર્યકરોનાં રાષ્ટ્રીય અથવા તો સ્થાનિક મંડળો એ ચોથો સંસ્થાપ્રકાર છે. તેમાં નેશનલ એસોસિએશન ઑફ સ્ટેટ લાઇબ્રેરિયન્સ, લીગ ઑફ લાઇબ્રેરી કમિશન્સ અને સ્પેશ્યલ લાઇબ્રેરીઝ એસોસિએશન જેવી સંસ્થાઓનો સમાવેશ થાય છે. ઉપર કહ્યું તે અમેરિકન લાઈબ્રેરી ઇન્સ્ટિટ્યુટ પણ આમાંનું જ એક ગણાય. ને મોટે ભાગે પુસ્તકાલયોના ઉપરી અધિકારીઓનું બનેલું હોય છે અને તેનું બંધારણ તથા ધ્યેય પણ આ વર્ગની સામાન્ય સંસ્થાઓથી ઘણે અંશે જુદાં પડી આવે છે.

૭

ઉપર બીજા વિભાગથી માંડીને છઠ્ઠા લગીમા જે વિષયો પર લખ્યું છે, તે દરેકના સંબંધમાં સામાન્ય રીતે ગુજરાતમાં અને ખાસ કરી વડોદરારાજ્યમાં શી સ્થિતિ છે તે વિશેની હકીકતો આ છેલ્લા વિભાગમાં આપીયું:

૧. વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં તેમજ ઓરિએંટલ ઇન્સ્ટિટ્યુટમાં કેટલીક વિરલ હાથપ્રતોનું તથા તેવા જ ગ્રંથોનું એકેક નાનું સંગ્રહસ્થાન છે. રાજકોટ અને ભાવનગરનાં મુખ્ય પુસ્તકાલયો સાથેનાં સંગ્રહાલયોમાં પણ કીમતી વસ્તુઓ છે, જે પ્રજાકીય ઉપયોગ માટે અર્વાચીન પદ્ધતિએ વધારે વ્યવસ્થિત થાય એ જરૂરનું છે.

૨. હિંદમાં ને ગુજરાતમાં આંખવાળાં માણસો માટેજ પૂરતાં પુસ્તકાલયો નથી, તો અંધજનોનો તો વિચાર જ ક્યાંથી થયો હોય? એ દિશામાં પ્રવૃત્તિ થવાની આવશ્યકતા છે જ.

૩. સંગીત તેમજ પ્રૌઢશિક્ષણ વિશે કશું નોંધવા જેવું નથી, બાકી એ સંબંધી પણ અમેરિકાની ઢબે કરવા જેવું તો ઘણું છે.

૪. આપણા પુસ્તકાલયોના કાર્યકરોની મુખ્ય સંસ્થા તે વડોદરારાજ્યની અને આંતરેલી પુસ્તકાલયપરિષદો તથા તેને અંગેનું પરિષદમંડળ અને મદદમંડળો. આ સિવાય, સમસ્ત ગુજરાતની પુસ્તકાલયપરિષદ મેળવવાની યોજના પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વિચારી રહી છે, જે સત્વર પાર પડે અને સાર્વજનિક હિતની આ મહત્ત્વની પ્રવૃત્તિને વેગ આપે એમ આપણે ખરા અંતઃકરણથી ઇચ્છીએ.

❧

## પરિશિષ્ટ[1]

[૧૦૦૦થી ૫૦૦૦ પુસ્તકાલયોને વાસ્તે વર્ગીકરણની પદ્ધતિ (પ્રથમ વિસ્તરણ).]

અ. સર્વસાધારણ

આ સર્વસાધારણ સંગ્રહ અને પુસ્તકોની યાદીઓ
इ કોશો અને જ્ઞાનચક્રો
ई બાંધેલાં માસિકો: ઉ. 'વસંત'ના બાંધેલા અંકો
उ સંસ્થાઓનાં નિવેદનો: ઉ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો રીપોર્ટ
ऊ સરકારી કાગળપત્રો વગેરે: ઉ. સરકારી નિયમો વગેરે: ઉદા. વડોદારારાજ્યની વસ્તીગણત્રીનો સંક્ષિપ્ત અહેવાલ, ૧૯૩૧.
ऋ પુસ્તકાલય સંબંધી સાહિત્ય
(જરૂરીઆત પ્રમાણે એ, ઓ, ઔ, પણ વાપરી શકાય.)

---

૧. વર્ગીકરણ વિશેના પ્રકરણ પંદરમાને અંતે જે યાદીનો ઉલ્લેખ છે, તે યાદી અહીં આ પરિશિષ્ટ તરીકે મૂકવામાં આવી છે.

## क તત્ત્વજ્ઞાન અને ધર્મ

क તત્ત્વજ્ઞાન: ઉ. એકાદશ ઉપનિષદો
ख માનસશાસ્ત્ર: ઉ. મણિલાલ નભુભાઇનું ચેતનશાસ્ત્ર
ग નીતિ: ઉ. ગો. હા. દેશાઇનાં નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો
घ ધર્મ: ઉ. બાઇબલ, કુરાન
ङ હિંદુધર્મ: ઉ. વેદ, પુરાણ વગેરે

## च વિજ્ઞાન

च ગણિત અને જ્યોતિષ: ઉ. ભાસ્કરાચાર્યનું લીલાવતી અને વરાહમિહિરની બૃહત્સંહિતા
छ આધિભૌતિક: ઉ. જાનીનું ઉષ્માશાસ્ત્ર
ज નૈસર્ગિક વિજ્ઞાનશાસ્ત્ર: ઉ. ઠાકરનું વનસ્પતિશાસ્ત્ર
झ માનવજાતિશાસ્ત્ર: ઉદા. નવસારી પ્રાંતની કાળીપરજ
ञ વૈદક: ઉ. આર્યભિષક્

## ट સામાજિક શાસ્ત્રો

ट સામાજિક શાસ્ત્ર (સાધારણ): સંસારસુધારો ઉદા. સંસારમાં સ્ત્રીની પદવી
ठ રાજ્યપદ્ધતિ અને કાયદા: ઉદા. ફોજદારી કાયદાનું પુસ્તક
ड રાજ્યનીતિશાસ્ત્ર: ઉ. દેશીરાજ્યોનો કારભાર
ढ શિક્ષણ: ઉ. મ. ર. ભટ્ટનો શિક્ષણનો ઇતિહાસ
ण અર્થશાસ્ત્ર: ઉ. બ્રિટિશ હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ

## त કલાઓ

त ઉપયુક્તકલા: ઉદા. સીમેન્ટ બનાવવાનો હુનર
थ ખુશ્કી અને તરી: (ફોજ અને આરમાર)
द ક્રીડા વિનોદ: ઉ. દેશી રમતો
ध લલિત કળા: ઉ. ભરતગુંથણ ઇત્યાદિ
न ... ... ...

## प ભાષાસાહિત્ય

प ભાષાશાસ્ત્ર (વ્યાકરણ, વ્યુત્પત્તિ, છંદઃશાસ્ત્ર વ.)

फ અલંકારશાસ્ત્ર: ઉ. અલંકારચંદ્રિકા (સવિતાનારાયણકૃત)
ब કાવ્ય, પ્રાચીન ધાર્મિક ને આધ્યાત્મિક: ઉ. અખાની કવિતા
भ કાવ્ય, અર્વાચીન અને ઐહિક (secular poetry): ઉ. સ્નેહમુદ્રા, નાનાનાના રાસ
म નાટક: ઉ. કાન્તા અને ઇન્દ્રકુમાર
य નવલકથા: ઉદા. સરસ્વતીચંદ્ર
र કાવ્યનાટક અને નવલકથાથી ભિન્ન ગદ્યસાહિત્ય (નિબંધો, ગુણદોષવિવેચન, વગેરે): ઉ. દયારામનો અક્ષરદેહ
ल ગુજરાતી સિવાયનાં ખાસ મૂળ સાથે ભાષાંતરો: ઉદા. કે. હ. ધ્રુવકૃત ગીતગોવિંદ
व ... — — —

## श ઇતિહાસ, પ્રવાસ, ભૂગોળ, જીવનચરિત્ર વગેરે

श સર્વસાધારણ ઇતિહાસ: ઉ. મહીપતરામકૃત જગતનો ઇતિહાસ
ष પૌરસ્ત્ય ઇતિહાસ: ઉ. ભટ્ટનું ઇજીપ્ત
स ભારતીય ઇતિહાસ: ઉ. ભટ્ટનું ભારતીય સામ્રાજ્ય
ह પાશ્ચાત્ય ઇતિહાસ: ઉ. મહીપતરામકૃત ગ્રીસ દેશનો ઇતિહાસ
ळ ભૂગોળ, સ્થળવર્ણન, પ્રવાસ: ઉ. નંદકુંવરબાનું ગોમંડળ-પરિક્રમણ
क्ष ચરિત્રસંગ્રહ: ઉ. મગનલાલ નરોત્તમ પટેલનું મહાજનમંડળ
ज्ञ ચરિત્ર: ત્રિપાઠીની લીલાવતીજીવનકળા